હંસ પ્રકાશન ૩જું

શ્રી ચારુચન્દ્ર વંદ્યોપાધ્યાય કૃત

અભિનવ નવલકથા

# સંગમ

●

: અનુવાદક :

**રમણલાલ સોની**

મ[illegible]ન્ત, વિપ્રદાસ, સાવકી મા, સ્વામી, કાશીનાથ, શેષપ્રશ્ન, ન[illegible]લક્ષ્મી, પ્રભાતકિરણો, બિરિયાલા, વરમાળા, ગુપ્તધન, ગોરા, ચિ[illegible]કારસભા, હાસ્યકૌતુક, વિજ્ઞાનબાણુ, મેઘધનુષ, લાલ પડછાયા, ફૂલશય્યા વગેરેના અનુવાદક.



હંસ પ્રકાશન

વોરા એન્ડ કંપની પબ્લિશર્સ લિમિટેડ

૩ રાઉન્ડ બિલ્ડિંગ, કાલબાદેવી, મુંબઈ ૨

આ વાર્તાનું મૂળ કથાવસ્તુ પરમ પૂજનીય કવિવર રવીન્દ્રનાથ ટાગોરે લેખકને આપેલું, અને એ વસ્તુ પરથી, કવિવરની જ પ્રેરણા લઈને લેખકે આ વાર્તા લખેલી. લેખકે પોતે મૂળ બંગાળી ગ્રંથમાં આ હકીકતની કૃતજ્ઞતાપૂર્વક જાહેરાત કરી છે.

કવિવરના આશીર્વાદ પામેલી આ વાર્તા ગૂજરાતી વાચકવર્ગમાં ખૂબ આદર પામશે એવો મને વિશ્વાસ છે.

૩–૫–૧૯૪૮ મોડાસા. અનુવાદક

## રમણલાલ સોનીનાં અન્ય પુસ્તકો

| | | | | |
|---|---|---|---|---|
| શ્રીકાન્ત ભાગ ૧–૨–૩–૪ | | ... | ... | શરદબાબુ કૃત |
| વિપ્રદાસ | ... | ... | ... | ,, |
| સ્વામી ... | ... | ... | ... | ,, |
| કાશીનાથ ... | ... | ... | ... | ,, |
| નવીના (શેષપ્રશ્ન) | ... | ... | ... | ,, |
| શરદવાણી | ... | ... | ... | ,, |
| શરદવંદના | ... | ... | ... | ,, |
| આવજો મા | ... | ... | ... | ,, |
| અનુરાધા | ... | ... | ... | ,, |
| શુભદા | ... | ... | ... | ,, |
| શરદબાબુની બાલવાતો | | ... | ... | ,, |
| નગરલક્ષ્મી | ... | ... | રવીન્દ્રનાથ ટાગોર કૃત | |
| ગિરિબાલા | ... | ... | ,, | |
| વરમાળા | ... | ... | ,, | |
| જુદી ધૂન | ... | ... | ,, | |
| ગોરા ભાગ ૧–૨ | ... | ... | ,, | |
| ચિરકુમાર સભા | ... | ... | ,, | |
| હાસ્યકૌતુક | ... | ... | ,, | |
| ચોખેર વાલિ | ... | ... | ,, | |
| હૈમન્તી | ... | ... | ,, | |
| મેઘધનુષ | ... | ... | રશિયન નવલકથા | |
| વિજ્ઞાનબાબુ | ... | ... | એચ. જી. વેલ્સ કૃત નવલકથા | |
| સીતાવનવાસ | ... | ... | ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર | |
| શકુંતલા | ... | ... | ,, | |
| રાજકહાની | ... | ... | અવનીન્દ્રનાથ ટાગોર | |
| ભાગવત કથામંગલ | ... | ... | ... | ... |
| ઉપનિષદ કથામંગલ | | ... | ... | ... |
| રામાયણ કથામંગલ | ... | ... | ... | ... |
| મીનાક્ષી | ... | ... | ફ્રેન્ચ નવલકથા | |
| કુલકન્યા | ... | ... | બંગાળી નવલકથા | |
| શિશુભારતી ગ્રંથમાળા | ... | ... | ૭ ચોપડીઓનો પહેલો સેટ | |
| ,, | ... | ... | ,, બીજો સેટ | |
| શિશુસંસ્કાર ગ્રંથમાળા | | ... | બાર ચોપડીઓનો પહેલો સેટ | |

ગુજરાતનાં કલાજ્યોતિર્ધર

સ્નિગ્ધહૃદય

શ્રી રવિશંકર રાવળને

: ૧ :

તે દિવસે કૉલેજમાં એક પ્રોફેસર ગેરહાજર હતા. તેથી જુનિયર બી.એ. ના છોકરાઓ રજા મળી ગઈ સમજી, નાનાં નાનાં જૂથોમાં વહેંચાઈ, શોરબકોર કરવા લાગી ગયા હતા. એવામાં અચાનક એમના ઉત્સાહ પર ઠંડું પાણી રેડી, કોઈ બીજો પ્રોફેસર એમના વર્ગમાં આવી ઊભો. એને જોતાં જ બધો ઘોંઘાટ એકદમ શમી ગયો. હમણાં તેઓ ભણાવવાનું શરૂ કરશે એમ સમજી બધા છોકરાઓ પોતપોતાની જગાએ જઈને બેસવા લાગ્યા. પરંતુ પ્રોફેસરે બારણામાં ઊભા રહીને જ કહ્યું: 'ગૃહસ્થો, જરા ઓછો અવાજ કરો તો સારું. જોડેના ઓરડામાં અમારાથી કામ થઈ શકતું નથી.'

પ્રોફેસરના ગયા પછી, ફરી પાછો ઓરડામાં અવાજ શરૂ થઈ ગયો, પણ પહેલાંના જેવો નહિ.

એક જગાએ સૌથી વધારે ભીડ થઈ હતી. તેનું કેન્દ્ર હતો એક છોકરો. તેનું નામ રજત. તેના પહેરવેશ પરથી જ દેખાઈ આવતું હતું કે એ ખૂબ પૈસાદાર પિતાનું ફરજંદ હતો. ધોબીના ઘરની કડકડતી ઈસ્તરીવાળો આસમાની જામો તેણે પહેર્યો હતો, જામાના કફ અને છાતીની પટી ચમકદાર અને અક્કડ હતી, એમાં

હીરાજડિત સોનાનાં બટન હતાં. એનો રેશમી રૂમાલ અત્તરની ગંધથી સુવાસિત હતો.

રૂપાની જરીથી ભરેલા એના જોડા હતા; છોકરાનો રંગ બહુ ગોરો નહોતો, પણ ટાપટીપ અને તેલફુલેલથી બહુ ઊજળો દેખાતો હતો. તેની પેનસિલને ચાંદીની ક્લિપ હતી, અને ફાઉન્ટન પેનને સોનાની ક્લિપ હતી. તેની ચોપડીઓ, નોટો વગેરે બધું જ સફાઈબંધ હતું, અને બધું તે ફક્કડ રીતે બેન્ચ ઉપર ગોઠવીને મૂકતો. જરા પણ કોઈ ચીજ આઘીપાછી થાય તો તે તરત જ તેને પાછી બરાબર ઠેકાણે મૂકતો. એની બોલચાલ ને રૂવાબ બધું એવું હતું કે એના વર્ગના છોકરાઓએ એને 'બાબુ'નો ખિતાબ આપ્યો હતો, અને એ નામે જ તે ઓળખાતો હતો. ઘણાઓને તો એના નામની પણ ખબર નહોતી. પણ તેઓ 'બાબુ' કહીને એને ઓળખતા. જમાઈરાજ પહેલી વાર સાસરે જતા હોય એવો તે દરરોજ બનીઠનીને કોલેજમાં આવતો.

પરંતુ કેવળ પોતાની બાબુગીરીને લીધે રજત પોતાના સહાધ્યાયીઓમાં જાણીતો નહોતો થયો. તેનો સ્વભાવ બહુ માયાળુ હતો, તેની વાત કરવાની રીત બહુ સરસ હતી; તેની વર્તણૂકમાં, તેને ધનનો લેશ માત્ર પણ ગર્વ હોય એવું લાગતું નહિ. ભણવાગણવામાં પણ તે ખંતીલો હતો, અને પોતાની બુદ્ધિનો પરચો પણ તેણે દેખાડ્યો હતો. આથી તે વિદ્યાર્થીઓમાં પ્રિય બની ગયો હતો. એક બીજા ગુણને લીધે પણ રજત પોતાના સહાધ્યાયીઓનું ધ્યાન પોતાના તરફ ખેંચતો અને તેમનામાં વિસ્મય અને માનની લાગણી પેદા કરતો. તે ગુણ તે તેનો કવિતા અને વાર્તા લખવાનો શોખ. તે લગભગ દરરોજ કોઈ પ્રોફેસર કે છોકરાના ચહેરા વિષે, કે એવી કોઈ વ્યક્તિગત ટેવ કે ખોડ વિષે ટુંકું કાવ્ય કે વાર્તા લખીને લાવતો, અને વર્ગમાં મુગ્ધ શ્રોતાઓને વાંચી સંભળાવતો. સહા-

ધ્યાયીઓના આગ્રહથી તે તેમના ભાઈઓ, બ્હેનો કે સંબંધીઓનાં લગ્નની કવિતાઓ ઝટ દઈને લખી આપતો. સહાધ્યાયીઓનાં લગ્નમાં તેની શાયરીની ખ્યાતિ થતી અને છાપેલી પત્રિકાઓ દ્વારા તેની વાહવા બોલાતી. તે પછી તો તેનાં લખાણો જાણીતાં માસિકપત્રોમાં નિયમિત છપાવા માંડયાં હતાં, એટલે તો રજત સૌના સન્માનનું પાત્ર બની ગયો હતો.

પ્રોફેસરના આવવાથી ટોળું જરા વિખરાતાં રજતને બીજી તરફ નજર કરવાનો વખત મળ્યો. તેણે જોયું તો ઓરડામાં એક ખૂણે પાછલી પાટલી પર માથું ઢાળીને એક છોકરો નિરાંતે ઊંઘતો હતો. તેને નિરાંતે ઊંઘતો જોઈ રજત હસીને બોલી ઊઠયો:

'પેલો કોણ છે? ખરો ઊંઘે છે!'

તેનો દોસ્ત ખગેન બોલી ઊઠયો : ' એ તો પેલો પૂર્ણ છે!'

રજતે હસીને કહ્યું: ' આજે કયો વાર થયો? સોમવાર ને? હં, બરાબર, ભાઈસાહેબ શનિવારે સાસરે ગયા હશે! કોઈની પાસે તપખીર છે?'

જોતજોતામાં સૌને ગમતનો આભાસ મળી ગયો, અને તપખીરની ડાબલી કોઈના ગજવામાંથી નીકળીને એક હાથથી બીજે હાથ થઈ રજતના હાથમાં આવી પહોંચી.

રજત ધીરેથી ઊઠીને પૂર્ણની સામે જઈને ઊભો; પછી એક કાગળના ટુકડા ઉપર થોડી તપખીર કાઢીને, તેણે હળવે રહીને કાગળ પૂર્ણના નાકની નીચે ધર્યો.

પૂર્ણ નિરાંતે ઊંઘના લાંબા શ્વાસ લેતો હતો. તપખીર એના શ્વાસની સાથે એકદમ એના નાકમાં પહોંચી ગઈ. રજત તે જ ઘડીએ ત્યાંથી ખસી ગયો, અને દૂર જઈને બેસી પડી, જાણે કશું જ જાણતો ન હોય એવી મુખમુદ્રા કરી ઊલટી દિશાએ જોઈ રહ્યો.

પૂર્ણની ગુલાબી ઊંઘ ઊડી ગઈ, એ તો જાણે ઠીક, પણ બિચારો ભીંડો ખાઈ ખાઈને મરી ગયો. એની દુર્દશા જોઈ આખો ઓરડો ધીમા હાસ્યના ગણગણાટથી ભરાઈ ગયો.

રજત પોતાના વિજયના ગર્વથી સૌના આગેવાન હોવાનો આત્મસંતોષ અનુભવી રહ્યો હતો. એટલામાં એચિંતાની તેની નજર ઓરડામાં એક બીજા ખૂણા પર પડી. વર્ગના તમામે તમામ છોકરા રજતની આ રસિકતામાં ભાગ પડાવી રહ્યા હતા ને ઉલ્લાસ બતાવતા હતા, પરંતુ માત્ર એક છોકરો એક ખૂણામાં બેઠો બેઠો એકચિત્તે નોટમાં કંઈક લખી રહ્યો હતો. ઓરડામાં આટલો હાસ્યવિનોદ ચાલી રહ્યો હતો, પણ એ તરફ તેનું જરાયે ધ્યાન નહોતું.

રજતને જેમ સૌ ઓળખતા, તેમ આ છોકરાને પણ વર્ગના બધા છોકરા ઓળખતા હતા. તે ઉઘાડા પગે નિશાળમાં આવતો, તેનાં કપડાંમાં થીગડાં ચોખ્ખાં દેખાતાં; તેનો જામો ઘેર જ ધોઈ નાખેલો હતો. તે કેવળ જામો જ પહેરતો—ચાદર કે ખેસ કાંઈ ન મળે! તાપ પડે કે વરસાદ પડે પણ કદી એના માથા પર કોઈએ છત્રી જોઈ નહોતી. એની ચાલમાં યૌવનની ચંચળતા નહોતી. એના શરીરનો રંગ ગોરો હતો. પણ દુઃખને લીધે તેનું નૂર ઊડી ગયેલું લાગતું હતું. એનો દૂબળો ચહેરો ગરીબાઈની પ્રતિમા સમો હતો. પરંતુ એની આંખો ઝગારા મારતી હતી. એની રીતભાતમાં લેશ પણ સંકોચ કે થડકાટ નહોતો. તે બોલતો બહુ થોડું, પરંતુ એ થોડાબોલાપણામાં દીનતા નહોતી; તેનો પહેરવેશ અતિ સાધારણ હતો, પણ એમાં ગરીબાઈની મલિનતા નહોતી—એ સાંધેલાં ને થીગડાંવાળાં કપડાં પહેરતો એ ભલે, પણ એને મેલાં કપડાં પહેરતો કોઈએ કદી પણ જોયો નહોતો. છોકરાઓ એને વધારે તો એથી ઓળખતા કે એણે મેટ્રિક અને પ્રિવિયસની પરીક્ષાઓ સારી રીતે પાસ કરીને શિષ્યવૃત્તિ મેળવી હતી.

એનું નામ શિશિર હતું.

શિશિર બીજાઓની સાથે બહુ ઓછું ભળતો, બોલતો પણ બહુ થોડું—વખતે કોઈ અપમાન કરીને પોતાના દરિદ્રતાના ગર્વને ખંડિત કરે એની તેને બીક હતી. રજતના તો પડછાયે પણ એ ઊભો રહેતો નહિ. એનાથી એ ખૂબ છેટો રહેતો—કારણકે રજતની દશા તેના કરતાં બરાબર ઊલટી હતી. રજત ધનના આડંબરની સાક્ષાત મૂર્તિ હતો, તેવી રીતે શિશિર શૂન્ય દરિદ્રતાની મૂર્તિ હતો.

રજતને વર્ગના તમામ છોકરાઓના પ્રેમ સન્માનમળ્યાં હતાં, અને તે વર્ગનું કેન્દ્ર બની ગયો હતો. પરંતુ આ એક છોકરાને તે પોતાની તરફ ખેંચી શક્યો નહોતો. આથી રજત શિશિર તરફ બહુ માનની વૃત્તિ દાખવતો નહિ. જ્યારે આખો વર્ગ ઉત્સાહમાં આવી રજતની રસિકતામાં ભાગ પડાવતો હતો અને એને આખા વર્ગમાં પ્રધાનપદે સ્થાપી રહ્યો હતો, ત્યારે શિશિર તેની સામું યે જોતો નહોતો.

રજતથી આ સહન થયું નહિ. શિશિરની સામે કટાક્ષથી જોઈ ક્રૂર હાસ્ય કરી, તેણે પોતાની ભક્તમંડળીનું પોતાના તરફ ધ્યાન ખેંચી કહ્યું: 'હિમો તો ખરા બંગાળનું ભાગ્ય! કેવા ડાહ્યા છોકરા પાકે છે!'

રજતની ભાષા અને બોલવાના ઢંગ જોઈ બધા છોકરા મોટેથી ખડખડ હસી પડ્યા.

બધાનો હાસ્યનો ઉશ્કેરાટ જોઈને કાલિદાસ સન્માનસૂચક ગંભીર સ્વરે બોલી ઊઠ્યો: "નહિ, નહિ, એની મશ્કરી કરવી યોગ્ય નથી. એની પાસે ચોપડી નથી, અને ચોપડી વેચાતી લેવાના પૈસા નથી. એટલે એ બધી ચોપડીઓની હાથે નકલ ઉતારી લે છે. અત્યારે પણ એ નકલ ઉતારે છે."

ગરીબાઈની આ અતિ કઠિન તપસ્યા તરફ કાલિદાસની લાગણી જોઈ સૌને ખૂબ લાગી આવ્યું.

રજતે નવાઈ પામી, ઘડીભર શિશિરની સામે નજર કરી લઈ, કાલિદાસને પૂછ્યું: 'આવી રીતે શું એ બધી ચોપડીઓની નકલ કરવાનો?'

કાલિદાસે માત્ર માથું હલાવી મૂગો જવાબ દીધો: 'હા.'

રજતે કહ્યું: 'તો ચાલોને, આપણે બધા ભેગા થઈ ફાળો કરી એને ચોપડીઓ લાવી આપીએ!'

કાલિદાસે કહ્યું: 'એવી રીતે ભીખ માગીને એ કશું નહિ લે. અમારા છાત્રાલયમાં જ એ રહે છે. અમે કહ્યું કે અમે તારી પાસેથી કંઈ ભાડું બાડું લેવાના નથી—રસોડું અને પાયખાનાની વચમાં એક અંધારી ઓરડીમાં એ પડી રહે છે. એ ન રહે, તો એવી ઓરડીમાં બીજું કોઈ રહેવાનું નહોતું, ઓરડી ખાલી જ પડી રહેવાની હતી—તોયે એ તો એનું ભાડું આપે છે ને ત્યાં રહે છે.'

બગેન પૈસાદારનો દીકરો હતો. તે રજત અને શિશિર બંનેની વચલી કક્ષાનો હતો. તે વીસ રૂપિયે વારનું કપડું પહેરતો હતો, અંગે તેલફુલેલ લગાવતો, ઊંચામાં ઊંચી જાતના કીમતી જોડા પહેરતો; પરંતુ એનાં લુગડાં મેલાં રહેતાં, જામામાં પરસેવાના ડાઘા ને ગંધ હતી, જોડા આખા દેશની ધૂળ ને કાદવથી ખરડાયેલા હતા. એની બુદ્ધિ પણ એવી હતી. હતી તોય પણ પોતે આળસનો અવતાર હતો, એટલે બુદ્ધિને વાપરવી જોઈએ તેમ વાપરતો નહોતો.

કાલિદાસની વાત સાંભળીને તે બોલી ઊઠ્યો: 'અસલ મૂર્ખ! બંગાળીમાં વળી કેટલી અક્કલ હોવાની હતી! ભાડું આપવું જ છે, તો પછી કોઈ સારી રૂમમાં સગવડ કરતાં શું થાય છે!'

કાલિદાસે કહ્યું: 'પણ સારી રૂમનું વધારે ભાડું આપવું ક્યાંથી લાવીને ! માત્ર પંદર રૂપિયા સ્કોલરશિપના આવે છે. અને સાંજે એક કલાક એક ટ્યુશન કરે છે એના આઠ રૂપિયા આવે છે. તેમાંથી દર મહિને દસ રૂપિયા કોઈ વનમાલી દાસને મોકલે છે— મનીઑર્ડરની રસીદ પાછી આવેલી જોઈ છે. બાકી રહ્યા તેર રૂપિયા, તેમાંથી એ એનો ખરચો ચલાવે છે.'

ખગેને પૂછ્યું: 'એનું સગું વહાલું કોઈ નથી શું ?'

કાલિદાસે કહ્યું: 'એ ખબર નથી. એ કશું કહેતો નથી, અને કોઈ કદી એને મળવા દરવાજે આવતું નથી, કદી એના નામે કાગળ પત્ર યે આવતો જોયો નથી. માત્ર દર મહિને વનમાલી દાસની સહી-વાળી મનીઑર્ડરની રસીદ આવે છે. શિશિર બ્રાહ્મણ છે, એટલે વનમાલી દાસ એનો સગો નથી એ નક્કી.'

આખો વર્ગ સ્તબ્ધ બની ગયો. અત્યાર સુધીનો હાસ્યકલ્લોલ કોઈ અનિવર્ચનીય દુઃખની છાયામાં ઢંકાઈ પડ્યો. શિશિર કેવળ ગરીબ છે એટલું જ નહિ, તેનું સગુંવહાલું પણ દુનિયામાં કોઈ નથી, તે સ્નેહીસંબંધી વિનાનો એકલો અટૂલો છે !—આ ખ્યાલે સૌને વીંધી નાખ્યા.

આખો ઓરડો એકદમ શાંત બની ગયો એ જોઈ શિશિરે ઘડીક નોટમાંથી માથું ઊંચું કરી ચારે તરફ નજર કરી. તેના મનથી કે કોઈ પ્રોફેસરના આવવાથી સૌ શાંત થઈ ગયા કે. પરંતુ કોઈ પ્રોફે-સર ન દેખાવાથી, અને બધાઓને પોતાની તરફ વિસ્મયભરી નજરે જોઈ રહેલા જઈ તેણે ફરી માથું નીચું ઘાલ્યું, અને લખ-વામાં મન પરોવ્યું. પારકાના મનની હાલતનો વિચાર કરવાનો એને વખત નહોતો.

ધીરે ધીરે ભીડમાંથી રસ્તો કરીને રજત શિશિરની તરફ

ચાલ્યો. એ જોઈ કાલિદાસે એકદમ આગળ આવી રજતના ખભા પર હાથ મૂકી એને રોકીને કહ્યું: 'જો રજત, એની મશ્કરી કરવાની નથી!'

રજતે કાલિદાસનો હાથ ખસેડી કહ્યું: 'હું એવો જંગલી નથી!'

રજત આગળ વધ્યો. બધા નવાઈ પામી રજતની સામે જોઈ રહ્યા. સૌને ભય હતો કે રજત શીખઉર શું કરી બેસશે!

રજત ધીરેથી જઈને શિશિરની સામે ઊભો રહ્યો.

શિશિરે નોટમાંથી ઊંચું જોઈ જરા હસીને કહ્યું: 'આપ શું જોઈ રહ્યા છો?'

રજતે બેન્ચની સામેથી હાથ લંબાવી શિશિરના ખભા પર મૂકી કહ્યું, 'આપણે સાથે ભણીએ છીએ, આપણે મિત્રો છીએ. આપણામાં કોઈ 'આપ' નથી, કોઈ 'મશાય' નથી, કોઈ 'જી હુકમ' નથી. તું શિશિર મારો મિત્ર, હું રજત તારો—'

બોલતાં બોલતાં અટકીને રજત હસતે મોઢે શિશિરના મોં સામે અર્થભરી જિજ્ઞાસુ નજરે જોઇ રહ્યો.

શિશિર લખવાનું રહેવા દઈ, હસતે મોઢે ઊઠીને ઊભો થયો અને રજતનો હીરાની વીંટીવાળો કોમળ હાથ પોતાના હાડપિંજર જેવા કઠોર હાથમાં પકડીને બોલ્યો: 'હ, રજત મારો મિત્ર છે, પણ રજત લાંબો વખત મારા જેવા ગરીબનો મિત્ર રહી શકે નહિ.'

આગળ કંઈપણ બોલ્યા વગર રજત બેન્ચ કરીને શિશિરની પાસે જઈને બેઠો, અને શિશિરે હેઠી મૂકેલી કલમ હાથમાં ઉપાડી લઇ બોલ્યો: 'તો તું જરા ખસ. તું ક્યારનો લખલખ કરે છે—હવે મને થોડું લખવા દે. મારા અક્ષર બહુ ખરાબ નથી, તને વંચાશે'

શિશિરે ગભરાઈને કહ્યું: 'ના, ના, આપે કશી તકલીફ લેવાની જરૂર નથી, હું—'

રજતે પોતાને રોકવા લાંબા થયેલા શિશિરના હાથને ખાળી, તેની સામે મોં કરી કહ્યું: 'પાછું આપ ? આવી જ કે તારી દોસ્તી !'

શિશિર મનમાં સંકોચ પામી બોલ્યો: 'પણ તમારે ખાલી હેરાન થવાની શી જરૂર ? મારે કાંઇ થોડું લખવાનું છે તે...'

રજતે દૃઢ સ્વરે કહ્યું: 'એટલે તો અમે બધા તારું કામ વહેંચી લેશું......'

શિશિર ગભરાઈને બોલી ઊઠયો: 'ના, ના, બધાને સંડોવીને—'

રજતે તેને બોલતો અટકાવી કહ્યું: 'જો તો મારા અક્ષર ! મને તો લાગે છે કે વંચાશે.'

શિશિરે કહ્યું: 'હા, તારા અક્ષર બહુ સરસ છે !'

હવે કાંઇપણ બોલ્યા વગર રજતે લખવા માંડયું.

શિશિર રજતની આ રીતભાતથી નહોતો ખુશી થઈ શકતો, કે નહોતો ગુસ્સે થઈ શકતો. તે જડસડ જેવો બની તેની પાસે બેસી રહ્યો ને મનમાં મનમાં ખૂબ ક્ષોભ અનુભવી રહયો.

એકાએક લખવાનું બંધ કરી દઈ રજત બોલી ઊઠયો: 'વાહ ! હું યે અસલ મૂરખો છું તો ! આપણે શું કરવા આની નકલ કરી મરીએ છીએ ! મારી પાસે આ બધીયે ચોપડીઓ બબ્બે છે—એક વખત મારો મુનીમ લઈ આવેલો, પણ મને એ ખબર નહિ, એટલે હું પાછો બધીયે ચોપડીઓ નવી લઈ આવ્યો ! પાછી આપવા ગયો, પણ દુકાનવાળાએ લેવાની ના પાડી. એ પડી રહેલી વધારાની ચોપડીઓ તને કેમ કામમાં ન આવે ?'

શિશિરનું મોં લાલ થઈ ગયું. તેણે રુક્ષ સ્વરે કહ્યું: 'નહિ, હું તારી ચોપડીઓ શું કરવા લઉં ?'

રજતે તેવા જ પ્રસન્ન મુખે હસતાં હસતાં કહ્યું: ' તને લેવાનું હું ક્યાં કહું છું! તું જેવી રીતે નકલ ઉતારવા માટે બીજાની ચોપડીઓ લે છે, તેવી રીતે મારી ચોપડીઓ લઈ ને વાંચ! પછી તારી પરીક્ષા થઈ ગયા કેડે મારી ચોપડીઓ મને પાછી આપી દેજે!'

શિશિરે કહ્યું: ' ના, ના, મારી ખાતર તારે શું કરવા બબે ચોપડીઓ વેચાતી—'

તેને પૂરું બોલવા દીધા વિના જ રજતે કહ્યું: ' વેચાતી લેવાની વાત જ ક્યાં છે તે? વેચાતી તો લેવાઈ ગયેલી જ છે! તું કૉલેજ બંધ થતાં મારી સાથે મારે ઘેર આવ; ત્યાં મારા કબાટમાં બબે ચોપડીઓ ન જુએ તો ન લેતો!'

રજતનો નિર્મળ ભાવ અને આગ્રહ જોઈ શિશિર તેના તરફ ખેંચાતો જતો હતો. ના નહિ કહી શકાવાથી હવે તે મૂંગો રહ્યો.

રજતે ઊભા થઈ શિશિરનો હાથ પકડી કહ્યું: ' તો આ વાત પાકી. આજે કૉલેજ છૂટતાં તારે મારી સાથે મારે ઘેર આવવાનું છે '

શિશિર મુગ્ધ કોમળ નજરે હસતે વદને રજતની સામે જોઈ રહ્યો.

કાલિદાસ, હેમ, પૂર્ણ, ખગેન, વગેરે દૂર દૂર રહ્યા રહ્યા રજતની વશીકરણશક્તિ જોઈ મનમાં ને મનમાં તેની તારીફ કરતા હતા. આ અનેક પ્રકારના અભાવોમાં ઊછરેલા કૃશ, દરિદ્ર તપસ્વીના મનને પિગળાવીને વશ કરવાનું કામ જેવું તેવું નહોતું!

રજત શિશિરની પાસેથી ઊઠીને, મુગ્ધ બનેલા મિત્રોની પાસે ન આવતાં, વર્ગમાંથી બહાર નીકળી ગયો.

કૉલેજની નજીકમાં જ એક ચોપડીઓ વેચનારાની દુકાન હતી.

ત્યાંથી પોતાના ભણતરની તમામ ચોપડીઓ ખરીદી લઈ તેણે પોતાને ઘેર મોકલાવી દીધી અને દુકાનવાળાને કહી દીધું કે ઘેરથી પૈસા લઈ લેજો. દુકાનવાળાના નોકરની સાથે પોતાના મુનીમની ઉપર ચિઠ્ઠી પણ લખી મોકલી કે પૈસા આપીને આ ચોપડીઓ લઈ લેજો, અને મારી ચોપડીઓના કબાટમાં ગોઠવીને મુકાવજો.

તેજસ્વી શિશિરની પાસે પોતાનું દાન સ્વીકારાવવા માટે આટલી ચોરી કરીને રજત જ્યારે વર્ગમાં આવ્યો, ત્યારે વર્ગમાં બીજા વિષયના પ્રોફેસર આવી ગયા હતા. એટલે પોતે કેવી રીતે કયા મંત્રથી શિશિરને વશ કર્યો, અને તે પર્ચો ક્યાં ગયો હતો તે વિષે જિજ્ઞાસુ સહાધ્યાયીઓની આગળ કાંઈ પણ ખુલાસો કરવાની તેને જરૂર પડી નહિ.

: ૨ :

કૉલેજ બંધ થતાં, વખતે શિશિર છટકી જાય એ બીકે રજત એકદમ ઉતાવળો આગળ વધ્યો, ને શિશિરની સાથે ને સાથે ચાલવા લાગ્યો. કમ્પાઉન્ડમાંથી બહાર નીકળ્યા પછી રજતે પોતાની ગાડીના બારણા આગળ ઊભીને શિશિરને બોલાવ્યો: ' આવ ! '

શિશિરે સંકોચ પામી કહ્યું: ' આજે નહિ, વળી કોક દિવસ આવીશ. '

રજતે હસીને કહ્યું: ' તો ચાલ. હું તારે ઘેર આવું. આવવા દેશે ને ? '

શિશિરે ભોંઠા પડી કહ્યું: ' શા સારુ ન આવવા દઉં ? '

રજતે હસીને કહ્યું: ' તો બેસ ગાડીમાં, મને રસ્તો બતાવીને લઈ જા. '

છેવટે શિશિરને ગાડીમાં બેસવું પડ્યું. તે ગાડીવાનની બાજુની બેઠક પર બેસવા જતો હતો, પણ રજતે તેનો હાથ પકડી જોર

કરી તેને અંદરની બેઠક પર બેસાડી દીધો, ને પોતે તેની જોડે બેઠો.

પછી તે બોલ્યો: ' આપણામાંથી કોઇ એવું જાડું નથી કે બે જણા એક સાથે ન બેસી શકીએ. '

શિશિરે હસીને કહ્યું: 'તારી પાસે મને બેસાડયો એટલે હરિહરમૂર્તિ બની !!

રજતે હસીને કહ્યું, ' ધીમે ધીમે આપણો હરિહર–આત્મા પણ થશે. '

ગાડીની પાસેથી કાલિદાસને જતો જોઈ રજતે ગાડીમાંથી મોં કાઢી તેને બૂમ મારી: ' અરે કાલિદાસ ! અમે તારા છાત્રાલયમાં જ જઈએ છીએ; તું પણ ગાડીમાં આવી જાને ! '

રજત પોતે સામેની બેઠકે બેઠો, અને કાલિદાસને તેણે શિશિરની જોડે બેસાડયો.

ગાડીવાળાએ ગાડીનું બારણું બંધ કરતાં પૂછ્યું: ' ક્યાં જવાનું છે ?'

રજતે હુકમ કર્યો : ' ચોરબાગાન તરફ લો. '

ચોરબાગાનની એક સાંકડી ગલીમાં એક જૂના પુરાણા મકાનમાં શિશિર વગેરે રહેતા હતા. ઘરમાં પગ દેતાં જ કેવી યે વાસ તેના નાકમાં પેઠી. ભોંયતળિયામાં તો બિલકુલ અંધારું હતું. તેમાં પાણો ચુલો ચેતાવવામાં આવતો હતો, એટલે ધુમાડાથી શ્વાસ રૂંધાઈ જતો હતો.

પણ પછી શિશિરની કોટડીમાં પગ દેતાં તો રજતની આંખો કપાળે ચડી ગઈ! આવી કોટડીમાં રહીને માણસ કેવી રીતે જીવતો રહે છે તેની તેને નવાઇ લાગી. તેને થયું કે આટલું દુ:ખ વેઠીને પણ માણસ ભણે છે! તંદુરસ્તીનો નાશ કરી, દારૂણ દુ:ખ વેઠી, પરીક્ષાઓ પાસ કરવાથી ફાયદો શો છે ?

રજતનું મન શિશિર પ્રત્યેની અનુકંપાથી ભરાઈ ગયું.

રજત વિસ્મય અને અનુકંપાની નજરે પોતાની કોટડીને જોઈ રહ્યો છે એ જોઈ દુઃખી અને લજ્જિત બનીને શિશિરે કહ્યું: 'તમે અહીં વધારે બેસશો નહિ, કાલિદાસની ઓરડીમાં જઈને બેસો.'

રજત સ્નેહાળ હસતા મોંએ શિશિરની સામે જોઇને બોલ્યો: 'હું કંઇ કાલિદાસની પાસે નથી આવ્યો, હું તારી પાસે આવ્યો છું.'

શિશિરે શુષ્ક સ્વરે કહ્યું: 'તો ચાલોને, હું પણ ત્યાં આવું.'

તેવા જ સ્નેહાળ મુખે રજતે કહ્યું: 'તારી આ એકાંત કુંજમાં શું અત્યારે કોઈ અભિસારિકાનો આવવાનો વખત થયો છે કે તું આ ગળેપડુને ઘરમાંથી કાઢી મૂકવા માગે છે?'

આ વખતે શિશિરે હસીને કહ્યું: 'આ નરકકુંડમાં કોઈ અપ્સરાની ચરણરજ પડવાનો સંભવ નથી. તમે આ નહિ સહી—'

રજતે તેને બોલતો અટકાવીને કહ્યું: 'તું રાતદિવસ સહીને અહીં રહે છે અને હું એક ઘડી પણ અહીં નહિ રહી શકું શું? એવા બધા ખોટા શિષ્ટાચારો ને મૌખિક ભદ્રતા રહેવા દઇ હવે મને કંઇક ખાવાનું આપ. કોલેજમાંથી તું મને અહીં ખેંચી લાવ્યો, પણ ભૂખથી મારા પેટમાં બિલાડાં બોલે છે.'

રજતની આવી સીધી ને સટ માગણી જોઈ શિશિરનું મન પ્રીતિથી ભરાઇ ગયું તે પોતાની દીનતાની શરમ ભૂલી જઇને પ્રફુલ્લ મુખે ઉત્સાહભેર બોલી ઊઠ્યો: 'શું ખાવું છે, કહો! પણ બજારનું ખાવું પડશે.'

શિશિરનો ઉત્સાહ જોઇ ખુશી થઇ રજતે હસીને કહ્યું: 'મને તે કંઇક લાવ.'

શિશિરે છાત્રાલયની દાસીને બોલાવી, બજારમાંથી કંઇક ખાવાનું

લઈ આવવા માટે, તેને ખૂબ જતન અને દુઃખથી સાચવી રાખેલી, અતિ કીમતી પાવલી કાઢીને આપી.

દાસીના ગયા પછી શિશિરે કહ્યું: 'થોડીવાર તું એકલો બેસ, એટલામાં હું કાલિદાસને ત્યાં જઈને એક કપ ચા બનાવી લાવું. મારી પાસે એ બધાં સામાન નથી.'

રજતે કહ્યું: 'હવે જવા દેને! અત્યારે મને ચા પીવાનું મન નથી.'

રજતે ખાતાં ખાતાં જોયું તો શિશિરે માત્ર એક પ્યાલો પાણી પી લીધું, બીજું કંઈ ખાધું નહિ. તે સમજી ગયો કે આવી રીતે માત્ર પાણીથી જ આ ગરીબ ઘણી વાર પોતાનું પેટ ભરતો હશે. એ જોઈ રજતના ગળે કોળિયો અચકવા લાગ્યો. તેને થયું કે શિશિરને બોલાવી તેને ભેગો ખાવા બેસાડું. પણ એમ કરવા જતાં વખતે એ પોતાનું સ્વમાન ઘવાયેલું સમજે એ બીકે તેને બોલાવવાની તેની હિંમત ચાલી નહિ.

ખાવાનું પૂરું કરી રજત ઊભો થયો, અને રૂમાલથી મોં લૂછતો લૂછતો બોલ્યો: 'તો હવે હું જાઉં. તમારી અહીંની હિંગની કચોળી બહુ સરસ થાય છે હોં! હું મારા મનથી મનથી કાયમ માટે અહીંનું નિમંત્રણ મળ્યું છે એમ માની લઉં છું—કોઈ કોઈ વખત ઝાપટવા આવીશ, એ કહી રાખું છું.'

શિશિરે ખુશી થઈને કહ્યું: 'ઘણી જ ખુશીથી!'

કોટડીમાંથી બહાર નીકળતી વખતે રજતે જોયું તો શિશિરની પથારી ઉપર ગોર્કીની લખેલી 'કોમરેડ્ઝ' નામની ચોપડી પડેલી હતી. ચોપડી હાથમાં લઈ રજતે કહ્યું: 'આ ચોપડી હું કેટલા વખતથી વાંચવા ઇચ્છું છું. ઘણી દુકાનોમાં તપાસ કરી, પણ મને ક્યાંય મળી નહિ તું વાંચી રહે, પછી મને જરા વાંચવા આપજો!'

આ ધનિક મિત્રને પોતાની પાસે ચોપડી માગતો જોઈ ખુશી થઈ શિશિરે કહ્યું: 'મેં એ વાંચી નાખી છે. લો, આપણી આજની મૈત્રીના સ્મરણમાં હું એ ચોપડી તમને ભેટ આપું છું.'

રજત ચોપડી લઇને હસતો હસતો કોટડીમાંથી બહાર નીકળ્યો.

ગાડીના પગથિયા પર પગ મૂકતાં, પાછા ફરીને, શિશિરનો હાથ પકડી રજતે કહ્યું: 'તુંયે ચાલને!'

શિશિરે જરા સંકોચ અનુભવી કહ્યું: 'મારે સાંજે એક ઠેકાણે ભણાવવા જવું પડે છે.'

રજતે કહ્યું: 'સાંજ પડવાને હજી બહુ વાર છે. હું ગાડીમાં તને તરત પાછો પહોંચાડી દઇશ.'

રજતે શિશિરને ખેંચીને ગાડીમાં બેસાડી દીધો. હવે શિશિરથી ના કહેવાઇ નહિ. શિશિરની પાસેથી માગીને ખાઈ તથા તેની પાસેથી ભેટમાં ચોપડી લઇને રજતે શિશિરના મનનો તમામ સંકોચ દૂર કરી નાખ્યો હતો.

: ૩ :

રજતના ઘરમાં પગ દેતાં જ શિશિરને પોતાના દૈન્યનું પૂરેપૂરું ભાન થયું. એની પાસે પોતાનું કહેવાય એવું નાનકડું ઝૂંપડું યે આ વિશાળ પૃથ્વીના પટ ઉપર કોઇ જગાએ નહોતું. છાત્રાલયની જે કોટડીમાં એ ભાડે રહ્યો હતો, તેના કરતાં તો ઝાડની નીચે પડી રહેવું વધારે સારું ગણાય. રજતના ઘોડાનો તબેલો એની સરખામણીમાં અમરાપર કહેવાય. રજતનો બંગલો કલકત્તાની વચ્ચોવચ્ચ હતો, ને બંગલાની ચારે તરફ મોટો બગીચો હતો. ગાડી પોર્ચમાં જઇને ઊભી રહી કે તરત એક ખાખી પોશાકવાળા ચપરાશીએ ઊભા થઇને સલામ કરી. બહારના દાદરથી જ આરસ પાથરેલો હતો. ઓરડે ઓરડે વીજળીના પંખા હતા, ને દીવા હતા. ફરનિચરથી ઓરડા ભરેલા હતા.

શિશિરને લઇ ને રજત પોતાના વાંચવાના ઓરડામાં ગયો, અને ગાદીવાળી ખુરશી ઉપર બેઠો કે તરત ખાનસામો ચંપલ લઇને આવ્યો, અને રજતના બૂટની દોરી છોડવા માટે તેની સામે ઘૂંટણ પર બેઠો. રજતે તેને આંખનો ઇશારો કરી આજે ના કહી, પણ શિશિરે એ જોઇ લીધું હતું.

રજતે પોતાને હાથે દોરી છોડતાં છોડતાં કહ્યું: 'જો, શિશિર, કબાટમાં બધી ચોપડીઓ બળે છે કે નહિ!'

શિશિરે જોયું તો ખરેખર બધી જ ચોપડીઓ બળે હતી.

બૂટ કાઢી ઉઘાડા પગે ઊભા થઈ રજતે કહ્યું: 'અહીં નકામી પડી રહી છે, એના કરતાં તારી પાસે રાખે તો શું ખોટું છે! ચાલ, ઉપર જઈએ.'

શિશિરે કહ્યું: 'વળી ઉપર શું કરવા? હવે હું જાઉં!'

'એટલામાં જતા રહેવું છે? સાંજે જજે! એટલી વાર, ચાલને, ઘડીક વાતોચીતો કરીએ.'

આમ કહી રજત શિશિરનો હાથ પકડી ચાલ્યો. આજે તેણે પગમાં કશું પહેર્યું નહિ.

શિશિર સમજી ગયો કે મારા પગમાં કશું નથી, તેથી રજત પણ ઉઘાડા પગે ચાલે છે. આથી તેને ખોટું લાગ્યું. તેણે કહ્યું: 'તમે ચંપલ પહેરી લો, રજત.'

રજતે હસીને જૂઠું જ કહ્યું: 'હું ઘરમાં ઘણુંખરું ઉઘાડપગો જ ફરું છું.'

શિશિરે એની વાત માની લીધી. તેને થયું કે આવા નિર્મળ સુંવાળા શ્વેત પથ્થરની ઉપર જોડા પહેરીને ચાલવું અશોભન છે, એટલું જ નહિ, એ ધૃષ્ટતા છે. રજત ઘરમાં ઉઘાડા પગે ફરે છે તે સારું જ કરે છે.

રજત શિશિરને સાથે લઈ સીધો અંતઃપુરમાં પહોંચી ગયો. રજત પોતાને અંતઃપુરમાં લઈ જશે એવી તો કલ્પનાયે શિશિરે કરી નહોતી. એ ખ્યાલ પણ અસંભવિત હતો. એટલે સાવધ રહેવાનો કે ના પાડવાનો યે તેને વખત મળ્યો નહોતો. એક ગલીનો વળાંક

પૂરો થતાં જ તેણે જોયું તો એક સૌમ્યમૂર્તિ વિધવા એક નીચા સ્ટૂલ પર બેસીને સ્ટવ ઉપર પૂરીઓ તળતી હતી, અને એક રૂપવતી તરુણ કુલવધુ તેની પાસે બેસીને, આરસની આડણી ઉપર અબલુસના લાકડાના વેલણ વડે પૂરીઓ વણતી હતી.

બંને જણા ઉઘાડા પગે અંદર આવ્યા એટલે વહુને તેમના આવવાની ખબર પડી નહોતી, તેથી ચમકીને ઘૂમટો ખેંચવાનો પે તેને વખત મળ્યો નહોતો. શિશિરે જોયું તો વહુના અંતરનો આનંદ તેના રૂપાળા મોં ઉપર ઝળહળતો હતો.

શિશિર ચમકીને ઊભો રહી ગયો.

રજતે શિશિરનો હાથ પકડી હસીને ધીરેથી કહ્યું: 'આ મારી મા છે, અને આ મારી વહુ છે. એમનાથી બીને ભાગવાની જરૂર નથી.'

રજતના બળાનો અવાજ સાંભળી, એકદમ ચમકીને પૂંઠળ નજર કરી તો યુવતી વધુએ પતિની સાથે અપરિચિત શિશિરને જોયો. એને જોતાં જ એનું મોં શરમથી લાલ થઈ ગયું. એણે જીભ કાઢી માથા પર જરા છેડો ખેંચી લીધો. રજતની માએ પણ છોકરાની સામે જોઈ હસીને માથા પર છેડો ખેંચ્યો.

રજતે કહ્યું: 'મા, આ શિશિર—મારો દોસ્ત છે. અમે સાથે ભણીએ છીએ.'

રજતની મા સુનયની રજતની સામે નજર કરતાં જ સમજી ગઈ કે એ ઘણો ગરીબ છે. તેનો પહેરવેશ એવો હતો કે એને પહેરવેશ ન કહેવાય, પણ જાણે એ ગરીબાઈનું વિજયનિશાન હતું. આ જોઈ તે મમતાથી પીગળી ગઈ. વાત્સલ્યરસથી તરબોળ કોમળ સ્વરે તેણે કહ્યું: 'આવ! ભાઈ, આવ! વહુમા, શિશિરને બેસવા આસન આપ!'

વહુ ઊઠીને આસન પાથરી આપે તે પહેલાં તો શિશિર રજતની માને પ્રણામ કરી તેના પગ આગળ આરસની ફરસબંદી પર જ બેસી પડયો, ને બોલ્યો: 'આવા સ્વચ્છ પથ્થરની ઉપર આસન પાથરવાની શી જરૂર છે?'

રજતે હસીને કહ્યું: 'પણ સંધ્યા તો શિશિરનો સત્કાર કરવા હાથમાં આસન લઈને આંટા મારે છે!

સંધ્યાએ આસન પાથરવાનું માંડી વાળ્યું. તેણે ચટ દઈને બાજુએ સરી જઈ કમળકળી જેવી નાનકડી મૂઠી ઉગામી, રજતને ભ્રમરના કામઠા પર કટાક્ષ ચડાવીને ઘાયલ કર્યો.

શિશિર રજતનું કહ્યું ન સમજી શકવાથી ચારે તરફ નજર કરી જોવા લાગ્યો.

સુનયનાએ હસીને શિશિરને કહ્યું: 'સંધ્યા મારી વહુમાનું નામ છે. રજત મારી વહુમાને બહુ ખીજવે છે.'

રજતે હસતાં હસતાં કહ્યું: 'જોયું શિશિર, માને પોતાના છોકરા કરતાં પારકી છોકરી ઉપર કેટલો બધો પ્રેમ છે!'

સુનયનીએ હસીને શિશિરને કહ્યું: 'એ હું કબૂલ કરું છું, ભાઈ, મને એ પારકી છોકરી તરફ જરા વધારે પક્ષપાત છે.'

સંધ્યાએ ખૂબ ખુશ થઈ, બાજુએ રહ્યાં રહ્યાં હસુંહસું થતા પાતળા હોઠ હલાવી અસ્ફુટ સ્વરે ઇશારાથી રજતને કહેવા માંડ્યું: 'કેમ? કેવા સપડાઇ ગયા! હં, ઠીક થયું, એ જ લાગના છો!...'

શિશિરનું મન રજતની મા તરફ ભક્તિભાવથી ભરાઈ ગયું. એને થયું, આનું નામ મા! આનું નામ સાસુ! એક કુટુંબનાં ત્રણ માણસોમાં આવો નિર્મળ આનંદમય સંબંધ જોઈ શિશિરનું મન

પણ આનંદરસથી ભીંજાઇ ગયું હતું. તેના જીવનમાં આવા સ્નેહ-સંપર્કથી કોઇના આત્મીય બનવાનું સૌભાગ્ય તેને સાંપડયું નહોતું. એ જનમથી કમનસીબ હતો.

શિશિરના મેં પર કેવી યે કરુણ છાયા ધસી આવતી હતી. રજતની માથી એ છાનું રહ્યું નહિ. એ જોઇ એને બહુ દુઃખ થયું. તેને કોણ જાણે કેવી રીતે લાગી ગયું કે આ છોકરાને કોઇએ કદી વહાલથી બોલાવ્યો નથી.

તેણે દીર્ઘનિઃશ્વાસ નાખી કહ્યું: 'વહુમા, બે પાટલા નાખો, શિશિર વગેરેને ખાવાનું આપું!'

રજતે હસીને કહ્યું: 'જોયું ભાઇ, શિશિર, માને મન હવે રજતનું માન નથી, આજે મા શિશિર વગેરેને ખાવાનું આપવાનું કહે છે!'

શિશિર મનમાં ગભરાઈ ગયો. તેને થયું કે વખતે છોકરાનું આ મહેણું સાંભળી માને ખોટું લાગશે. તે વીલો બની, છતાં મનમાં ખુશ થતો રજતની માની સામે જોઇ રહ્યો.

સુનયનીએ હસતાં હસતાં સહજ સ્વાભાવિક સ્વરે તરત જ કહ્યું: 'એમાં ખોટું લગાડીને શું કામ છે, ભાઇ? માનું દિલ હમેશાં નાના છોકરાની ઉપર જ વધારે ખેંચાય છે એ આખી દુનિયા જાણે છે.'

શિશિરનું સમસ્ત અંતઃકરણ સુધારસથી ભરાઇ ગયું. તેને થયું કે માના ખોળામાં મેં હમણાં જ જન્મ ધારણ કર્યો છે, અને માતૃ-સ્નેહની સુધારાનું પાન કરીને હું અત્યારે મારી જન્મજન્માન્તરની ભૂખ મિટાવી રહ્યો છું

રજતે હસીને કહ્યું: 'તો તારા શિશિરને એકલાને જ ખાવાનું

આપ, મા ! શિશિરને ઘેર મેં ધરાઈને ખાઈ લીધું છે, એટલે હવે એ પાટલા નાખવાની જરૂર નથી રહી.'

શિશિર જોઈ રહ્યો હતો કે સુનયની બે થાળમાં કંઈકંઈ મેવા મીઠાઈઓ પીરસી રહી હતી. આ રજતનો સાંજનો નાસ્તો હતો !

એટલે એણે સંકોચ પામી કહ્યું: 'મેં તને એવું શું ખવડાવ્યું છે તે ?'

સુનયની શિશિરની સામે જોતાં જ સમજી ગઈ કે શિશિર ખૂબ સંકોચ અજમાવી રહ્યો છે. તેણે રજતને કહ્યું: 'તેં ખાધું તો ભલે ખાધું; ફરી બેસ! શિશિર એકલો કેમ બેસે ?'

શિશિરે વિનતિ કરીને કહ્યું: 'હું હમણાં કશું નહિ ખાઉં, મા ! અત્યારે ખાવાની મને ટેવ નથી.'

સુનયનીએ બે થાળ આસનની સામે મૂકીને કહ્યું: 'એક દિવસ ખાવાથી તું માંદો પડી જવાનો નથી.'

શિશિરે ફરી ના પાડતાં કહ્યું: 'અત્યારે ખાઉં તો પછી રાતે મારાથી કશું નહિ ખવાય.'

રજતે હસીને કહ્યું: 'રાતે શું ખાવાનો છે ખાસડાં ? હું કાલિદાસને તારું ભાણું રાખવાની ના કહીને આવ્યો છું.'

હવે ના પાડવાનું રહ્યું નહિ. શિશિરે ખાવા બેસવું પડયું.

સંધ્યા હાથમાં પંખો લઈ શિશિરની પાછળ ઊભી ઊભી પવન નાખવા લાગી.

શિશિરે ગભરાઈને કહ્યું: 'વળી પંખાનું શું કામ છે ?'

સુનયનીએ કહ્યું: 'ભલે ને વા નાખતી, ભાઈ! સેવા કરવાનો છોકરીઓનો ધર્મ છે !'

શિશિરે ગાઢ સ્વરે કહ્યું: 'સેવા કરવી એ સારું છે, મા, પણ સેવા લેવી એ સારું નથી. સેવા લેવાનો અધિકાર હોવો જોઇએ.'

સુનયનીએ કહ્યું: 'તને એ અધિકાર છે, ભાઈ! તું વહુમાનો નાનો દેરીડો છે, ભાઈ જેવો છે.'

રજતે હસીને કહ્યું: 'સંધ્યા તને વા નાખી રહી છે એવું ન માનતો! તને તો માત્ર એની રોજની પતિસેવામાં ભાગ મળે છે એટલું!'

રજતે મોં ફેરવી પત્નીની સામું જોયું કે ફરી પાછું ભ્રમરો પર સવાર થઈને એક કટાક્ષબાણ તેની ઉપર આવી પડયું આટલી સજાથી જરાયે ક્ષુબ્ધ બન્યા વગર, વધારે સજા મેળવવાના લોભે તે બોલ્યો: 'જો સંધ્યા, વા માં ભાગ આપ્યો તો ભલે, પણ રોજ તું મને પંખાના ગોદા મારે છે એમાં તારા દેરજીને ભાગ આપવાનો નથી!'

સંધ્યાએ એકદમ પોતાની સાસુની સામે નજર કરી લીધી, અને જ્યાં જોયું કે તેઓ પૂંઠ કરી શાક ઉતારી રહ્યાં છે, ત્યાં ઝટ દઈને એણે રજતના માથા પર પંખા વડે બે ટકોરા મારી લીધા.

રજત બૂમ પાડી ઊઠયો: 'જોયું, મા! તારો ટેકો મળવાથી તારી વહુની હિંમત દહાડે દિવસે કેવી વધતી જાય છે તે! વા નાખવાના બહાને નહિ, પણ આ તો સીધેસીધો મને મારવા વાસ્તે જ હાથ ઉપાડે છે!

સુનયનીએ મોં ફેરવી હસીને કહ્યું: 'તું માર માગે છે, પછી એ મારે નહિ? એમાં એણે ખોટું શું કર્યું?'

શિશિર આ ત્રણ જણનો સ્નેહમધુરો સંબંધ જોઈ આનંદથી મુગ્ધ બની જતો હતો. આવો સ્વાભાવિક પ્રીતિભર્યો વ્યવહાર તેણે જીંદગીમાં ક્યાંયે જોયો નહોતો, પોતાના જીવનમાં તો નહિ જ.

રજત માનું બોલવું સાંભળી હસતાં હસતાં બોલ્યો: 'તે તું

અમે તેમ કહે, મા! પણ એ કશું ભણીગણી નથી, એટલે એને પતિ એટલે શું, અને એનું કેવું સન્માન રાખવું જોઈએ એની કશી ગતાગમ નથી. મેટ્રિક પાસ કરી એટલું એનુ ભણતર કે બીજું કંઈ? એક તો મેમ લોકોની નિશાળમાં લીધેલું વિલાયતી ભણતર, અને તેય પાછું લગ્ન થવાના આનંદમાં સાવ ભૂલાઈ ગયેલું!'

સુનયનીએ હસીને કહ્યું: 'તો તું એને ભણાવ!'

રજતે કહ્યુ: 'મને એવો વખત ક્યાં છે? એને ભણાવવા કરતાં હુ બે કવિતા લખું કે એક વાર્તા લખું તો મને બહુ કામ આવશે.'

શિશિરે જોયું તો પુત્રની કીર્તિના ગર્વથી માતાનું મુખ ઉજ્જવળ બની ગયું હતું. તેણે મનની આંખે જોયું તો પાછળ ઊભેલી સંધ્યાનું મોં પણ આવો પતિ મળવાના સૌભાગ્યથી એકદમ દેદીપ્યમાન બની ગયું હતું!

સુનયનીએ કહ્યું: 'તો કોઈ માસ્તર રાખી લે.'

રજતે કહ્યું: 'કોઇ બહારનાને રાખવા કરતાં શિશિરની ભાભીને શિશિરના જ હાથમાં સોંપીએ તો શું ખોટું?'

છોકરાના મોં સામું જોતાં મા સમજી ગઈ કે એના મનમાં આમ બોલવાનો કંઈક હેતુ છે, અને એ મારી મદદ ને ટેકો માગી રહ્યો છે.

તેણે કહ્યું: 'તો તો ઘણું સરસ!'

શિશિરે વાંધો ઉઠાવીને કહ્યું: 'ભાભીને ભણાવવા માટે કોઈ સુશિક્ષિત બાઈને કે વૃદ્ધ પુરુષને રાખવાની જરૂર છે.'

રજતે હસીને કહ્યું: 'તને ખબર નથી એટલે એમ બોલે છે.

સંધ્યાને ઘરડાં માણસો લગીરે ગમતાં નથી. ત્રીસેક વરસ પછી હું યે ઘરડો થવાનો છું, એટલા માટે તો હું એને આજથી જ ગમતો નથી.'

સુનયની અને શિશિર ખૂબ હસવા લાગ્યાં.

સંધ્યા આ વખતે રજતને મજા કરી શકે એવી સ્થિતિમાં નહોતી. એટલે એ મનમાં મનમાં બોલવા લાગી: 'હમણાં બોલી લો બોલવું હોય એટલું! પછી એકલા પડો ત્યારે તમારી વાત છે! જ્યારે ત્યારે જેની તેની આગળ મારું નામ દઈને હસવાનું ભુલાવી દઈશ.'

બન્ને જમી રહ્યા કે એક નોકર સાબુ, ટુવાલ, હાથધોવાનું પાણી તથા નાળિયેરનું પાણી લઈને તેમની સામે આવી ઊભો.

શિશિરને રજતે હાથ ધોવાનો ઈશારો કર્યો, એટલે શિશિરે કહ્યું: 'નળે ધોવાનું મને સારું ફાવશે.'

સુનયનીએ કહ્યું: 'અહીં પાસે જ ઓરડીમાં નળ છે, જા!'

શિશિર ઊભો થઈને ઉઘાડા પગે જતો હતો, એ જોઈ સુનયનીએ કહ્યું: 'જોડા ક્યાં મૂકીને આવ્યો, ભાઈ? પગ ભીના થઈ જશે'

શિશિરે તેની સામું જોઈ સ્વ... સ્વરે હસીને કહ્યું: 'હું જોડા પહેરતો નથી.'

અજાણે, અનિચ્છાએ પોતે ગરીબાઈનો એક અભાવ જાહેર કરી દીધો, એનો ખ્યાલ આવી જતાં સુનયની ભોંઠી પડી ગઈ. તે એકદમ બોલી ઊઠી: 'જોડા ન પહેરવા એ આપણા દેશની પુરાતન કાલની પ્રથા છે. સ્ત્રીઓ તો જોડા પહેરતી જ નથી, અને પુરુષોમાં પણ બધા નથી પહેરતા.'

આ ચતુર ગૃહિણીના શબ્દો અને વર્તણૂકથી શિશિર ધીરે ધીરે વધારે ને વધારે મુગ્ધ બનતો જતો હતો, એનું હૈયું તેના પ્રતિ વધારે ને વધારે ભક્તિભાવથી ભરાતું જતું હતું. હવે એને આ કુટુંબ જરા પણ અજાણ્યું કે પર લાગતું નહોતું. પોતે જાણે ઘણા વખતથી આ કુટુંબનો જ એક આત્મીય સ્વજન હોય એવું તેને લાગતું હતું. રજતની મા એને પોતાની જ મા લાગતી હતી. પોતે જે માતાના ખોળામાં જન્મ્યો હતો, તે માતાનો સ્નેહ બરાબર મળે તે પહેલાં તો તેને બીજાના ઘરમાં બીજાની માને મા કહીને બોલાવતાં શીખવું પડયું હતું. પરંતુ, ત્યાં પણ, ઉખાડીને બીજી ભોયમાં વાવેલા રોપાની પેઠે, નવી ધરતીનો રસ ખેંચીને પુષ્ટ બને તે પહેલા જ, નકલી માની ઉપેક્ષાએ તેને ચિમળાવી નાખ્યો હતો. ત્યાર પછી તો તે એકલો, અસહાય, નિરાધાર, સગાંસંબંધી વિનાનો થઇને, કઠોર નિર્દય સંસારમાં ભીષ્મની પેઠે કમર કસીને ઊભો હતો. યુદ્ધભૂમિની એ શરશય્યા આગળ, આજે આ કયો અર્જુન, કયું અમોઘ બાણ છોડીને, પાતાળમાંથી ગંગાનો રસપ્રવાહ ઉપર લઈ આવ્યો હતો ? શિશિરનો સ્નેહ અને મમતાથી વંચિત શુષ્ક કંઠ, અને એનું તરસથી તરફડતું જીવન આજે આ ફુવારાના અસ્ખલિત પ્રવાહને લીધે મરતું બચી ગયું હતું. આજે તેને સમજાયું કે મને ઈચ્છાવર મળેલો છે, મારો મરવાનો વખત હજી થયો નથી, હું મરવાનો નથી.

હાથ ધોઈને શિશિર પાછો આવ્યો કે સંધ્યા એક ચાંદીની ડબીમાં ગુલાબજળમાં ભીંજવેલાં પાન લઇને તેની સામે આવી ઊભી.

શિશિરે સંકોચ પામી સંધ્યાની સામે જોઇને કહ્યું: ‘ હું પાન ખાતો નથી, ભાભી ! ’

સંધ્યાએ મૃદુ સ્વરે કહ્યું: 'તો હું એલચી સોપારી લઈ આવું.'

શિશિર આભો બની ગયો. આ તરુણ વધુ પણ એની સાથે જરા પણ શરમાયા વગર વાતોચીતો કરતી હતી, અને એને હાથોહાથ ચીજ આપતી હતી! તેને થયું કે આ લોકો બ્રાહ્મસમાજી કે ખ્રિસ્તી તો નહિ હોય? હોય પણ ખરાં. સંધ્યા તો પહેરે જ, પણ રજતની મા વિધવા છે, તોયે એણે કબજો, બંડી વગેરે પહેર્યું છે. પણ ઘરની ભીંતો પર હિંદુ દેવદેવીઓની છબીઓ ભરવેલી છે એટલે આ લોકો છે તો હિંદુ જ. આ લોકો પણ મારા જ ધર્મના ને સમાજના છે; અને છતાં આ લોકો બીજાઓ કરતાં કેવાં સભ્ય છે, બુદ્ધિશાળી છે, અને એમની વર્તણૂક કેટલી સ્વાભાવિક છે!

શિશિર આવા વિચારો કરતો હતો એવામાં સંધ્યાએ એલચી સોપારી વગેરે લાવીને એની સામે ધર્યાં. સંધ્યાના હાથમાંથી એ વસ્તુઓ લેતાં લેતાં, એણે ફરી આનંદમય સંકોચ સાથે તેના મોં પર નજર કરી.

તે વખતે સંધ્યાનું સુંદર હસમુખું મોં સરળતા અને મમતાની મીઠાશથી ઝળહળતું હતું.

ભક્તિભાવ અને કૃતજ્ઞતાપૂર્વક સુનયનીને નમસ્કાર કરીને શિશિરે મૂગાં મૂગાં હવે જવાની રજા માગી.

સુનયનીએ કહ્યું: 'ફરી આવજે' એવું હું કહેવા જતી હતી, પણ હવે એવું કહેવાની કંઈ જરૂર રહી નથી. તું મારો નાનો દીકરો છે, એટલે માને મળ્યા વગર તું જ કેવી રીતે રહી શકવાનો છે? અને વળી તારી ભાભી પણ છે જ તો!'

આમ કહી સુનયનીએ આગળ આવી શિશિરના મોં પર હાથ મૂકી તેને ચુંબન કર્યું. શિશિર હવે પૂરેપૂરો કબજામાં આવી ગયો — આનંદની અતિશયતાથી તેની આંખો છલકાઈ આવી. મમતાનો આવો મહામહોત્સવ તેણે કદી જોયો નહોતો. દુકાળમાં ભૂખે મરી જતાને મહાભોજનનું નિમંત્રણ મળ્યું હતું! સ્મશાનવાસી શિવને અન્નપૂર્ણા પીરસતાં હતાં! આ મહાભોજન તેને પચશે ખરું ને?

બહાર આવી શિશિરે રજતના બંને હાથ પોતાના હાથમાં ખેંચી લઈ, ગાઢ સ્વરે કહ્યું: 'તો હવે હું જાઉં, ભાઈ!'

તેને વળાવવા મોટા દરવાજા સુધી જતાં જતાં રજતે કહ્યું: 'જાઉં કહેવાનું નથી, આવું કહે! આજે તારા ટ્યુશનવાળાને ના કહી દેજે. કાલે સાંજથી તારે સંધ્યાના શિશિર થવાનું છે!'

શિશિરે ગંભીરતા ધારણ કરી કહ્યું: 'જો રજત, આવી મશ્કરી કરે એ સારું લાગતું નથી. ભાભી વાસ્તે તું કોઈ બીજો માસ્તર રાખી લેજે. મારા જેવા કાચી વયના અપરિણીત છોકરાને તું આવું કામ ન સોંપ. તું જ કહેને, તું મને કેટલો ઓળખે છે?'

રજતે હસીને કહ્યું: 'તું ખાનદાન છે, શિક્ષિત છે, તું મારી માનો દીકરો છે, તું મારો ભાઈ છે: આટલું હું તારે વિષે જાણું છું અને એટલું મારે બસ છે. તું કેવો પ્યુરિટન નીરસ માણસ છે એ મને કાળિદાસે કહ્યું છે; અને સંધ્યાને હું બરાબર ઓળખું છું. તે મારી સ્ત્રી છું. હું તેને ચાહું છું, ને એ મને ચાહે છે. એને નહિ ગમે એવાના આગળ એ ઢૂકશે પણ નહિ, અને એને ગમતું હોય તો હું એને બેડીએ બાંધીને કે તાળું મારીને પૂરી નહિ રાખું. સ્ત્રીની સાથે પોલિસના દારોગાની પેઠે વર્તવામાં નથી તેને સુખ, કે નથી મને સુખ. એટલે તારે જ તેને ભણાવવાની

છે — માસ્તર તરીકે નહિ, પણ તેના દિયર તરીકે. તારે જરાયે સંકોચ રાખવાની જરૂર નથી. કારણકે સંધ્યા મેમ લોકોની સ્કૂલમાં ભણેલી છે, પુરુષોને જોઈ તે ભડકતી નથી કે ગભરાતી નથી.'

શિશિર સ્તબ્ધ બની રજતના મોં સામે જોઈ રહ્યો હતો, અને એને બોલતો સાંભળી રહ્યો હતો.

રજતે હસીને કહ્યું: 'અંધારું થવા આવ્યું. હવે ગાડીમાં બેસી જા, કાલે ફરી કૉલેજમાં મળીશું. તારી ચોપડીઓ ગાડીમાં છે, ઉતારી લેવાનું ભૂલતો નહિ.'

: ૪ :

શિશિરના ગયા પછી રજતની માએ રજતને પૂછ્યું: 'શિશિર બિચારો બહુ ગરીબ છે, નહિ?'

'હા, મા!'

'એનું સગુંસંબંધી કોઈ નથી શું?'

'એની બરાબર ખબર નથી, મા! મારા ભેગો ભણે છે તે કાલિદાસને તો તું ઓળખે છે, એ શિશિરની સાથે રહે છે. એ મને કહેતો હતો કે શિશિર દર મહિને કોઈ વનમાલી દાસ નામના માણસને રૂપિયા મોકલે છે. એની રસીદ સિવાય એના ઉપર કદી કોઇ કાગળ પત્તર આવતો કોઇએ જોયો નથી, એ પણ કદી કોઇને કાગળ લખતો નથી. આ વનમાલી દાસ કોણ છે અને શિશિરનું કોઇ સગુંવહાલું છે કે નહિ તેની ખબર કાઢવાની છે.'

સુનયનીએ કહ્યું: 'જાણે કોઈ ભારે દુ:ખ એ પોતાના મનમાં દબાવી રાખતો હોય એવું એને જોઇને લાગે છે. એને સ્નેહસંભાળમાં

પીઆળીને એના દુઃખની કથા જાણવી જોઇશે, નહિ તો ઊલટું એને વધારે દુઃખ થાય.'

રજતે કહ્યું: 'એટલા વાસ્તે તો હું એને તારી પાસે લઈ આવ્યો, મા! એને દુઃખ અને અભાવમાંથી છોડવવાનું કામ તારું છે.'

સુનયનીએ પૂછ્યું: 'કાલથી એ વહુમાને ભણાવવા આવશે ખરો?'

રજતે કહ્યું: 'આવવાનું મેં કહ્યું તો છે. નહિ આવે તો એને ત્યાં જઇને પકડી લાવીશ. એક જગાએ એ ભણાવે છે, આઠ રૂપિયા મળે છે. આપણે શું આપીશું, મા?'

માએ કહ્યું: 'વીસ રૂપિયા આપીએ તો એનો ખરચો નહિ નભે? વળી વારતહેવારે નવાં કપડાં આણી દેશું. મને તો એના ઉપર ખૂબ વહાલ થાય છે. એને મનમાં કેવું લાગ્યું હશે તે કોણ જાણે!'

સંધ્યાએ મૃદુ સ્વરે કહ્યું: 'તમે એમના પર વહાલ બતાવતાં હતાં, મા, તે વખતે મેં એમની આંખો ભીની થયેલી જોઈ હતી.'

વાત ખરી હતી. તે દિવસે શિશિરને મન આ કઠોર પાષાણી પૃથ્વી મધુમતી બની ગઈ હતી. કલકત્તાના રસ્તાની ધૂળમાં તેને આનંદનો ઉલ્લાસ દેખાયો હતો, પોતાની ધૂનમાં વહ્યા જતા જલ-પ્રવાહમાં તેને સહૃદયતાની ભરતીનો અનુભવ થયો હતો. આજ લગી તે કાલિદાસ વગેરે મિત્રોની પોતાના તરફની લાગણી, અને મમતાને ગરીબ પરની દયા સમજતો, અને તેમનાથી આઘો ને આઘો રહેતો. પણ હવે તેને ભાન થયું કે મેં આવી રીતે વર્તવામાં તેમનો અપરાધ કર્યો છે, મેં એમનાં સ્નેહમમતાને વિનાકારણ ખોટા સંદેહને લીધે અપમાનિત કર્યાં છે.

શિશિરે મોહને આઠ રૂપિયા કમાવી આપનારું ટયુશન છોડી દેવાનું નક્કી કર્યું. સાથે સાથે તેણે એ પણ નક્કી કર્યું કે રજતની વહુને ભણાવવાનું મહેનતાણું લેવું એ યોગ્ય નથી. આ નક્કી કરતી વખતે તે એવો આનંદમાં હતો કે આવા તંગીના દિવસોમાં આવક ઘટી જવાથી કેવું દારૂણ દુઃખ અને ભૂખમરો ભોગવવો પડશે તેનો તેને વિચાર સુદ્ધાં આવ્યો નહિ. આજે તેને જે મળ્યું હતું તેના બદલામાં ગમે તેવું ઘોર દુઃખ પણ સહી લેવા તેનું મન તૈયાર હતું. તે આનંદ ઉત્સાહથી પોતાના દિલમાં અનુભવી રહ્યો હતો કે જેને લીધે મારામાં આવું બળ આવ્યું છે તેની ખાતર હું ગમે તેવો ત્યાગ પણ કરી શકીશ.

રાતે મુકામે પાછા આવતાં જ શિશિર કાલિદાસની રુમમાં ગયો, અને હસતે મોઢે કાલિદાસના હાથ હાથમાં લઈને બોલ્યો: 'મારું નસીબ એટલું સારું છે, નહિ તો મને તારા જેવા ને રજત જેવા મિત્રો મળે નહિ. રજતના ઘરનાં પૈસાદાર છે, પણ બહુ ભલાં માણસો છે. એનાં મા તો માતૃસ્નેહની સાક્ષાત મૂર્તિ છે! રજત પરણેલો છે એવી મને ખબર નહોતી. પણ આજે એની વહુને જોઈ. બહુ ભલી ને ખાનદાન છોકરી છે! ભાઈ, રજત તો મને વળગ્યો છે કે તારે મારી વહુને ભણાવવા આવવું જોઈશે. માએ પણ એવું કહ્યું. ભાભીની પણ એવી મરજી લાગી. શું કરું, ભાઈ, આ ટયુશન છોડી દેવું પડયું. આજે હું અહીં ખાવાનો નથી. રજતને ઘેર રાજભોગ ઉડાવીને આવ્યો છું. મા એટલે શું તેની મને આ પહેલાં કશી ખબર નહોતી. માનાં લાડપાન કેવાં હોય તે મેં આજે પહેલી વાર જોયું—માના સ્નેહને લીધે આજે જાણે મારો નવો જનમ થયો હોય એવું મને લાગે છે. આજથી મારું બાળપણ શરૂ થાય છે......'

કાલિદાસે આ પહેલાં કદી પણ આ કઠોર તપસ્વીની આવી

આનંદી મૂર્તિ જોઈ નહોતી, એના બોલવામાં તેણે કદી આટલો ઉત્સાહ જોયો નહોતો. આજે જાણે એ બોલે જ જતો હતો, એનો આનંદ જાણે માતો નહોતો.

શિશિરના આ પરિવર્તનથી સુખી થઈ કાલિંદીએ હસીને કહ્યું: 'તું પોતે ભલો છે એટલે તને બધાં ભલાં લાગે છે.'

તે રાત શિશિરે પોતાની અંધારી કોટડીમાં જેવા સુખમાં કાઢી, તેવું સુખ તેણે જીંદગીમાં કદી જોયું હશે કે કેમ તે વિષે સંદેહ છે. બાળપણમાં પોતાની માતાનો સહવાસ અને સ્નેહ તે ખોઈ બેઠો હતો, અને કોઈ બીજી સ્ત્રીને મા ગણી તેની પાસેથી માતૃસ્નેહ મેળવવાનો અભિનય કરવો પડયો હતો. પરંતુ જ્યાં સાચો સંબંધ બંધાતો નથી, ત્યાં ચિત્ત પણ પ્રસન્ન બની એનો સ્વીકાર કરતું નથી. એ માતૃસ્નેહની ઊણપને રજતની માએ ઘડીકમાં પૂરણ કરી તેને શુષ્કતાના મૃત્યુમાંથી બચાવી લીધો! શી ખબર આ સ્નેહમાં કેવો મંત્ર હશે—એ છૂટે હાથે દાન કરે છે, છતાં દાન લેવાની દીનતાનો એમાં લેશ પણ અનુભવ થતો નથી!

શિશિર વિચાર કરવા લાગ્યો કે માણસની સ્વાભાવિક સાધુતા અને ભદ્રતાની ઉપર એ ત્રણ જણને કેવો દૃઢ વિશ્વાસ કે એક અપરિચિતને નાના તરુણી વહુને ભણાવવાના કામે નીમે છે! આ વિશ્વાસને માટે એ ત્રણે જણાનો હું બેહદ કૃતજ્ઞ છું!

આજ લગી શિશિર, રજતને કડકડતી ઈસ્તરીવાળાં કપડાં પહેરનારો ફૂલબાબુ સમજી, તેને વાતોનાં વડાં કરનારો ખાલી મોટો દંભી ગણી તેનાથી દૂર રહેવાનો પ્રયત્ન કરતો પરંતુ બીજે દિવસે વર્ગમાં તે હસતે મોઢે રજતની પડખે જઈને બેઠો. વર્ગના છોકરાઓએ નવાઈ પામીને જોયું તો શિશિર આજે નવીનદાર ગોપડીઓ

લઇને ભણવા આવ્યો હતો, અને સૌની સાથે વાતોમાં ભળવા આતુર હતો; આજે તે વખતનો ઉપયોગ ચોપડીની નકલ કરવામાં કરતો નહોતો.

કૉલેજ છૂટ્યા પછી શિશિરે રજતને કહ્યું: 'તો હું સાંજે આવુંને?'

રજતે કહ્યું: 'સાંજે શું કરવા? હમણાં જ ચાલને! ઘેર પહોંચશું કે તરત સંધ્યાનાં દર્શન થશે.'

શિશિરે કંઈક સંકોચ પામી હસીને કહ્યું: 'હું અત્યારથી આવીને શું કરું? હજી તો તારે ઘેર જઈને નાસ્તો કરવાનો હશે.'

રજતે હસીને કહ્યું: 'કરવાનો છે, અને તે તારા દેખતાં કરું તો પણ એથી તારે કે તારી ભાભીને કંઈ શરમાવાનું કારણ નથી, અને મારા ખાવાનામાંથી એ તને ભાગ આપે તો પણ કોઈ અભડાઈ જશે એવો ડર નથી. માટે ચાલ.'

શિશિરનાં કાનનાં મૂળ સુદ્ધાં લાલ થઈ ગયાં. રજતે એ શરમાળ અરસિક મિત્રને ખેંચીને ગાડીમાં બેસાડ્યો.

ઘેર પહોંચ્યા પછી ગાડીમાંથી ઊતરી પોતાના વાચનગૃહમાં જઇને ચોપડીઓ મૂકયા પછી, રજતે શિશિરને કહ્યું: 'ઉપર ચાલ!'

શિશિર એક કોચ ઉપર ધબ દઈને બેસી પડી બોલ્યો: ભાભીનો ભણવાનો વખત થાય ત્યારે બોલાવજે, તે વખતે આવીશ.'

આગળ કંઈ પણ બોલ્યા વગર રજત ચાલી ગયો.

રોજ રોજ પારકે ઘેર ખાવાની શિશિરને શરમ આવે છે એમ સમજી રજતે તેને વધારે આગ્રહ કર્યો નહિ, શિશિરે પણ છૂટકારાનો દમ ખેંચ્યો.

થોડી વારમાં તે ઓરડામાં સુનયનીને આવી પહોંચેલી જોઈ શિશિર આભો બની ગયો. એકદમ ઊભા થઈ જઈ એણે એને પ્રણામ કર્યાં.

સુનયનીએ કહ્યું: 'તું પરાયાની પેઠે અહીં કેમ બેસી રહ્યો છે, બાબા? માની પાસે આવતાં પણ તને શરમ આવે છે શું? આવો શરમાળ મોં સંતાડનારો છોકરો તો કોઇ જોયો નહિ! ચાલ, બાબા, ચાલ!'

આમ કહી સુનયનીએ શિશિરનો હાથ પકડયો. હવે ના પાડવાનો કોઇ રસ્તો ન દેખાવાથી, લજ્જાળુ મુખે હળતો હસતો શિશિર ધીરે ધીરે સુનયનીની સાથે ઘરમાં પ્રવેશ્યો.

ઘરમાં જઇને જુએ તો બે પાટલા ઢાળેલા હતા. એક પાટલા ઉપર રજત બેઠેલો હતો, અને બીજા પાટલા ઉપર બેસનારની તે રાહ જોઈ રહ્યો હતો.

સંધ્યા પીરસવાનું કામ કરતી હતી.

સુનયનીએ શિશિરને હુકમ કર્યો: 'ખાવા બેસ, બાબા! આજે તને ગુરુપદે વરણ કરવાનો છે એટલે વહુમાએ જાતે બધું રાંધ્યું છે, મને કશું કરવા દીધું નહિ.'

ગૃહિણીપણામાં આ યુવાન શ્રીમંત વધુની નિપુણતા અને ઉત્સાહ જોઈ. શિશિર ખુશ થઈ, વગર આનાકાનીએ પાટલા પર જઇને ઊભો.

શિશિર બેસવા જતો હતો, ત્યાં સંધ્યાએ તેની પાસે આવીને મૃદુ સ્વરે કહ્યું: 'જરા ઊભા રહો.'

શિશિરે આભા બની સંધ્યાની સામે જોયું. કંઈ પણ બોલ્યા વગર, આંખના ખૂણામાં સ્મિત છલકાવીને, સંધ્યા ત્યાંથી ચાલી

ગઈ. કંઈ સમજી ન શકવાથી શિશિરે સુનયની અને રજતની સામે કુતૂહલભરી નજર કરી, પરંતુ એમનાં મોં પર પણ રહસ્યમય હાસ્ય ફરકતું હતું.

સંધ્યા એક જાપાની ચિત્રકામવાળો લાકડાનો તાસ બે હાથમાં લઈને આવી, અને શિશિરની સામે તે લઈને ઊભી રહી. શિશિરે જોયું તો એ તાસમાં, ધોતિયું, ખેસ જામો, દુવાલ, રૂમાલ, જોડા, ચંપલ, પાવડીઓ, છત્રી અને કેટલાક રૂપિયા હતા.

આ બધું લાવીને સંધ્યા પોતાની સામે ધરીને કેમ ઊભી રહી છે એ કશું ન સમજી શકવાથી શિશિરે નવાઈ પામી સૌનાં મોં સામે વારાફરતી નજર કરવા માંડી,

છેવટે તેણે પૂછ્યું: ' આ બધું શું છે ? '

સંધ્યાએ મૃદુ સ્વરે કહ્યું: ' મારી ગુરુપૂજા ! '

શિશિર એ લેવાની આનાકાની કરે છે એ જોઈ રજત એકદમ બોલી ઊઠ્યો: ' શિશિર, તાસ પકડ ! પકડ ! સંધ્યાનો હાથ ધ્રૂજે છે, હમણાં બધું પડી જશે ! '

શિશિરે ગભરાઈને એકદમ બે હાથ લાંબા કરી સંધ્યાના હાથમાંથી તાસ ઉપાડી લીધો. તે જ વખતે રજત હસી પડીને બોલ્યો: ' કેમ, લેવો પડ્યોને ! '

શિશિર ભોંઠો પડ્યો, પણ એણે સુખનું હાસ્ય કર્યું.

સંધ્યા અને સુનયનાનાં મોં પર પણ આનંદનું હાસ્ય ફૂટી નીકળ્યું.

સુનયનીએ કહ્યું: ' તાસ બાજુએ મૂકી હવે ખાવા બેસ, ભાઈ ! '

: ૫ :

સંખ્યાના શિક્ષક તરીકે નીમાયા પછીથી દરરોજ સાંજનું વાળુ રજતને ઘેર કરવાનો શિશિરનો નિયમ થઈ ગયો — અથવા કહો કે એણે એવો નિયમ કરવો પડયો. શિશિરને એથી બહુ સંકોચ થતો. પરંતુ ના પાડવાથી કશો ફાયદો નથી એવું તે જાણતો હતો તેથી તે કશું બોલ્યો નહિ.

સંખ્યા આવીને જ્યારે શાંત મૃદુ સ્વરે એને બોલાવતીઃ 'દિયરજી, જમવા ઊઠો!' અથવા સુનયની સ્નેહાળ કંઠે એને બૂમ મારતીઃ 'બાબા, શિશિર, જમવા ચાલ!' ત્યારે ના પાડવામાં શિશિરને અભદ્રતા અને અશિષ્ટતા લાગતી; અને તેને ખાવા બેસવું પડતું. તેમ છતાં તેના અંતરનો સંકોચ તેનાં આંખમોં પર પૂરેપૂરો ફૂટી નીકળતો.

શિશિર મનને સાન્ત્વન આપવાનો પ્રયત્ન કરતો કે સંખ્યાને ભણાવીને હું બદલામાં કશું જ લેવાનો નથી, પરંતુ એટલાથી તેનું મન સાન્ત્વન પામતું નહોતું. કારણ કે એક કલાક ભણાવવાની ફી

આઠ રૂપિયા લઈ શકાય, બહુ બહુ તો દશ રૂપિયા લઈ શકાય. પરંતુ મહિને પંદરથી વીસ રૂપિયાનું તો એ ખાવાનું ખાઈ જતો હતો ! ઉપરાંત ગુરુપૂજાને નામે સંબંધીએ તેને કેટલી બધી ચીજો અને ઉપરથી સો રૂપિયા આપ્યા હતા, તેનું શું? એટલે શિશિરના મનનો સંકોચ કોઈ રીતે દૂર થતો નહોતો.

શિશિરના મનનો સંકોચ રજત સમજી ગયો હતો. તેથી તે વખતોવખત શિશિરને ઘેર જતો, અને તેની પાસેથી માગીને ખાતો, તથા તેની પાસે કોઈ નવી ચોપડી જુએ તો માગી લેતો, ને એમ કરીને શિશિરનું મન હલકું કરવાનો પ્રયત્ન કરતો. થોડાક દિવસ તો રજત ઉપરાઉપરી શિશિરના છાત્રાલયમાં ગયો હતો. પરંતુ તે વખતે શિશિરની પાસે બેસવા કરતાં એને કાલિદાસની સાથે કંઈક ખાનગી વાત કરવામાં વધારે ઉત્સાહ દેખાયો હતો.

આ પછી એક દિવસ અચાનક શિશિરે કાલિદાસની પાસેથી સાંભળ્યું કે આપણા છાત્રાલયના મકાનવાળાના મનમાં એકદમ એવી દયાની લાગણી ઊભરાઈ આવી છે કે એણે કહ્યું છે કે ગામ પરગામથી છોકરાઓ આટલું દુઃખ વેઠીને કલકત્તા શહેરમાં આવી મોંઘું ભણતર ભણે છે તો હું તેમની સૌની પાસેથી દર મહિને ભાડામાં દશ રૂપિયા ઓછા લઈશ.

આ સમાચાર સંભળાવી કાલિદાસે કહ્યું: 'હવે આપણે રૂમોનું ભાડું ઓછું કરી શકીશું. તું આ કોટડીના જ ભાડામાં હવે ઉપર રહી શકશે, ફાવે તો તું મારી રૂમમાં આવી જા !'

આ કલિકાળમાં મકાનમાલિકના મનમાં આવો ધર્મનો ઉદય થયેલો જોઈ ખૂબ નવાઈ પામી તથા ખુશ થઈ, શિશિરે કૉલેજમાં જતાંવેંત, ભારે ઉત્સાહથી રજતને એ સમાચાર સંભળાવ્યા. રજતે ઉદાસીન ભાવે એ સાંભળ્યું, ને તરત મોં ફેરવી લીધું.

એ જોઈ શિશિર જરા ચિડાયો. તેને થયું કે મકાનમાલિકનું દિલ કેટલું મોટું છે અને તેણે કેવો મોટો ત્યાગ કર્યો છે એની શ્રીમંત રજતને કેવી રીતે સમજ પડે !

શિશિરે ગુસ્સે થઈ રજતની વર્તણૂકની ફરિયાદ કાલિદાસની આગળ જઈને કરી. પરંતુ શિશિરે જોયું તો એની વાત સાંભળીને કાલિદાસે પણ બહુ ઉત્સાહ દેખાડ્યો નહિ, તેણે સહેજ હસીને ધીરેથી કહ્યું: 'હા, બીજાને માટે જે ત્યાગ કરે છે તે મહાન પુરુષ છે એ વિષે કંઈ શંકા નથી ! પરંતુ એટલા માટે હું આ મકાનમાલિકને ધન્યવાદ આપવા ન દોડી જતો ! કારણ એણે ખાસ કહ્યું છે કે આ વાત મારી આગળ કોઈએ કાઢવી નહિ !'

મકાનમાલિક તરફ શિશિરની માનબુદ્ધિ બેવડાઈ ગઈ. તે જ દિવસે સાંજે, સંધ્યાને ભણાવવા ગયો ત્યારે તેણે ખૂબ ઉત્સાહમાં આવીને, મકાનમાલિકની ઉદારતાની વાત સુનયના અને સંધ્યાને સંભળાવવા માંડી. પરંતુ મકાનમાલિકની વર્તણૂકમાં આ લોકોને પણ કંઈ અસાધારણતા લાગી હોય એવું તેમનાં મોં પરથી શિશિરને લાગ્યું નહિ.

ઊલટું શિશિર પેટ ભરીને મકાનમાલિકનાં વખાણ કરતો હતો, ત્યાં વચમાં જ સુનયના બોલી ઊઠી: 'તે બાબા, તું એવી જગાએ શું કરવા પડયો રહ્યો છે ? તારી માના ખોળામાં શું બે છોકરાઓની જગા નહિ થાય ?'

શિશિર ગભરાઈને બોલ્યો: 'ના, મા ! ત્યાં મને કંઈ દુઃખ પડતું નથી. અમારો મકાનમાલિક બહુ ઉદાર પુરુષ.........'

તેને પૂરું બોલવા દીધા વિના સુનયનાએ પૂછ્યું: 'તું કયા દેશનો છે, બાબા ?'

ઉત્સાહથી ઉજ્જવળ બનેલું શિશિરનું મુખ અને આનંદની ઝળકતી તેની આંખો એકદમ ગંભીર, સ્તબ્ધ અને વિષાદમય બની ગયાં. નીચું જોઈ તેણે એક ઊંડો નિઃશ્વાસ નાખી દીધો, પછી ધીરે ધીરે મ્લાન મોં ઊંચું કરી સુનયનીના મોં સામે જોઈ, સહેજ હસીને તે બોલ્યો: 'આ બંગાળ મારો દેશ છે, મા!'

શિશિરનો મુખભાવ જોઈ સુનયની સમજી ગઈ કે શિશિર હમેશાં કોઈ અતિ ઊંડું દુઃખ દિલમાં છુપાવી રાખે છે. તેણે આગળ આવી શિશિરની પીઠે હાથ ફેરવતાં ફેરવતાં પૂછ્યું: 'તારું સગુંવહાલું કોઈ નથી, ભાઈ? કહે છે કે વનમાલી દાસ નામના કોઈને તું દર મહિને રૂપિયા મોકલે છે. એની સાથે તારો શો સંબંધ છે?'

શિશિરની આંખો કોઈ ઉત્કટ જ્વાળાથી એકદમ ભભૂકી ઊઠી, પણ બીજી જ પળે તે નિસ્તેજ બની ગઈ. તે મૂગો મૂગો માથું નીચું કરી વિચાર કરવા લાગ્યો.

સુનયનીએ શિશિરની પાસે બેસીને કહ્યું: 'તને જોઈને જ હું સમજી ગઈ છું, બાબા કે તારા દિલમાં કોઈ દુઃખ છુપાયેલું છે. તારી આંગળીમાં વીંટી પહેર્યાનો કાપો હજી દેખાય છે; તું જોડા પહેરતો નથી, તોયે તારા પગ સુંવાળા ને નરમ છે, એ મારી ધ્યાન બહાર નથી. રાજ્ય છોડીને રામને વનવાસે નીકળવું પડ્યું કે શું?'

શિશિરની આંખો નરમ બની, અને ભીની થઈ આવી. આવી મમતાપૂર્વક કોઈએ કદી પણ એની સામે નજર કરી હોય એવું એને યાદ આવતું નહોતું. આ કેવો માતૃપ્રેમ! બબ્બે વાર મા મળી હતી, પણ આવો સ્નેહ તેને કોઈની પાસેથી મળ્યો નહોતો!

શિશિરને ચુપચુપ વિચારમાં પડી ગયેલો જોઈ સુનયનીએ ફરીથી કહ્યું: ' કહેતાં તને દુઃખ થતું હોય કે તને કંઈ વાંધો હોય તો મારે એ સાંભળીને કામ નથી, બાબા! જે છોકરાએ માના ખોળામાં આજે જનમ લીધો છે તેના પૂરવજનમની ખબર નહિ હોય તો પણ માના સ્નેહમાં ને માનાં લાડકોડમાં કંઈ ખામી આવવાની નથી. '

શિશિરે છલકતી આંખે સુનયનીની સામે જોઈને કહ્યું: ' તમારા કોઈનાથી છુપાવવાનું મારે કશું જ નથી. મારા જીવનનો ઇતિહાસ જરા લાંબો છે. તોયે કહીશ. ભાભીને ભણાવવાનું આજે નહિ બને.........'

શિશિરે પ્રયત્નપૂર્વક હસીને સંધ્યા અને રજતની સામે જોયું. જોયું તો રજત ગંભીર બની બેઠો હતો, અને સંધ્યાનું મોં તેના દુઃખની આંચ લાગતાં મલિન, વિષાદમય અને મમતાપૂર્ણ બની ગયું હતું.

થોડીવાર ચૂપ રહી શિશિરે પોતાની આત્મકથા કહેવા માંડી:

## : ६ :

### (क)

હું ખરેખર ગરીબ માબાપનો જ છોકરો છું. મારાં માબાપની હાલત ખૂબ જ ખરાબ હતી. અમે ભાઈ બહેન મળીને આઠ જણાંનું તેમણે પોષણ કરવાનું હતું. બે બહેનો મોટી હતી, અને તેમને પરણાવવાની ઉંમર થઈ ગઈ હતી. તે પછી અમે ચાર ભાઈ અને પછી બે બહેનો—બધાં નાનાં નાનાં. ખરચો વધતો જતો હતો, પણ આવક વધવાનો કોઈ ઉપાય દેખાતો નહોતો. આથી કાયર થઈ ચિંતા અને કલેશને લીધે મારાં માબાપનો સ્વભાવ ધીમે ધીમે કઠોર અને ખરાબ થતો જતો હતો. વાતવાતમાં તેઓ ગુસ્સે થઈ જતાં, અને મારપીટ કરતાં. માબાપનો ગુસ્સો અમારી અભાગિયાની ઉપર ઊતરતો. વાત નહિ, ચીત નહિ, ગમે તે કંઈ બહાને મા અમને કાળી રાતે ભાંડતી, અને બાપા હાડ હાડ કરી જે હાથ લાગ્યું તે વડે અમારાં હાડકાં ભાંગી નાખતા. ગરીબાઈ અને તંગીનું કારણ અમે જ છીએ એ ઊઠતાંબેસતાં, ખાતાંપીતાં, દિવસમાં લાખ વાર અમારાં હાડમાં ઉતારવામાં આવતું. માર ખાવાની બીકે અમે ખાવાનું કદી માગતાં

નહિ. નાનપણથી જ અમે ગંભીર અને ખબરદાર બની ગયાં હતાં, અને એકલાં એકલાં, આઘે આઘે ભટકયા કરતાં.

મારી ઉંમર તે વખતે દશ વરસની હતી. એવામાં નંદનપુરના જમીનદાર શિવશંકર ચક્રવતીએ છાપાંમાં દત્તક પુત્ર લેવાની જાહેર ખબર છપાવી. તેમના માણસો દેશેદેશમાં દત્તકની શોધમાં નીકળી પડયા હતા. અમારા ગામને પ્રહ્લાદ બાબુ એ જમીનદારની કચેરીમાં નોકરી કરતો હતો. તેણે બાપાને કાગળ લખ્યો કે તમે જો તમારો એક છોકરો દત્તક આપવા ખુશી હો તો હું ગોઠવી આપું.

જાહેરખબર વાંચીને બાપાને આવો વિચાર તો આવેલો, એવામાં પ્રહ્લાદ બાબુનો કાગળ આવ્યો, એટલે એમનો વિચાર પાકો થયો. તેમણે મારી માને પૂછ્યુ: 'તને કેમ લાગે છે?'

માએ કહ્યું: 'ભુંડડીનાં બચ્ચાંનું ટોળું ભેગું થયું છે. નથી એમને ખવડાવાતું પીવડાવાતું, નથી પહેરાવાતું, ઓઢાડાતું, કે નથી લાડ થતાં. અને બધાં ભેગાં થઇને મારાં હાડ ગાળી નાખે છે. તો કોઇ ચાહીને લેતું હોય તો આપી દોને એક! પણ મારા ગોબલાને નહિ આપું.'

ગોબલો મારો સૌથી નાનો ભાઇ હતો, મારી પછીનો. તે પછી મારી બે બ્હેનો હતી.

બાપાએ કહ્યું: 'આ શિશિરિયાને આપી દઉં, બધામાં એ શેતાન છે!'

માએ કહ્યું: 'તો આપી દોને! એ તો સુખમાં રહેશે. અને એ સુખમાં હશે તો એનાં માબાપને, અને ભાઇબ્હેનોને ભૂલી નહિ જાય! અને આ બહાને થોડા ઘણા રૂપિયા હાથમાં આવે તો ઉમા અને નિભાનાં લગન કરી નખાય...કેમ અલ્યા શીશી, તું દત્તક જઇશ ને?'

મા ને બાપા મારા શિશિર નામને ટુંકાવીને શીશી કહીને બોલાવતા. માના શબ્દો સાંભળીને, એવડી નાની ઉંમરે પણ મને બહુ ગુસ્સો ચડયો, અને દુઃખ પણ થયું. મને વેચીને આ લોકો રૂપિયા કરવા ઈચ્છે છે; વળી મને જ વેચવા ઇચ્છે છે, મારે બદલે મારા કોઈ બીજા ભાઈનું નામ આવે તો તેમને આંચકો લાગે છે. આ વાતને થોડા દિવસ પહેલાં મારા ગામમાં રામલીલાવાળા આવ્યા હતા. તેમણે રાજકૃષ્ણ રાયનો નરમેધયજ્ઞ ભજવી બતાવ્યો હતો. મેં તે જોયો હતો. મને થયું કે હું એ નરમેધયજ્ઞનો બલિ છું! મને વેચાતો લઈને આ લોકો મને મારી નાખશે મા અને બાપા મને આમ વેચીને જમના મોંમાં મોકલી રહ્યા છે! મને બહુ ખોટું લાગ્યું, તેથી મેં મિજાજમાં જવાબ દીધો: 'હા, હું જઈશ.'

મારો જવાબ સાંભળી બાપા બોલી ઊઠ્યા: 'મને ખબર છે, એ હરામખોર એવો એકલપેટો છે! એને પોતાનું થયું એટલે બસ! પછી તમે સુખી થાઓ કે દુઃખી એની એને પડી નથી.'

આમ કહી બાપાએ મારો કાન આમળી ગાલ પર બે ખેંચી કાઢી.

મારી આંખોમાંથી આંસુ પડતાં હતાં. આ લોકો મારો ગુનો કરે છે, ને પાછા મને જ ગુનેગાર ઠરાવે છે! હું એકદમ ત્યાંથી ઊઠીને જતો રહ્યો!

બાપાએ પ્રહ્લાદ બાબુને કાગળ લખી નાખ્યો કે હું એક છોકરો આપવા તૈયાર છું.'

સામેથી એકદમ તાર આવ્યો કે તરત તમારા ચારે છોકરાઓને લઈને નંદનપુર આવો. ચારમાંથી ગમે તે એકને પસંદ કરી લેશું.

માએ પહેલાં તો સખત વાંધો ઉઠાવ્યો કે ગોબલાને કોઈ હિસાબે નહિ જવા દઉં! એને અહીં મૂકીને જાઓ, નહિ તો એ

લોકો એને જોતાં જ પસંદ કરી નાખશે. પણ મારા બાપાની આગળ એનું કંઈ ચાલ્યું નહિ.

બાપા ગુસ્સે થઈ ગયા. પરિણામે બંને વચ્ચે સખત બોલાચાલી થઈ. છેવટે બાપાએ ગુસ્સામાં આવીને બોલી નાખ્યું: 'તો રહ્યાં તારાં છોકરાં છૈયાં! તું સંભાળ એ બધાંને, ને પરણાવ તારી છોકરીઓને! હું તો બાવો બનીને જતો રહું છું!'

માએ જ્યારે જોયું કે ખરેખર મારા બાપા પેટીમાં એમનાં કપડાંલત્તાં ભરે છે, ત્યારે તેણે કજિયો મેલી દીધો, ને ખાલી રોવા માંડયું.

એ તક જોઇ બાપા અમને ચારે ભાઈઓને લઇને ઘરમાંથી નીકળી ગયા.

( ખ )

નંદનપુરમાં અમને એક વિશાળ મહાલયમાં ઉતારો મળ્યો. દરરોજ રાજભોગ મળવા લાગ્યો. જીંદગીમાં કદી આવું ઘર જોયું નહોતું, અને આવું ખાવાનું ખાધું નહોતું. ગામમાં કોઇને ઘેર જમવા જવાનું હોય ત્યારે જ અમને પેટ ભરીને ખાવાનું મળતું. પણ અહીં તો રોજ રોજ મિષ્ટાન્ન!

તેમ છતાં મારું મન ખુશ થતું નહોતું મારા ભાઇઓ તો ખુશખુશાલ ફરતા હતા. કોઇ કોઈ વખત તો એ લોકો અંદર અંદર બાઝતા પણ ખરા—એક કહે, હું દત્તક જઇશ, ને બીજો કહે, ના, હું જઇશ. ગોબલો મોં બગાડીને કહેતો: 'મા મને ના કહે છે, નહિ તો હું અબઘડી જતો રહું! રોજરોજ પેટ ભરીને ખાઉં, ને ઘોડા પર ચડી ફરવા જાઉં! ચલ, ચલ, ઘોડા, જલદી ચલ!'

ગોબલાનું બોલવું સાંભળી કોણ જાણે કેમ, મને બહુ રડવું આવતું. હું એકલો એકલો રડયા કરતો.

રોજ બે વખત અમને સારાં સારાં લુગડાં પહેરાવી, જોડા પહેરાવી, મોટી મોટી પાઘડીઓવાળા ચપરાશીઓના પહેરા હેઠળ જમીનદારને ઘેર લઈ જવામાં આવતા. જમીનદાર શિવશંકર બાબુ અમને પાસે બેસાડી કંઈ કંઈ પૂછતા, કોઈ વખત વાંચવાનું કહેતા, તો કોઈ વખત દોડવાનું કહેતા, તો કોઈ વખત અમને હસાવવાનો પ્રયાસ કરતા. તે પછી તેઓ અમને અંતઃપુરમાં એમની ધણીયાણીની પાસે લઈ જતા.

શિવશંકર બાબુની ગૃહિણીનું નામ હતું માતંગિની—ખરેખર એ માતંગિની જ હતી. એવી જાડી, અને ગળાનો અવાજ પણ એવો મોટો કે મોટા હાંડામાંથી નીકળતો હોય એમ લાગે!

પહેલે દિવસે જ્યારે તેમણે અમને વહાલ કરી બોલાવ્યાઃ 'આવો, મારી પાસે આવો!' ત્યારે ગોબલો તો એમનો અવાજ સાંભળી બીને, રોવા જ મંડી પડ્યો, ને બોલ્યોઃ 'ના, દાદા! મારે એના દત્તક નથી થવું!'

આ સાંભળી માતંગિનીએ એની સામે એવી આંખો કાઢી કે ગોબલો બિચારો થરથર ધ્રૂજવા લાગ્યો, ને બે હાથે મને બાઝી પડી રોવા માંડ્યો.

પછી માતંગિનીએ જરા સ્નેહાળ સ્વરે, અવાજમાં બને તેટલી ઝીણાશ લાવીને, વહાલથી એને બોલાવ્યોઃ 'આવ કીકા, ખોકા—રડ મા—બેટા, રડ મા!'

આ વહાલથી ગોબલાનું રડવું બંધ થવાને બદલે ઊલટું વધી પડ્યું. એણે જોરથી ચીસ પાડીઃ 'ઓ બાપા! ડાકણ!'

આ સાંભળી માતંગિનીના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે દાસીઓને બોલાવી હુકમ કર્યોઃ 'આને અહીંથી લઈ જાઓ!'

ગોબલો વધારે રોવા લાગ્યો, ને મને જોરથી વળગી પડયો. એણે જવાની ના પાડી.

મેં તેને કહ્યું: 'તને બાપાની પાસે લઈ જશે, જા! મારો ભાઇ તો, ડાહ્યો ભાઇ તો, જા, બાપા તને હાથી બતાવવા લઇ જશે!'

આટલું સમજાવ્યો ત્યારે એ ગયો.

માતંગિની મારા ઉપર ખુશ થઈ બોલી ઊઠી: ' છે નાનો, પણ તું ઠીક બુદ્ધિશાળી લાગે છે! તારા પેટમાં દયામાયા પણ લાગે છે. તારા કરતાં આ છોકરા ઉંમરમાં મોટા છે, પણ બધા અસલ ગધેડા જેવા છે!'

મારા મોટાભાઈઓના ગુણનું વર્ણન સાંભળી મને બહુ હસવું આવ્યું. પરંતુ ભાઇઓનાં મોં એકદમ પડી ગયાં હતાં.

પહેલા જ દિવસથી જમીનદાર અને એમનાં ગૃહિણીની નજર મારી ઉપર ઠરી હતી. રહી રહીને જમીનદાર બોલતા: ' એની આંખો બહુ તેજસ્વી લાગે છે! રાજકાજમાં એની બુદ્ધિ ચાલશે.'

ગૃહિણી કહેતાં: ' હા. એ છોકરો બહુ ચાલાક છે, ચતુર છે, અને પાકો શાંત ને ઠરેલ પણ છે. એનામાં દયામાયા પણ છે. મને એ ગમી ગયો છે.'

સાંજ સવાર બાળુ અને ગૃહિણીની પાસે ઘરમાં, અને બપોરે જમીનદાર બાબુની પાસે બેઠકખાનામાં, અમારે હાજરી આપવી પડતી. બેઠકખાનામાં આખી દુનિયાના જોષીઓ આવીને ભેગા થતા. એ લોકો બધા અમારી કુંડળી જોતા, ને હાથની રેખાઓ તપાસતા. કોઈ ગોરો ફ્રેનોલોજિસ્ટ પણ આવ્યો હતો, એણે અમારું માથું ટકોરા મારી મારીને દુખવી નાખ્યું હતું, અને અમારી સામે ઘારી ઘારીને જોઇ અમને ખિજવાવી નાખ્યા હતા. મોટા થયા પછી મને ખબર

પડી કે એ સાહેબ મસ્તિષ્કવિદ્યાના પંડિત હતા. પરંતુ તે વખતે મેં એને નરમેધયજ્ઞનો કોઈ રાક્ષસ બાક્ષસ માની લીધો હતો. એક તો એ સાહેબ હતો, તેમાં પાછો અમારાં માથાં દબાવતો હતો! બીકથી અમારો જીવ ગભરાતો હતો!

જન્મકુંડળી, હસ્તરેખા, મસ્તિષ્કવિદ્યા—બધા પરથી સાબિત થઇ ગયું કે હું રાજા થવા માટે જ જન્મ્યો છું. મારા ગુણનો અને શુભ લક્ષણોનો પાર નથી.

શિવશંકર બાબુએ ખુશ થઇ હસતાં હસતાં ભોડું હલાવતાં કહ્યું: 'જોયું ને, માણસને હું કેવો ઓળખી કાઢું છું!'

મને દત્તક લેવાનું નક્કી થઈ ગયું. માનો ગોખલો બચી ગયો, અને પોતાની પહેલી ભવિષ્યવાણીને સાચી પાડતી મારી પસંદગી કાયમ થઇ એની ખુશાલીમાં મારા બાપાએ મારી બાને એકદમ તાર કરીને આ ખબર આપ્યા.

પુત્રેષ્ટિ યજ્ઞ પછી, છૂપી રીતે કેટલાક હજાર રૂપિયા મેળવીને, મારા બાપા મનમાં હરખાતા હરખાતા, મારા ભાઈઓને લઇને ઘેર જતા રહ્યા. છૂપી રીતે પૈસા લીધા એનું કારણ એ કે પૈસા આપીને દત્તક લેવામાં આવે તો લીધેલું ફોક જાય છે.

બાપાએ જતી વખતે, મારું વીલું મોં જોઈ હસતાં હસતાં મને કહ્યું: 'શીશી, તારું નસીબ જોર કરે છે! અભાગિયાના ઘરમાં પડયો, પણ તું રાજા થઇ ગયો! તને હવે દુઃખ શું છે? પણ હું ન હોઉં ત્યારે તારાં ભાઇબહેનોની ખબર લેજે!'

બાપા હમેશાં છોકરાંને લીધે એટલી બધી નાણાંનીતંગી ભોગવતા હતા, કે તેમને મન અર્થકષ્ટ એ જ દુનિયાનું સૌથી મોટું કષ્ટ હતું. તેથી તેઓ મને વેચીને થોડાક હજાર રૂપિયા હાથમાં

આવતાં ખુશ ખુશ થઇ ગયા હતા, વળી હું આવડી મોટી મિલકતનો માલિક થયો એથી પણ તેઓ ખુશ થયા હતા, અને પોતાની ખુશી પરથી તેમણે નક્કી કરી નાખ્યું હતું કે હું પણ ખૂબ ખુશ થયો છું. પરંતુ દશ વરસના છોકરાનું મન રૂપિયા કરતાં મમતા તરફ વધારે ખેંચાતું હતું એ વાત તેમને સમજાઇ નહિ, અને હું પણ એમને એ સમજાવી શકયો નહિ. મારી સાથે મારી માનો બહુ સારો મેળ નહોતો. એ મને ઝાઝું બોલાવતી નહિ. હું એક વરસનો હતો, એટલામાં ગોબલાનો જન્મ થયો. અને ગોબલા પછી બીજી બે બહેનો આવી. એટલે મા બાળકોની સંભાળમાં બહુ રોકાયેલી રહેતી. મને માના ખોળામાં ખેલવાનું યે નથી મળ્યું, ને માનું વહાલ પણ નથી મળ્યું કહીએ તો ચાલે. બાપાથી તો હું વાઘની પેઠે ડરતો હતો. એમનામાં સ્નેહમમતા હશે એવો અમને કોઇનેયે કદી વહેમ પડયો નહોતો. કારણકે વગર કારણે તેમની પાસેથી અમને હમેશાં ટપકો ને માર ખાવા મળતાં. મારાં મોટાં ભાઈબહેનો પણ, આ બાપાનું જોઈને, નાનાં ને નબળાં ભાંડુઓને સતાવવાનું ને રડાવવાનું શીખી ગયાં હતાં. એ લોકો પણ મને ઊઠતાં બેસતાં વઢવાનું ચૂકતાં નહિ, અને મારા ઉપર આખો વખત એમની દાદાગીરી અને દિદિગીરી ચલાવતાં—એમનું માન રાખવામાં હું હાંફળો ફાંફળો રહેતો.

આથી બાળપણથી જ મારું મન એમાંના કોઈની ઉપર ઢળ્યું નહોતું, હું પૂરેપૂરો એકાકી અને બધાથી જુદો પડી ગયો હતો.

પરંતુ આજે આ નિર્વાસન સમયે મારું મન મારી એ અત્યાચારિણી મા અને દિદિઓને માટે તરફડતું હતું. બાપા, ગોબલો અને દાદાઓ મને છોડીને જાય છે એ ખ્યાલે મારું મન ભાંગી પડતું હતું. પરંતુ જતી વખતે બાપાના મોં પર રમતું હાસ્ય જોઇ તેમના સંકડો

પ્રહારો કરતાં યે મને વધારે આઘાત થયો. મારી એવડી નાની ઉંમરે પણ મને એ હાસ્ય એવું નિષ્ઠુર અને અજુગતું લાગ્યું હતું કે હું કાંઈ પણ બોલ્યા વગર જડસડ બનીને ઊભો રહ્યો.

મારો મોટો ભાઈ મારી પાસે આવીને મારા કાનમાં બોલી ગયો : 'એ શીશી, તું રાજા થયો, પણ પૂજા (દશેરા) વખતે અમને બધાને સરસ સરસ પોષાક મોકલજે—તેં યજ્ઞ વખતે પહેર્યો હતોને એવો! ભૂલતો નહિ, હું તને કાગળ લખીને યાદ કરાવીશ હોં!'

નાનો ભાઈ ચુપચુપ ઊભો ઊભો આંખો ફાડી મારી સામે જોઈ રહ્યો હતો. માત્ર ગોબલાએ ગાડીમાં બેસતી વખતે મને પૂછ્યું: 'શીશીભાઈ, તમારે નથી આવવું?'

બાપાએ કહ્યું : 'એ નથી આવવાનો!' ત્યાં તો એણે જોરથી રોવા માંડ્યું. તે દિવસે મને યાદ કરીને માત્ર એ એકલો રડ્યો! તે રૂદન આજે પણ મારા મનમાં કોઈ કોઈ વાર મમતાનો કરૂણ સૂર પેદા કરે છે.

હવે મારી આંખોમાંથી આંસુ ખર્યાં.

મને રડતો જોઈ શિવશંકર બાબુ મારી પીઠ પર હાથ મૂકી લાડ કરીને બોલ્યાઃ 'ચાલ, ભાઈ! ચાલ, તને તારી મા પાસે લઈ જાઉં!'

અણધારી આશાથી મારી છાતી ભરાઈ આવી—'મારી મા!'

વિદાય થતા ભાઈઓ અને પિતાની તરફ એક નજર કરી લઈ હું શિવશંકર બાબુની સાથે ઘરમાં ગયો. કેટલા ઓરડા વટાવીને ગયો, પણ મા જોવા જડી નહિ! જેમ આગળ વધતો હતો તેમ મારી માની પાસે જાઉં છું સમજી આનંદથી મારી છાતી ધબકતી હતી. હું ચારે તરફ નજર નાખી માને ખોળતો જતો હતો.

શિવશંકર બાબુ માતંગિની દેવીના ઓરડામાં આવી તેમના પલંગ ઉપર બેઠા. હું વીલા મોંએ, માના પ્રાગટ્યની રાહ જોતો ઊમરામાં ઊભો હતો.

શિવશંકર બાબુએ કહ્યું: 'જા, બાબા, તારી માની પાસે જા!'

માતંગિની દેવીએ હુંકારો કર્યો: 'આવ, આવ, બાબા! ત્યાં કેમ ઊભો રહ્યો છે?'

માતંગિની દેવીનો કંઠસ્વર સાંભળતાં જ મારો જીવ હબકી જતો! હવે મને ભાન આવ્યું કે આ મારી મા છે! હવે મને યાદ આવ્યું કે કેટલાક દિવસથી મારા બાપા અને શિવશંકર બાબુ મને શીખવાડતા હતા કે તારા બાપાનું નામ શિવશંકર ચક્રવર્તી, અને તારી માનું નામ માતંગિની દેવી! બાળપણથી બાપાનું નામ માર્કંડેય મજુમદાર અને માનું નામ સુરસુન્દરી દેવી એવું ગોખ્યું હતું તે હવે ભૂલી જવાનું—એમની સાથે હવે મારે કંઈ જ સંબંધ સગપણ નથી.'

મારી સગી માને બરાબર ઓળખવાનો કે ચાહવાનો મને વખત મળ્યો નહોતો, તેમ છતાં એનો જેટલો પરિચય હતો એટલો પણ હવે હું ખોઈ બેઠો હતો. એની પાસેથી જે થોડી ઘણી માયા-મમતા મળતી હતી તે પણ હવે મારા નસીબમાં નહોતી—હવે એક સંપૂર્ણ અજાણી નારીનો પરિચય કરવાનો હતો—જે સગી નહોતી, સાગવી નહોતી તેની પાસેથી હવે માયામમતા મેળવવાનાં હતાં.

( ગ )

માતંગિનીનું શરીર એવું જાડું હતું કે એનાથી બહુ હલાતું ચલાતું નહિ. શિવશંકરને અફીણ ખાવાની ટેવ હતી. અફીણ

આઇને સઇ જતા, તે બપોરના બે વાગે ઊઠતા—બપોરના બે વાગે એમની સવાર થતી, અને એ હિસાબે તેમનો સૂવાનો વખત રાતના બે વાગવાથી વહેલો થતો નહિ.

એટલે મારી દેખરેખ રાખવાનો ભાર એક નોકરની ઉપર પડ્યો. તેનું નામ નવ. સગા બાપને ઘેર પણ માબાપનાં લાડપાન મેં જોયાં નથી અને પારકે ઘેર આવીને પણ બનાવટી માબાપનાં લાડપાન મારા નસીબમાં હતાં નહિ. નવ મને 'મોટા રાજા' કહેતો, ને મારી ખૂબ સંભાળ રાખતો. પણ સંભાળના પ્રમાણમાં તે મારા પર સ્નેહ રાખી શકતો નહિ. તે વખતે મારી એવી ઉંમર હતી કે એ ઉંમરે માણસને સન્માન કરતાં સ્નેહની વધારે ભૂખ હોય છે; ખાસ કરીને સ્ત્રીઓનો સ્નેહ મેળવવા માટે મન ભિખારીની પેઠે ભમતું ફરે છે.

હું કોઇ કોઈ વખત મારી નકલી મા માતંગિની દેવીની પાસે જવાની કોશીશ કરતો, પરંતુ તેનું અમાનુષી ગાંભીર્ય અને તેનો વિકટ અવાજ જોઈ મારી હિંમત ભાંગી જતી, અને મારો આનંદ ઊડી જતો. નાનપણથી જ એને મા તરીકે જાણી હોત તો આવું લાગત નહિ, પણ થોડા ઘણા સમજદાર થયા પછી, એને અચાનક જોઈ એટલે કેમે હું તેને મારા સ્વજન તરીકે સ્વીકારી શક્યો નહિ. તે કોઇ કોઇ વખત મને બોલાવી, પાસે બેસાડીને ખવડાવતી; પણ હું બહુ થોડું ખાઉં છું એ જોઈને એ ખૂબ ગુસ્સે થતી, ને મારા મોં પર જ સંભળાવતી કે ગરીબના ઘરમાં પડીને તારી ભૂખ મરી ગઈ છે.

એટલે રાજા થઈને યે મને કોઇ રીતે કંઈ આનંદ કે સુખ નહોતું.

હું જમીનદારનો દત્તક પુત્ર હતો, એટલે મારી ઉંમરના

છોકરાઓ પણ માનપૂર્વક મારાથી અળગા રહેતા. જો કોઇ વખત મારાથી કે એ છોકરાઓથી ઉંમરના દોષે કરીને જરા ચંચળ બની જમીનદારીની મર્યાદાનું ઉલ્લંઘન થઈ જતું, તો અમારા કાયદા-કાનૂન અને રીતરસમનું અમને ભાન કરાવવા માટે નોકરચાકર ચપરાશી ખાનસામા કારકુનો વગેરે ધમાધમ કરી મૂકતા! જમીન-દારના બંગલામાં નાના છોકરાને બેસવાની કોઇ જગા જ નહોતી, અને બહારના છોકરાઓને ત્યાં દાખલ થવાની મનાઈ હતી, એટલે મારી એકલતા અહીં આવીને ખૂબ જ વધી ગઈ, અને કાયમની બની ગઈ. મારા જન્મસ્થાનમાં હોત તો બાપા, મા, દાદા કે દિદિ ગમે તે કોઈ ધોલધપાટ કરવા વખતે પણ મને બોલાવીને બે વેણ સંભળાવત; મહોલ્લાનાં છોકરા છોકરીઓ ભેળો હું છૂટથી ભળી તો શકત! પરંતુ અહીં તો ન મળે કોઈ ધમકાવનારું, ને ન મળે કોઈ આદર કરનારું! હતું માત્ર રુટિન—શિરસ્તો! નક્કી કરેલા ધારા-ધોરણ પ્રમાણે બધું ચાલતું! હું એકલો એક ઓરડામાં સૂઈ જતો, મારી એક બાજુના ઓરડામાં નવ રહેતો, અને બીજી બાજુના આરડામાં જમીનદાર બાબુ અને ગૃહિણી રહેતાં.

સવારે ઊંઘ ઊડવાનો વખત થતાં નવ આવીને સામે હાથ જોડીને ઊભો રહેતો; તે પછી હું ચાવી દીધેલા પૂતળા જેવો બની રહેતો. મોં ધોવાના, સ્નાન કરવાના, કપડાં પહેરવાના, માથું હોળ-વાના વગેરે કામમાં મારે જેમ ઓછામાં ઓછી મહેનત કરવી પડે, અને મારે જેમ ઓછામાં ઓછા હાથપગ હલાવવા પડે તે રીતે નવ મને મદદ કરતો.

પછી દેવસેવાના ઓરડામાં જઈ પ્રણામ કરી, માતંગિની દેવીના દેખતાં નાસ્તો પાણી કરીને, ભણવા જવું પડતું. બે માસ્તરો સવા-રમાં મને ભણાવવા આવતા. પરંતુ તેઓ પણ ખૂબ બીતા રહેતા, ને મારી સાથે ખૂબ જ અદબથી વર્તતા—કારણ કે જમીનદારના

દત્તક પુત્રનાં માનમર્યાદા જાળવવામાં જો જરા સરખી પણ ત્રુટિ થાય તો એમની નોકરી જાય! દશ વાગે ફરી માતંગિની દેવીના કડક પહેરા હેઠળ, અને એમની ધમકીઓ ખાતાં ખાતાં, જેમ તેમ કરીને અનેક ચીજો પેટમાં ભરીને હું નિશાળે જતો. નિશાળમાં જેટલા કલાક જતા તેટલા મારે મન નિરાંતના હતા—કારાગૃહની પથ્થરની દીવાલોમાં હવા ઉજાસ આવવા માટે નાનકડી બારી મૂકી હોય એવી એ નિશાળ મને લાગતી! પરંતુ મન જરા હાશ કરીને જંપે તે પહેલાં તો નિશાળ છૂટી જતી. ઘેર આવ્યો કે ફરી પાછી રીતરસમ શરૂ થઈ જતી—મોં ધોવાનું, કપડાં બદલવાનાં, નાસ્તો કરવાનો, જમીનદાર બાબુની પાસે જઈને બેસવાનું, સાંજે માસ્તરની પાસે ભણવાનું, માતંગિની દેવીનો ઠપકો ખાવાનો અને સાથે સાથે ખાવાનું ખાવાનું. અને એ પછી એકલા જઈને સૂઈ જવાનું!

આવા બાંધેલા નિયમોમાં જકડાયેલું જીવન જીવીને મારું મન અસ્વસ્થ બનતું જતું હતું, હું એ ઉંમરે જ ખૂબ શાંત અને ગંભીર બનવા માંડ્યો હતો. મનને સાન્ત્વન આપવા માટે રાતદિવસ હું લખવા વાંચવામાં જ ડૂબેલો રહેતો.

પરંતુ મારી આ અસંતુષ્ટ જીવનયાત્રાથી બીજાં બધાં ખૂબ રાજી થતાં હતાં—હું દરેક પરીક્ષામાં પહેલે નંબર પાસ થતો એથી માસ્તરો ખુશ હતા, પરંતુ છોકરાઓ કહેતા કે હું જમીનદારનો છોકરો છું એટલે માસ્તરો મને પહેલે નંબર પાસ કરે છે. હું શાંત અને શિષ્ટ હતો એથી જમીનદાર બાબુ અને એમનાં ગૃહિણી ખુશ હતાં; ઘણી વખત તેઓ એવું કહેતાં પણ ખરાં કે હું અત્યારથી જ જમીનદારને શોભે તેવી વર્તણૂક ધરાવી રહ્યો છું.

આવો એકધારો જીવનપ્રવાહ વહી રહ્યો હતો, તેવામાં એક આકસ્મિક અને નહિ ધારેલી ઘટના બની, અને તેણે અમને સહુને જોરથી હચમચાવી નાખી નવે જ ચીલે વાળી દીધાં.

## ( ૫ )

પોતાના સગાં માબાપથી વિખૂટો પડીને હું પારકા ઘરમાં આવીને રહ્યો, અને ધીરે ધીરે પારકાનાં સ્નેહમમતા પ્રાપ્ત કરી રહ્યો હતો, એટલામાં માતંગિની દેવીએ લગભગ પચાસ વરસની ઉંમરે એક છોકરાને જન્મ આપ્યો. જેની ખોટ પૂરવા માટે પારકાનો છોકરો ખોળે લઈ દૂધની હોંશ છાશથી પૂરી કરવા જેવું કરવું પડ્યું હતું, તેનો અવતાર થતાં બાબુ અને ગૃહિણીના આનંદનો પાર રહ્યો નહિ. ! પુત્રના જન્મ દિવસથી માંડી જખ્ખીપૂજા સુધી ઉત્સવની ધામધૂમ મચી રહી. એની ધામધૂમ મેં જીંદગીમાં કદી જોઈ નથી. આ અણધર્યો લાભ થતાં બાબુ અને ગૃહિણીને જાણે આકાશનો ચંદ્રમા હાથમાં આવી મળ્યો હોય એવો હરખ થયો હતો, અને હરખથી તેઓ વ્યાકુળ બની ગયાં હતાં. મંદિરે મંદિરે પૂજા હોમ હવન, સ્વસ્ત્યયન, સત્યનારાયણની પૂજા, સુવચનીની પૂજા, લાખ બ્રાહ્મણની ચરણરજનો સંગ્રહ વગેરે કંઈ કંઈ અનુષ્ઠાનો કરવા છતાંયે તેમનાં મન નિર્ભય અને નિશ્ચિંત થતાં નહોતાં. તેમને બીક રહ્યા કરતી હતી કે વખતે આ દુર્લભ ધન અમે ખોઈ બેસીએ. શિવશંકર બાબુને વરસોથી બપોરના બે વાગ્યા લગી ઊંઘવાની ટેવ હતી, પણ તે ટેવ હવે જતી રહી; હવે નવદશ વાગતાં જ તેમની ઊંઘ ઊડી જતી, અને તેઓ પથારીમાંથી ઊઠ્યા કે સીધા ગૃહિણીના ખંડમાં જતા અને બાબો કુશળ છે એની ખાતરી કર્યા પછી જ દાતણપાણી કરવા જતા. ગૃહિણી તો છોકરાને ખોળામાંથી હેઠો જ ઉતારતાં નહિ. તેમણે એનું નામ દુલાલ પાડ્યું હતું, અને બાબુએ કુલચંદ્ર પાડ્યું હતું.

જે ચંદ્રના ઉદયથી અંધકારભર્યું ચક્રવર્તીકુળ ઉજ્જવળ અને પ્રસન્ન બની ગયું હતું, તેના પડછાયાના અંધારામાં હું સુકાઇ ગયો હતો. શિવશંકર અને માતંગિની મને એકદમ ભૂલી જ ગયાં

હતાં, મારી જરા સરખી ખબર કાઢવાનો હવે તેમને વખત મળતો નહોતો. આવડો અમથો છોકરો મને ધક્કેલી કાઢીને એમનાં મનની બધીયે જગા રોકીને બેસી ગયો હતો હું માત્ર પેલા નોકર નવની જ મિલકત બની ગયો.

હું કદી પણ મારી મેળે શિવશંકર બાબુ કે માતંગિની દેવીની પાસે જતો નહિ, તેઓ જ હર વખત મને બોલાવતાં. પરંતુ હવે તેઓ બોલાવતાં નહોતાં, અને હું પણ જતો નહોતો.

એક દિવસ સાંજે નિશાળમાંથી આવીને હું ઘરમાં નાસ્તો કરવા જતો હતો, એવામાં શિવશંકર બાબુ અને માતંગિની દેવી બાબાને રમાડવા બેઠાં હતાં તે તરફ મારી નજર પડી. હમણાં હમણાંનો હું જ્યારે ત્યારે, જ્યાં ત્યાં, જેને તેને મોઢે સાંભળતો હતો કે છોકરો થઇ થઇને આજે શું થયો? પાંચ વરસ પહેલાં થયો હોત તો દત્તક લેવો પડત નહિ, અને મિલકતની ધૂળધાણી થાત નહિ, આ તો છોકરાના મારગમાં સાલ ઊભું છે!'

આવું સાંભળી સાંભળીને મેં કેવોયે અપરાધ કર્યો હોય એવું મને લાગતું. મને થતું કે મેં આ લોકોને છેતરીને અડધી મિલકત પડાવી લીધી છે. આથી મને લોકોની આગળ મોં બતાવતાં સંકોચ થતો, ખાસ કરીને શિવશંકર અને માતંગિનીની આગળ. આથી આજે એમની નજરે પડી જવાથી હું ભોંઠો પડી ગયો, અને એકદમ તેમની નજરમાંથી છટકી ગયો. પરંતુ મારી પાછળ મેં શિવશંકરને માતંગિનીને પૂછતા સાંભળ્યા:

'શિશિર આમ કેમ નાસી ગયો?'

માતંગિનીએ કહ્યું: દુલાલનો જન્મ થયો ત્યારનો એ મને મોઢું જ ક્યાં દેખાડે છે? દુલાલની ઇર્ષ્યા કરી કરી મરી જાય છે. એની આંખમાં આ ખમાતો નથી.'

શિવશંકરે કહ્યું : ' મેં તો ધાર્યું હતું કે હવે હું ઘરડો થયો, આજ છું ને કાલ નથી. મારી પાછળ શિશિર મોટા ભાઈની પેઠે કુલચંદ્રને સાચવશે !'

બાપુ અને ગૃહિણીનો આ વાર્તાલાપ મારા કાને પડતાં જ હું ચમકીને ઊભો રહ્યો. દૂરથી પણ મને માતંગિનીની ગંભીર ગર્જના સંભળાઈ : ' તમે તો કો જ એવા ! સગા ભાઈ પણ આજકાલ એકબીજાને સાચવતા નથી તો આ નકલી ભાઈ શું સાચવવાનો હતો ! દુલાલ, આવી આવીને હમણાં આવ્યો ત્યારે પાંચ વરસ પહેલાં આવતાં તને શું થયું ? વહેલો આવ્યો હોત તો તારા રસ્તામાં આ કાંટો ન ગેપાત ને ? હાથે કરીને અમે આ કાંટો રોપ્યો છે, હવે ઉખાડવો યે કેવી રીતે ? દુલાલ મારો આવ્યો, પણ અડધી મિલકત તો પારકો ચાવી ગયો ! હવે મારા દીકરાને ભીખ માગવા વારો ન આવે તો સારું !'

શિવશંકર કંઈ બોલ્યા નહિ હોય. તેઓ ગંભીર પ્રકૃતિના માણસ હતા, બહુ બોલવાની એમને ટેવ નહોતી. અથવા કંઈ બોલ્યા હોય તો દૂરથી મને સંભળાયું નહિ હોય.

તે દિવસથી મારો સંકોચ ને શરમ ખૂબ વધી ગયાં. કોઈ વિચિત્ર ભય મારાં અંગે અંગમાં વ્યાપી ગયો.

બીજે દિવસે નિશાળમાંથી આવીને સાંભળ્યું કે શિવશંકર બાબુએ પોતાની મિલકતનું વીલ બનાવ્યું છે. તેમાં કુલચંદ્રને પોતાની મિલકતની ચૌદ આની આપવાનું લખેલું છે, અને મને બે આની આપવાનું લખેલું છે. માતંગિનીનો માદ આક્ષેપ શિવશંકરના મનમાં એવો ચોંટયો હતો કે તેમણે તરત જ મિલકતના ભાગ પાડી નાખી બીજે જ દિવસે વીલ કરી નાખ્યું. એમણે કાંઈ ખોટું નહોતું કર્યું, કારણકે તે પછી મહિનામાં જ તે ઓચિંતાના ગુજરી ગયા.

આ વીલની વાત સાંભળીને મારા મનમાં એવો કંઈ ક્ષોભ પેદા થયો નહોતો. કારણકે તે વખતે મારી ઉંમર માંડ પંદર વરસની હતી, એ ઉંમરે માલમિલકત તરફ બહુ આકર્ષણ ન હોય એ દેખીતી વાત છે.

પરંતુ નાનપણથી જ મને ચારે કોરનો વિચાર કરી જોવાની ટેવ પડેલી હતી. તેથી મેં વિચાર કરીને એવું નક્કી કર્યું કે બાપની બધી જ મિલકત કાયદેસર રીતે દીકરાને મળવી જોઈએ, તેને બદલે દીકરાને ચૌદ આની આપી, અને મને બે આની આપી તે ઓછું નથી. મને કશુંજ ન આપ્યું હોત તો પણ ખોટું કહેવાત નહિ, કારણકે મારી દેખભાલ, ખોરાકી પોશાકી, ભણતરગણતર વગેરે બધું બરાબર રાજકુંવરના જેવું જ ચાલતું હતું.

પરંતુ જમીનદારની કચેરીમાં અનેક જાતના અનેક માણસો હોય છે. એ બધાઓએ મારી ચિંતા કરી કરી માથાં પકવવા માંડ્યાં. જમીનદારની ઉંમર થઈ છે, આજ છે ને કાલ નથી; કુલચંદ્ર બાળક છે, એ ઉંમરલાયક થાય ને માલમિલકત સંભાળે તે પહેલાં ઘણાં વરસ વીતી જશે; એટલે થોડા વખતમાં માલ મિલકતનો કરતો કારવતો હું જ થવાનો છું એ સંભવ જોઇ બધાઓએ મારી તરફ ખૂબ જ લાગણી બતાવવા માંડી. સૌએ ' આહ ! અરર ! ' કરવા માંડયું: એમની એ બળતરા જોઇ મારો જીવ કંઠે આવતો હતો. બધા મને એવું સમજાવવા મથતા હતા કે બાપુએ તમને ભારેમાં ભારે અન્યાય કર્યો છે, તમને સોળે સોળ આનીના માલિક થવા માટે અહીં આણ્યા છે, અને હવે માત્ર બે આની આપી છેતરે છો! છેવટે દુલાલને અને તમને અડધાઅડધી મિલકત વહેંચી આપવી જોઈએ.

આ બધા લાગણીવાળા માણસોના ઉદ્ગારો સાંભળી કોઈ કોઈ વખત મારા મગજમાં ઝેર વ્યાપી જતું, પરંતુ તરત જ મને યાદ આવતું કે સાચું પૂછો તો મને જમીનદારની મિલકતમાંથી એક પૈસો

પણ લેવાનો હક નથી. એટલે મને એમણે જે આપ્યું છે તે જ ઘણું છે. આ વિચાર મારી પોતાની સમજમાંથી પેદા થયો હતો એવું નથી. મારા માસ્તર મહાશય દેવી બાબુ બહુ ન્યાયપરાયણ આદમી હતા; તેઓ મને ઘણી વખત વાતવાતમાં સમજાવતા કે કોઈ પણ માણસ બીજાના છોકરાને દત્તક લે એ ખોટું છે; સ્વાભાવિક વારસદાર ન હોય તો બિનવારસ સંપત્તિનો માલિક આખો દેશ ગણાવો જોઇએ; સ્વાભાવિક વારસો પણ ભરણપોષણ, શિક્ષણ વગેરેના ખરચા ઉપરાંત થોડીઘણી મિલકત લઈ શકે, પરંતુ બધી મિલકત હોઇયાં કરી જાય તો એ ખોટું છે; છોકરો અને છોકરી બન્નેને બાપની મિલકતમાં સરખો ભાગ હોવો જોઈએ; રાજાઓ અને જમીનદારો કેવળ પ્રજાની મિલકતના રક્ષક છે, અને સેવક છે, માલિક નથી: પારકાના પરસેવાની મિલકત મેળવીને કોઈને આળસુ, અકર્મી કે વિલાસી થવાનો ન્યાય્ય અધિકાર નથી: એક જણની પાસે જોઈએ તે કરતાં વધારે ધન હોય અને બીજા ઘણાઓની નહિ જેવી જરૂર પણ પૂરી થતી ન હોય એવી આર્થિક પરિસ્થિતિ સામાજિક અને નૈતિક દૃષ્ટિએ બિલકુલ અન્યાયી છે અને ખોટી છે.

શિવશંકર બાબુએ વીલ કર્યું છે એમ સાંભળી, અને મને જરા ઉદાસ જોઇ તેમણે મને કહ્યું: 'શિશિર, આ વીલ થવાથી તને ખરાબ લાગ્યું છે?'

દેવી બાબુ પર મને બહુ ભક્તિભાવ હતો, મારો સ્નેહ પણ એમના ઉપર ખૂબ હતો; છતાં હું તેમનાથી બીતો હતો. તેઓ ખૂબ ગંભીર પ્રકૃતિના હતા. તેમના મોંએ આ સવાલ સાંભળીને મને મનમાં બહુ સંકોચ થયો, પરંતુ હું કંઇ બોલી શક્યો નહિ.

તેમણે મારા ખભા પર હાથ મૂકી કહ્યું: 'પારકાની કૃપાથી મળેલા ધન કરતાં પોતાની મહેનતથી મેળવેલી કોડીનું ગૌરવ વધારે છે.

શિવશંકર બાપુએ તને પુત્રરૂપે સ્વીકાર્યો છે એ વાત ખરી, પણ તેમણે બધી મિલકત તને આપવાનું કદી કહ્યું નથી. તેમણે ધાર્યું હોત તો પુણ્ય કમાવાના લોભે, પોતાની મિલકતનો ચૌદ આની ભાગ દયાદાનમાં, મંદિરોમાં, અન્નસત્રોમાં અને વિદ્યાપ્રચારમાં વાપરી શકતા હતા; તો તને માત્ર બે આની જ મળત. આને બદલે તેઓ પોતાના દીકરાને ચૌદ આની આપે છે, અને તને બે આની આપે છે, તો એમાં એમણે કંઈ ખોટું કર્યું હોય એવું મને લાગતું નથી. તું ગરીબ માંબાપનો છોકરો છે, એટલે લોટરીમાં કોઈને રૂપિયા મળે, તેમ તને વગર હકે, વગર મહેનતે જેટલું મળ્યું છે તેટલાથી તારે સંતોષ માનવો જોઈએ. જીવનની તમામ હાલતમાં સારી જ બાજુ જોવાનો પ્રયત્ન કર, અને આનંદમાં રહે! માણસના જીવનમાં દુઃખ કરતાં સુખ વધારે હોય છે એવું જો તું સમજે તો તને કશું દુઃખ અસહ્ય નહિ લાગે, અને દુઃખથી કદી તું હારી નહિ જાય!

દેવી બાજુના આ ઉપદેશે મને ઉગારી લીધો. તે દિવસથી આ ઉપદેશે મને જીવનમાં અનેક દુઃખની પકડમાંથી બચાવી લીધો છે. હવે મારા હિતેચ્છુ બનીને આવેલાઓની ખોટી સલાહની મારા પર જરા જેટલી પણ અસર થઈ નહિ.

વળી તે વખતે કોર્ટની વાતો પર ધ્યાન આપવાનો મને વખત જ નહોતો. મારી મેટ્રિકની પરીક્ષા પાસે આવતી હતી. હું પરીક્ષાની તૈયારીઓ કરવામાં જ રોકાયેલો રહેતો હતો.

દેવી બાજુએ ગુરુદક્ષિણામાં મારી પાસેથી માગી લીધું હતું કે મારે પરીક્ષામાં શિષ્યવૃત્તિ જીતવી જોઈશે. એટલે ગુરુદક્ષિણાની ખાતર હું તનતોડ મહેનત કરી રહ્યો હતો.

પરીક્ષા આપવા માટે હું શહેરમાં ગયો હતો, એવામાં ખબર

આવ્યા કે શિવશંકર બાબુ ઓચિંતાના ગુજરી ગયા છે. સૂતક માથે રાખીને હું પરીક્ષામાં બેઠો.

•

( ૭ )

અનેક મુશ્કેલીઓનો સામનો કરીને પરીક્ષામાં બેઠો હતો, એટલે પરીક્ષામાં જોઈએ તેવું સારું ફળ આવ્યું નહિ. હું ઓગણીસમા નંબરે પાસ થયો. દેવી બાબુની ગુરુદક્ષિણા જેમ તેમ પૂરી થઈ. તેમણે આશીર્વાદ આપ્યા કે યુનિવર્સિટીની પરીક્ષામાં તું આના કરતાં સારું પરિણામ બતાવજે. મેં પરીક્ષામાં સારો નંબર મેળવ્યો એ જોઈ તેમને એવો આનંદ થયો હતો કે એ આનંદ તેમની સ્વાભાવિક ગંભીર મુખમુદ્રા ઉપર પણ ફૂટી નીકળ્યો હતો—દેવી બાબુના હૃદયમાં એટલો આનંદ મેં પેદા કર્યો એને હું મારા જીવનની બીજી કમાણી, મારી બીજી મિલકત સમજું છું.—મારી પહેલી કમાણી તે મારા ભાઈ ગોપાલનું રુદન !

હું કોલેજમાં ભણવા વાસ્તે કલકત્તા આવ્યો. મા માતંગિનીની સાથેનો થોડોક સંબંધ હવે તૂટી ગયો. મારા સગાં માબાપ, ભાઈ બહેનો વગેરેથી હું ઘણાં વરસથી વિખૂટો પડી ગયો હતો, અને તે પછી મેં તેમને કોઈને કદી જોયાં સુદ્ધાં નહોતાં. તેમણે પણ મારી કદી ખબર કાઢી હોય એમ લાગતું નથી, કાઢી હોય તો મને ખબર નથી.

અમારા ગામના પેલા પ્રહ્લાદ બાબુ ગુજરી ગયા હતા. એટલે એ રીતે પણ મારી સાથેનો મારા ગામનો ને સગાંનો સંબંધ રહ્યો નહોતો. મારી સંભાળ અર્થે નિમાયેલો નોકર નવ મારી સાથે કલકત્તા આવ્યો હતો; પણ તે બાપડો ઓચિંતો કોલેરાનો

ભોગ બની મરણ પામ્યો. મરતી વખતે તેણે મારો હાથ હાથમાં લઈને કહ્યું કે મારા છોકરા વનમાલીની સંભાળ રાખજે, ને એને ભણવું હોય એટલું ભણાવજે! મૃત્યુદેવતાની સાક્ષીએ મેં એ ભાર માથે લીધો, અને હજી હું તે વહન કરી રહ્યો છું. વનમાલીને દર મહિને મારી શક્તિ પ્રમાણે મદદ મોકલ્યા કરું છું.

આવી રીતે સૌથી વિખૂટો પડેલો, એકલવાયો, સ્નેહમમતા ખોઈ બેઠેલો હું, દેશનિકાલ જેવી દશામાં કલકત્તામાં બે વરસ પડી રહ્યો. કૉલેજની રજાઓમાં એક વખત થોડા દિવસ માટે હું નંદનપુર ગયો હતો; તે પછી કદી ગયો નથી, અને કોઈએ મને બોલાવ્યો પણ નથી.

માતંગિની દેવીને કોણ જાણે કેવી રીતે મારા ઉપર વહેમ આવ્યો હતો કે મારી નજર ભૂંડી છે, મારી નજર એમના દુલાલનું અકલ્યાણ કરનારી છે. આથી તેઓ દુલાલને મારી નજરથી છુપાવી રાખતાં.

એક દિવસ હું મારા ઓરડામાં બેઠો હતો, અને દુલાલનો નોકર એને બહાર ફરવા લઈ જતો હતો. મેં નોકરને બોલાવી દુખાને ખોળામાં લીધો કે તરત બચ્ચાં વિનાની સિંહણ ગાજે તેમ, માતંગિની દેવીએ ગર્જના કરી: 'અરે દુખા! બેટા પાજી! દુલાલને એકદમ અહીં લઈ આવ!'

દુખો એકદમ મારા ખોળામાંથી દુલાલને ખેંચીને લઈ ગયો.

હું ઓરડામાં બેઠો બેઠો સાંભળતો હતો: માતંગિની દેવી દુલાલને ખાનગીમાં શિખામણ આપતાં હતાં કે દુલાલને કદી પણ શશિરની પાસે લઈ જવો નહિ; એ રાતદહાડો દુલાલનું ભૂંડું તાકે છે; દુલાલનું કાસળ કાઢી એને બધી માલમિલકત ભોગવવી છે!'

માર્તંગિની ખાનગીમાં બોલે તોયે સિંહણની ગર્જના તો ખરી જ! હું અક્ષરે અક્ષર સાંભળતો હતો. મને એ શબ્દોએ શૂળની પેઠે વીંધી નાખ્યો. બીજે જ દિવસે હું કલકત્તા આવતો રહ્યો.

પરીક્ષા થઈ ગયા પછી મારા મેનેજરે મને કાગળ લખ્યો કે કમિશ્નર અને મેજીસ્ટ્રેટ સાહેબ નંદનપુર આવવાના છે. રાણી માર્તંગિની દેવીએ પોતાના છોકરાનો ભાગ જુદો કરી આપવાની અરજી કરી છે, અને મારી જુબાની લીધા પછી તેનો ફેંસલો થવાનો છે.

કાગળ વાંચી મને દુ:ખ થવાની વાત તો દૂર રહી, પણ હું હસી પડચો. મને પહેલો એ જ ખ્યાલ આવ્યો કે સંબંધનો તાંતણો આ એક જગાએ થોડો ઘણો રહ્યો છે તે પણ હવે તુટી જશે.

હું નંદનપુર પાછો ગયો. કમિશ્નર અને મેજીસ્ટ્રેટ આવીને તંબુ નાખી પડચા હતા. હું તેમની મુલાકાતે જતો હતો. રસ્તામાં જોયું તો અઢી વરસનો દુલાલ મેનેજરનો હાથ પકડી ફડફડ કરતો સાહેબોને મળવા જઈ રહ્યો હતો. દુલાલને રોફથી ચાલતો જોઇ મને એ બહુ ગમી ગયો. મેં એની સામે હાથ લાંબો કરી કહ્યું: 'આવ ભાઈ દુલાલ, હું તને તેડીને લઈ જાઉં.'

એકદમ પીઠ ફેરવી દઈ, મારો સ્પર્શ હટાવી તેણે અડધી અડધી બોલીમાં કહ્યું: 'મને અડકવાનું નથી......'

ચટ દઈને મને તેની માના શબ્દો યાદ આવી ગયા.

મેં ભોંઠા પડી હાથ પાછો ખેંચી લીધો.

મેનેજરે કહ્યું: 'જાઓને રાજાબાબુ, દાદા બોલાવે છે.'

દુલાલ બોલી ઊઠચો: 'એ દાદા નથી, એ કોઈ નથી, એ ચોર છે, મારી જમીનદારી ચોરી ગયો છે.'

એની સામે જોઈ હું ચમકીને ઊભો રહી ગયો. તે વખતે મારું મોં કેવું થયું હશે તે હું કહી શકતો નથી. પરંતુ મારા મોં સામે નજર પડતાં જ દુલાલ ચીસ પાડીને રડી પડ્યો. મૅનેજર નોકર ચાકર, દાસદાસીઓ બધાં હાંફળાં ફાંફળાં બની એને છાનો રાખવા મથવા લાગ્યાં. હું ઝડપથી આગળ જતો રહ્યો.

મને ફરી ફરીને એના એ જ વિચારો આવવા લાગ્યા કે ઘરમાં મારે વિષે કેટલી વાતો થતી હશે ત્યારે આ બાળક દુલાલને તેમાંથી આ અર્થહીન નિષ્ઠુર શબ્દો મોઢે ચડી ગયા હશે! આજ લગી જે શબ્દોએ મને કેવળ ક્લેશ દીધો હતો, તે જ શબ્દોએ આજે ભોળા સરળ બાળકના મુખમાંથી નીકળીને મને અમૂલ્ય બોધ દીધો. મને થયું કે જ્યાં લગી હું આ મિલકતનો ભાગ ભોગવું છું ત્યાં લગી દુલાલ સમજશે કે હું ચોર છું, એને છેતરીને હું નાહક મોજ ઉડાવું છું. એના ખુશામતિયાઓ એની વાતમાં ટાપશી પૂરી કરશે! મારાથી એ નહિ જોઈ રહેવાય!

"વિચારમાં ને વિચારમાં હું એવો પાગલ બની ગયો કે એક રીતે કહું તો હું દોડતો મારા એકમાત્ર મિત્ર દેવી બાબુને ઘેર જઈને ઊભો. દેવી બાબુનો એક ભાઈ મારી જોડે ભણતો હતો, એ સંબંધે હું દેવી બાબુની સ્ત્રીને ભાભી કહેતો. એમના આંગણામાં જઈને હું ઊભો કે તરત તેઓ ઘરમાંથી દોડતાં આવ્યાં, ને મારો હાથ પકડી ભયભીત સ્વરે બોલી ઊઠ્યાં: 'શિશિર, શું થયું છે, ભાઈ?"

મારો ચહેરો તે વખતે એવો બિહામણો બની ગયો હશે કે ભાભી એ જોઈ હબકી ગયાં હતાં. તેમનો સ્નેહસ્પર્શ અને દિલાસો મળતાં મારું મન શાંત થઈ ગયું.

મેં જરા હસીને કહ્યું: 'ખાસ કશું નથી થયું, ભાભી! માસ્તર સાહેબ ક્યાં છે? મારે જરા એમનું કામ છે.'

ભાભીએ કહ્યું; ' તેઓ બાગમાં લાકડાં ફાડે છે. '

પોતાના ઘરનું તમામ કામ બને ત્યાં લગી દેવીબાબુ પોતાના હાથે જ કરતા. વાસણ માંજવાં, પાણી ભરવું, લાકડાં ફાડવાં, બાગ બનાવવો વગેરે બધાં કામ તેઓ જરા પણ શરમાયા વગર પોતાના એક માત્ર નોકરની સાથીદારીમાં સરખે ભાગે કરતા. તેઓ કહેતા કે આપણું બધું કામ આપણે જાતે જ કરવું જોઇએ. નોકર જેટલું કરી આપે એટલા આપણે તેના ઋણી અને કૃતજ્ઞ બનીએ છીએ. એ ઋણ માત્ર પગાર આપવાથી કદી વળતું નથી, એટલે ઋણનો ભાર જેમ બને તેમ ઓછો રહે એવું આપણે કરવું જોઇએ.

એમના આ શબ્દો યાદ આવવાથી, હું ખૂબ શાંત બની, બાગમાં તેમની સામે જઇને ઊભો; તે જ વખતે હાથમાંની કુહાડી નીચે મૂકી ટટાર થઈ તેમણે મને કહ્યું: ' કેમ શિશિર, ક્યારે આવ્યો ? પરીક્ષા કેવી ગઈ ?'

મેં એમને પ્રણામ કરી કહ્યું: ' પરીક્ષા તો સરસ ગઈ છે, પણ આપની પાસે જરા કામે આવ્યો છું. '

દેવી બાબુ એક લાકડાના ઉપર બેસી ગયા, અને પોતાની નજીકમાંના લાકડા ઉપર હાથ થાબડી મને બેસવાનો ઇશારો કરીને બોલ્યા : ' બેસ, શું કામ છે કહે ! '

મેં કહ્યું: ' કમિશ્નર અને મૅજીસ્ટ્રેટ સાહેબ આવ્યા છે, દુલાલના અને મારી મિલકતના ભાગ વહેંચી આપવા વાસ્તે. હું એમની પાસે જવા નીકળ્યો છું, તમારે જરા મારી સાથે આવવાનું છે. '

તેમણે હસીને કહ્યું: ' માણસ તો ખરો ખોળી કાઢ્યો તેં ! ગણિતના દાખલા ગણી કાઢું છું એ વાત ખરી, પણ માલમિલકતની

વહેંચણીના હિસાબમાં હું એવો હોશિયાર સાબિત થાઉં એવું મને નથી લાગતું.'

મેં જરા સંકોચ પામી તેમને કહ્યું: 'મિલકતનો ભાગ મારે નથી જોઇતો; મારો ભાગ હું દુલાલને લખી આપવા ઇચ્છું છું, પારકી મિલકતના ચોર મારે બનવું નથી.'

દેવી બાબુનું મોં આનંદથી ઉજ્જવળ બની ગયું. તેનનું મોં દાઢીમૂછથી ભર્યું ભર્યું હતું, છતાં તેમાં હાસ્યની રેખાઓ દેખાઈ ગઈ.

તેમણે ઊભા થઇને મારો હાથ જોરથી પકડી હચમચાવી નાખી કહ્યું: 'આનું નામ મર્દ!'

પરંતુ બીજી જ ક્ષણે તેમણે મને પૂછ્યું: 'પણ આવું પગલું તુ એકદમ શું કરવા ભરે છે?'

મેં એમને કહ્યું કે હું આ ઉતાવળિયું પગલું ભરતો નથી. ઘણા દિવસનો ભેગો થયેલો કલેશ આજે હું મટાડી દેવા માગું છું.

પછી મેં તેમને માતંગિનીની, અને દુલાલની વાત કરી. બધું ગંભીર બની સાંભળી રહ્યા પછી તેમણે કહ્યું: ! **सहसा विदधीत न क्रियाम्** ઉતાવળે કશું કરવું નહિ. વિચાર કરી જો, આવું પગલું ભર્યાં પછી ગરીબાઇની સામે ઝૂઝવાનો વખત આવતાં 'ઉતાવળમાં ભૂલ કરી નાખી' એવો પસ્તાવો કે અફસોસ તો નહિ થાય ને!'

મેં દૃઢ સ્વરે કહ્યું: 'ના, મેં એનો ખૂબ ઊંડો વિચાર કરી જોયો છે.'

દેવી બાબુને ખેંચીને હું સાહેબોની પાસે લઈ ગયો. સાહેબો તો મારો નિર્ણય સાંભળીને આભા બની ગયા! તેમણે મને ઘરમા

બેજાનો ચંચળ યુવાન કહ્યો,. ને સમજાવવા બહુ પ્રયત્ન કર્યો. વિચાર કરી જોવા માટે મને તેમણે બે દિવસનો વખત પણ આપ્યો.

બે દિવસનો વખત મળતાં મેં તાર કરી શહેરમાંથી અમારા વકીલને અને શહેરના બીજા બે સારા વકીલોને બોલાવી એક દાનપત્ર તૈયાર કર્યું. તેમાં મુખ્ય સાખ તરીકે દેવો બાબુની સહી લીધી. દસ્તાવેજ રજીસ્ટર કરીને ત્રીજે દિવસે હું જાતે જઈને તે કમિશ્નર સાહેબને હાથોહાથ આપી આવ્યો. મારા માથા પરથી બધો બોજો ઊતરી ગયો. શરમનો ભાર હવે ખલાસ થઈ ગયો.

હું જમીનદાર બાબુના ઘેર આવ્યો ને માતંગિની દેવીના ઓરડામાં ગયો. તેઓ તે વખતે બેઠાં બેઠાં દુલાલને જામો પહેરાવતાં હતાં. મને ઓરડામાં પગ મૂકતો જોઈ, તેમણે દીકરાને કપડાં પહેરાવવાનું બંધ કરી દીધું, અને એકદમ એને પોતાની પાછળ સંતાડી દઈ કહ્યું: 'વિલાસી, આને અહીંથી લઈ જા.'

વિલાસી દુલાલને તેડવા ગયો, પરંતુ તેણે હઠે ભરાઈને કહ્યું: 'નહિ, જામો પહેર્યા વગર હું જવાનો નથી.'

છોકરો ભાગવાની ના પાડે છે એ જોઈ માતંગિનીથી રહેવાયું નહિ. તેમણે ધડ દઈને તેને પીઠ પર એક લગાવી દીધી, ને ધાંટો પાડી કહ્યું: 'જા કહું છું, જાય છે કે નહિ, અભાગિયા!'

દુલાલને વાગેલી ધોલ જાણે મને જ વાગી હોય એવું મને લાગ્યું. મેં કહ્યું: 'હવે બીવાનું કારણ નથી, મા! હું જ જતો રહું છું—તમારી રજા લેવા આવ્યો છું.'

માતંગિનીએ એકદમ છેડાઈ પડીને કહ્યું: 'પારકાની મિલકત ઉપર તાગડધિન્ના કરવા છે ને પાછો આટલો ફાંકો રાખવો છે?

કોના ઉપર આટલો મિજાજ કરે છે? દુલાલ છોકરું છે, કદી બે અક્ષર બોલી ગયો—'

મેં કહ્યું: 'એ વેણ બાળક દુલાલનાં નથી, મા, એ તમારાં છે. એટલે મેં ઠરાવ કર્યો છે કે હવે પારકાની મિલકત ઉપર તાગડધિન્ના નહિ કરું! મારો ભાગ મેં દસ્તાવેજ કરી દુલાલને આપી દીધો છે. હું આ જૂનું ધોતિયું અને આ જામા સિવાય બીજું કશુંયે મારી સાથે લઈ જતો નથી. આટલાં વરસ હું આપના ઘરમાં રહ્યો, ને મેં જે પહેર્યું ઓઢ્યું તેનું મારા પર જે ઋણ ચડેલું છે, તેના કરતાં તમે મને વધારે નુકસાન કર્યું છે. તમે મને મારાં માબાપથી વિખૂટો પાડી—'

માતંગિની ભયંકર ફુંફાડો મારીને બોલી ઊઠી: 'નિમકહરામ બેશરમાન! તારાં માબાપની પાસે તું બહુ સાયબી ભોગવતો હતો ખરોને, તે અમે તને બહુ નુકસાન કર્યું છે! તારી જીભ કેમ નથી કપાઈ પડતી! અને તારા બાપે તને મફતમાં દઈ દીધો છે કાં? રોકડા નગદ પાંચ હજાર રૂપિયામાં એણે તને વેચ્યો હતો!'

એની સાથે દલીલ કરવાનો કશો અર્થ નહોતો. જે લોકો રૂપિયા આના પાઈમાં જ સમજે છે, તેમને માણસના મનની ખોટ કેવી રીતે સમજાવી શકાય? એ ગણતરી કરતાં જ એમને આવડતું હોતું નથી.

એટલે, એને પ્રણામ કરી હું ચાલી નીકળ્યો.

માત્ર પહેરેલ કપડે હું નીકળી પડ્યો. પગમાં જોડા સુદ્ધાં પહેર્યા નહિ! મારી જનોઈ વખતે મને જે ભિક્ષા અને ભેટ મળી હતી, અને મારી મહેનતથી હું જે શિષ્યવૃત્તિ જીત્યો હતો, એના પચાસેક રૂપિયા, બેએક મહોરો અને ચારેક ગીનીઓ મારી પાસે

પડેલી હતી. આ રકમ મારી પોતાની કમાણીની હતી એટલે તે મેં સાથે રાખી.

હું પહેરેલ કપડે, બધી માલ મિલકતનો ત્યાગ કરીને ચાલ્યો જાઉં છું એ વાત ઘડીકમાં બધે ફેલાઈ ગઈ હતી. ઘરમાંથી બહાર નીકળતાં જ મેં જોયું તો નોકર ચાકર, દાસ દાસીઓ, કારકુનો, ને બીજા ગામના લોકો રસ્તાની બે તરફ હારબંધ ઊભા હતા; સૌનાં મોં પર વિસ્મય અને વિષાદનો ભાવ હતો; કોઈ કોઈ આંખો લૂછતાં હતાં. કોઈ કોઈ મારા આ નિર્વાસનને રામચંદ્રના વનવાસની સાથે સરખાવીને દુ:ખ વ્યક્ત કરતું હતું, તો કોઈ આને મૂર્ખાઈ કહીને મારી નિંદા પણ કરતું હતું. હું હસતે મોઢે સૌની વિદાય લઈ આગળ વધ્યો.

જે માણસ ઘરમાંથી એક ડગલું પણ બહાર નીકળે તો દશ દશ માણસો તેના માથા પર છત્રી ધરવા દોડી આવતા, અને દશ ડગલાં જવાનું હોય તો જેને માટે ગાડી ને પાલખી આવીને ઊભી રહેતી, તે આજે ઉઘાડા પગે, એકલો, સાત માઈલ દૂર આવેલા સ્ટેશનને રસ્તે જતો હતો!

આ દૃશ્ય ન જોઈ શકવાથી કહો કે પછી પાછળથી કોઈએ હુકમ કર્યો હોય તેને લીધે કહો, પણ નોકરો દોડ્યા ને એક પાલખી દઈને આવી પહોંચ્યા. મેં હસીને મીઠાશથી તેમની મદદ પાછી વાળી કહ્યું: 'મને હવે એમાં બેસવાનો અધિકાર નથી.'

મૅનેજરે કહ્યું: 'તો એક બળદગાડી ભાડે કરી આપું.'

મેં કહ્યું: 'મારી એવી પુંજી નથી. આવો મોજશોખ કરવો મને ન પાલવે.'

દાસી વિલાસી દોડતી આવી ને બોલી: 'મોટા રાજાબાબુ! મા તમને બોલાવે છે.'

રાજાબાબુ ! રસ્તાનો ભટકતો ભિખારી. નિરાધાર મુફલિસ હજી પણ રાજાબાબુ કહેવાય છે! મને બહુ હસવું આવ્યું !

મેં હસીને કહ્યું: 'માને પ્રણામ કરી હું એમની વિદાય લઈને આવ્યો છું. હવે મારી સાથે એમને કંઈ સંબંધ નથી.'

વિલાસીએ કહ્યું: 'માએ કહ્યું છે કે કંઈ નહિ તો છેવટ તમારો બિસ્તરો ને પેટી પટારા તો લઈ જાઓ !'

મેં કહ્યું: 'એ બધું ક્યાં મારું છે તે !'

દુખો નોકર દુલાલને તેડીને દોડતો આવ્યો, ને બોલ્યો; 'મોટા રાજાબાબુ ! નાના રાજા તમને બોલાવવા આવ્યા છે !'

દુલાલે તેની મીઠી વાણીમાં કહ્યું: 'દાદા, ઘેર ચાલો !'

મારું મન જરા નરમ થઈ ગયું. જે મા છોકરાને મારી નજર લાગી જવાની બીકે હમેશાં મારાથી છેટા ને છેટા રાખતી, તે જ આજે મને પાછો બોલાવી આણવા એને મોકલતી હતી ! મારું મન સદા કાળ સ્નેહનું ભૂખ્યું હતું, એટલે આ જરીક અમથો સ્નેહનો પરિચય મળતાં તે એકદમ પીગળી ગયું. હું વિમાસણમાં પડી પાછો જાઉં ન જાઉં કરતો હતો, એવામાં દેવી બાબુ ભીડમાંથી રસ્તો કરીને આગળ આવ્યા, ને જોરથી મારો હાથ પકડી મને હચમચાવી નાખી બોલ્યા: 'આનું નામ મર્દ ! આવું જ હોવું જોઈએ !'

આ પ્રશંસાએ મારી દુર્બળતાને દૂર કરી મારામાં ફરી નવું બળ આણ્યું. મેં કહ્યું: 'ભાઈ દુલાલ, હું તારી માનો સ્નેહ ચોરીને પણ નહિ રહું !'

દેવી બાબુ મને એમને ઘેર લઈ ગયા. મારી પાસે કંઈ ભાથું છે કે નહિ એ પૂછીને ભાભીએ કંઈક રૂપિયા આપવા માંડ્યા. પણ

મારી પાસે પૈસા છે કહી મેં એમની પણ વિદાય લીધી, અને સ્ટેશનનો રસ્તો પકડ્યો. પણ દેવી બાજુની સ્ત્રી રસ્તો રોકી ઊભી. છેવટે તેમણે કંઇક ખાવાનું પોટલીમાં બાંધી આપ્યું તે મેં લીધું ત્યારે મને છોડ્યો.

મારા જવાના ખબર સારી પેઠે ફેલાઈ ગયા હતા—નંદનપુરથી સ્ટેશન સાત માઇલ દૂર હતું, પણ આખાયે રસ્તાની બે બાજુએ લોકોનાં ટોળાં હતાં. કેટલાયે માણસો પોતાની ગાડીઓ લઇને આવ્યા હતા, ને મને પોતાની ગાડીમાં સ્ટેશને પહોંચાડવાનો આગ્રહ કરતા હતા. ગામમાં પેસતાં ગામની વહુવારૂઓ સુદ્ધાં બહાર આવીને મને પ્રણામ કરી મારી ચરણરજ લેતી હતી: તેમને ગડતી જોઇ મને એવો આનંદ થતો હતો કે ન પૂછો વાત! મને માણસની સ્વાભાવિક મોટાઇ કોને કહેવાય તેનો વિચાર આવતો હતો—જેની સાથે ઓળખાણ નથી, પિછાન નથી, તેના દુઃખની કલ્પના કરી, જે આંખમાંથી આંસુ વહાવી શકે છે તે મહાન છે! ઊભે રસ્તે જે સહાનુભૂતિ, સમવેદના, અને અનુકંપાનું મને દર્શન થયું છે તેને હું મારા જીવનનું પરમ પાથેય સમજું છું. જે લોકોને આપણે હલકા ગણીએ છીએ, તેમણે જ પોતાનાં આંસુઓ દ્વારા પોતાની મહત્તાનો પરિચય આપી, મને શુષ્કતા અને શુન્યતામાંથી ઉગારી લીધો છે. મારા મનમાં માનવજાત પ્રત્યે ભયાનક વિદ્વેષ ઘોળાતો હતો, તેને દેવી બાજુનાં ઘરનાંએ, અને રસ્તામાં મળેલાં આ અપરિચિત સ્ત્રી પુરુષોએ ધોઇને દૂર કરી નાખી, મારી રક્ષા કરી છે.

રસ્તામાં મૂશળધાર વરસાદ પડ્યો. મારી સાથે કેટલાયે માણસો ભીંજાતા ભીંજાતા ચાલતા હતા. પવનના ઝપાટાથી, ઝાડોની ડાળીઓ માથાં અને હાથપગ પછાડી હાહાકાર કરી મૂકતી હતી, અને લોકો કહેતા હતા કે મારું દુઃખ જોઇ દેવતાની આંખોમાંથી પણ આંસુ પડે છે, દેવતાની છાતીમાંથી પણ દીર્ઘનિઃશ્વાસ નીકળી

પડે છે. માણસના મનમાં દેવતાનો વાસ છે, તે જ માણસની પાસે આવી કલ્પના કરાવતો હતો, એમ સમજી મારું મન માનવદેવતા પ્રત્યે ભક્તિભાવથી નમી પડતું હતું.

રસ્તામાં ભીનાં લુગડાં બદલવા, જરા વિસામો ખાવા, બે કોળિયા મોંમાં નાખવા ઘણા લોકો આગ્રહ કરતા હતા. દુલાલની જમીનદારીના તહેસિલદારો સુદ્ધાં મારી કંઈક સેવા કરવા ઉત્સુક બની ગયા હતા. એટલે સાત માઇલનો રસ્તો જરાપણ કલેશ વગર પૂરો કરી હું સ્ટેશને પહોંચ્યો.

સ્ટેશને પહોંચીને પણ આરામ નહોતો. મારી ઘણી ના છતાં મારી પાછળ સોથી વધારે માણસો સ્ટેશને આવ્યાં હતાં. આ ભીડ જોઈ સ્ટેશનના નોકરો, અને મુસાફરો વગેરે સૌનું ધ્યાન મારી તરફ ખેંચાયું. સૌ મને ઘેરી વળીને ઊભાં. સ્ટેશન માસ્તરે આવીને વિનયથી ખબર આપ્યા કે દુલાલના મેનેજરે તાર કરી ફર્સ્ટ ક્લાસનો એક ડબ્બો આપને માટે રિઝર્વ કરાવ્યો છે. એમનો આભાર માની થર્ડ ક્લાસની ટિકિટ ખરીદી હું કલકત્તા તરફ રવાના થયો.

કલકત્તામાં પણ એની એ આપદા. ગાડીમાંથી ઊતરતાં જ જોઉં છું તો દુલાલનો કલકત્તાનો મુનીમ મને તેડવા આવી ઊભો હતો, મેનેજર બાબુએ તેને પણ તાર કર્યો હતો. મેં તેને પાછો તો કાઢયો, પણ માતંગિની દેવી અને તેમના મેનેજરની આ સહૃદયતાએ મારા મન ઉપર અમૃતનું સિંચન કર્યું.

કલકત્તા આવીને મેં બડાબજારની ધર્મશાળામાં મુકામ કર્યો. રહેવાનું ભાડું ભરવાનું નહોતું, અને ખાવાનું એક ટંક હોટેલમાં અને એક ટંક ચણામમરા ખાઈને ચલાવી લેવાનું. સાથે સાથે દરરોજ ઘેર ઘેર ફરીને કંઈ કામકાજ મળે તો તેની તપાસ કરવા માંડી— માસ્તરગીરી મળે તો તે, કારકુની મળે તો તે, અને ખાનસામાગીરી

મળે તો તે! મારા જેવો ભિખારડો ભણેલો ગણેલો હશે એવું માન્યામાં ન આવવાથી કોઈએ મને નોકરી આપી નહિ. અજાણ્યા માણસને હિસાબી નોકરી પણ કોણ આપે? ખાનસામા તરીકે પણ એવાને ઘરમાં રાખવાની કોઈની હિંમત ચાલી નહિ!'

ચહેરો ભદ્ર ગૃહસ્થનો, પણ વેશ ગરીબનો જોઈને લોકોને કંઈ કંઈ સંદેહ પડતો. સંદેહ અને અવિશ્વાસ એ પોલિસનાં ખાસ લક્ષણો છે; એટલે એની નજર આ બેકાર આદમી ઉપર પડ્યા વગર ન રહી. મને નિરાધાર અને મુશ્કેલીમાં આવી પડેલો જોઈ કોઈ મારવાડીએ પોતાના છોકરાને ભણાવવાના કામે મને નીમ્યો. પગાર મહિનાનો પાંચ રૂપિયા! હવે હું બેકાર મટી ગયો; પરંતુ મારી તંગી તો એવી ને એવી રહી.

પછી ઇંટરની પરીક્ષાનું પરિણામ બહાર પડ્યું: મને પંદર રૂપિયાની શિષ્યવૃત્તિ મળી હતી. શિષ્યવૃત્તિમાંથી જ હું જેમ તેમ કરી મારો અભ્યાસ આગળ ચલાવી શકીશ એમ સમજી મને આનંદ થયો. હું પ્રેસિડન્સી કૉલેજમાં ભણતો હતો, પણ હવે ત્યાં રહીને ભણાય તેવું નહોતું. કારણકે એ કોલેજમાં મહિને મહિને શિષ્યવૃત્તિમાંથી પૈસા કાપી લે છે. હું બીજે નંબરે આવ્યો હતો, એટલે મને ખબર હતી કે બીજી કોલેજોમાં પણ મારો સત્કાર થશે. છેવટે હું આ કોલેજમાં દાખલ થયો. પછી સસ્તામાં સસ્તી રહેવાની જગા ક્યાં મળે એની શોધ ચાલી. શોધતાં શોધતાં કાલિદાસના છાત્રાલયમાં નકામી પડી રહેલી એક કોટડી ખૂબ સસ્તામાં મળી ગઈ. મને ઇંટરમાં સ્કોલરશિપ મળી છે, એવું કહેવાથી મને ટ્યુશન પણ તરત મળી ગયું. મને થયું કે હવે ભાગ્યદેવીએ મારા ઉપર પ્રસન્નતા બતાવવા માંડી છે.

છાત્રાલયમાં દાખલ થતાં જ કાલિદાસના જેવો દોસ્ત મળી

ગયો. એ પણ મારા પરમ સૌભાગ્યનું ચિહ્ન છે. એની મારફત સગા ભાઇ જેવો રજત મળી ગયો. બાળપણથી મા વગરનાને હવે મા પણ મળી ગઇ! એક ભાભીના સ્નેહને વહાલથી મનમાં સંઘરી બેઠો છું, તેમાં હવે એક બીજી ભાભીનાં અપાર માયામમતા આવી મળ્યાં છે. મારા જેવા કંગાલની તમામ શૂન્યતા હવે પૂર્ણ થઈ ગઇ છે. અભાગીના સંપૂર્ણ સૌભાગ્યનો ઉદય થયો છે. જોકે મારા મનમાં કોઈ વાતે કલેશ નહોતો, પરંતુ આનંદ પણ નહોતો. હવે મા, ભાઈ, બહેન સૌનો અભાવ પૂર્ણ થઈ ગયો છે, અને મારું મન આનંદસાગરમાં ડૂબી ગયું છે.

: ૭ :

શિશિરે પોતાના જીવનનાં થોડાં વર્ષની લાંબી કહાણી પૂરી કરી. પછી તે ચૂપ રહ્યો. ઓરડામાં એકદમ શાંતિ પ્રસરી ગઇ હતી. સાંભળનારાં સૌ સ્તબ્ધ બનીને બેઠાં હતાં. છેક બાળપણથી જ આ યુવક ઉપરાઉપરી હડધૂત થતો આવ્યો હતો, તે સાંભળીને, તથા તેનું ત્યાગથી શોભતું નિઃસ્વાર્થી બલવાન ચારિત્ર જોઇને, સાંભળનારાંનાં મન કરુણા, મમતા અને માનથી ભરાઈ ગયાં હતાં. ભીષ્મના જેવા આ ત્યાગી યુવકનું સ્વેચ્છાએ સ્વીકારેલું દારિદ્રય ઐશ્વર્યથી મંડિત બની ગયું હતું. કઠોર વ્રત ધારણ કરનારા એ કઠોર તપસ્વીની તપોનિષ્ઠા અપરિમેય માધુર્યથી ભૂષિત બની ગઈ હતી. આ અસાધારણ વ્યક્તિની આગળ ગમે તેવી વાણી પણ હવે અશોભન છે, એમ સમજી ઓરડામાં બેઠેલાં ત્રણ સાંભળનારાં ચૂપ બની ગયાં હતાં—કોઈના મોંમાંથી એક અક્ષરે નીકળતો નહોતો.

બધાંને સ્તબ્ધ બની બેઠેલાં જોઇ શિશિરે જ હસીને એ નિસ્તબ્ધતાનો ભંગ કર્યો ને કહ્યું: ‘રાત બહુ થઈ છે, દશ વાગી ગયા લાગે છે; હવે હું જાઉં, મા!’

સુનયની કંઠમાં આવીને અટકેલા રૂદનને લીધે માત્ર બે જ શબ્દો બોલી શકી: 'ભલે, ભાઈ!'

શિશિરે હસતાં હસતાં સંધ્યાની સામે જોઈ કહ્યું: 'આજે તો ભણાવ્યું ટયું' કાંઈ નહિ, ભાભી! પણ કાલે એનું સાટું વળી જશે.'

સંધ્યા રહું રહું કંઠે ધીરેથી બોલી: 'કાલે શનિવાર છે. કાલે મારો ગાનવાદન શીખવાનો દિવસ છે, પણ વિદ્યુત આવે તે પહેલાં થોડું બેસાશે ખરું.'

હવે રજતની જીભ છૂટી. તેણે કહ્યું: 'તારી વિદ્યુત આવશે ૭ વાગે, અને શિશિર ચાર વાગે કોલેજમાંથી આવીને તને ભણાવી લેશે. પછી હું શિશિરને અમારી સમિતિમાં લઈ જઈશ.'

શિશિરે હસીને કહ્યું: 'રજત, તું ભૂલી જાય છે કે માને ખોળે જનમ લીધે હજી મને પાંચ જ દિવસ થયા છે. તારા ઘરનો હું હજી પૂરો માહીતગાર થયો નથી, એટલે મને જરા સમજાવીને કહેવું પડશે કે આ વિદ્યુત શું છે, અને સમિતિ શું છે?'
હવે સૌનાં મોં પર હાસ્ય ફૂટયું.

સંધ્યાએ કહ્યું: 'વિદ્યુત મને ગાનવાદન શિખવાડે છે. અમે બંનેએ સાથે લોરેટો સ્કૂલમાંથી મેટ્રિકની પરીક્ષા પાસ કરી હતી, તે અત્યારે ડાયોસિશન કોલેજમાં જુનિયર બી. એ. માં ભણે છે.'
રજતે હસીને કહ્યું: 'અને સમિતિ એટલે, દર શનિવારે મારે ત્યાં કેટલાક મિત્રો અને સાહિત્યરસિકો ભેગા મળે છે તે. તે વખતે અમે વારાફરતી દરેકનું લખાણ વાંચીએ છીએ, અને તેના ગુણ-દોષની સમાલોચના કરીએ છીએ. 'સંગ્રહ' માસિકપત્રના સંપાદક ભૂધર બાબુ આ સમિતિના સભાપતિ છે, અને હું એનો મંત્રી છું. તને હું એનો સભ્ય બનાવી દઈશ.'

શિશિરે હસીને કહ્યું: 'સભ્ય થવાનો નિયમ શો છે એ તો પહેલાં કહો.'

રજતે કહ્યું: 'એમાં બીવા ગભરાવાની જરૂર નથી. વરસમાં ઓછામાં ઓછી ત્રણ બેઠકમાં દરેક સભ્યે કંઇ ને કંઇ પોતાનું લખાણ વાંચવું પડે છે. બસ, આ જ એક નિયમ છે.'

શિશિર ડરવાનો દેખાવ કરીને બોલી ઊઠ્યો: 'ઓ બાપ! આમાં તો પૂરેપૂરું બીવાનું છે! જેણે સ્કૂલ કૉલેજની પરીક્ષા સિવાય કદી નિબંધ પણ લખ્યો નથી તે શું લઇને તમારી સમિતિમાં આવશે?'

સંધ્યા કંઇક અનુકંપાભર્યા સ્વરે પણ ગર્વથી બોલી: 'તમને શું કશું લખતાં નથી આવડતું? આ કહે છે કે તમારા ભાઇ તો નાનપણથી લખે છે. જેટલું છપાયું છે એના કરતાં વધારે તો એમની પાસે છપાયા વગરનું પડ્યું છે. પણ એ બે ખૂબ સરસ છે, હું તમને કોક દિવસ બતાવીશ.'

રજત ખુશ થઇને બોલ્યો: 'જો સંધ્યા, તું મારાં વખાણ કરે, એ શિશિરને આત્મપ્રશંસા જેવું લાગવાનો સંભવ છે. તારા પતિનું લખાણ તને બહુ સારું લાગે છે એ તેં ન કહ્યું હોત તોયે શિશિર સમજી જાત. પરંતુ એવી વાત કરીને તું શિશિરને શર-માવવા જેવું કરે છે એ ઠીક નથી.'

સંધ્યા ભોંઠી પડી ગઇ. તેને થયું કે ખરેખર, પતિ સૌભાગ્યના ગર્વમાં ઉત્સાહિત બનીને મેં શિશિર–રજતની સરખામણી કરી અતિશય અછાજતું અને ખરાબ કામ કર્યું છે. તે શરમથી નીચું જોઇ રહી.

સંધ્યાને શરમાઈ જતી જોઈ શિશિરે તેની શરમ ભાગવા કહ્યું: 'રજતનાં લખાણો એક માત્ર સંધ્યાને જ ગમે છે એવું નથી, બંગાળ દેશના 'સંગ્રહ' માસિકપત્રના એકે એક વાંચનારને રજતરાયના નામની ખબર છે, અને એનો લેખ વાંચવા માટે સૌ આતુરતા પૂર્વક નવો અંક બહાર પડવાની રાહ જોઈ રહે છે.'

શિશિરના આ શબ્દો સાંભળી સંધ્યાએ ખુશ થઈ, લજ્જાળુ નજરે, આનંદથી છણકો કરી રજતની સામે જોયું, જાણે એમ કહેતી ન હોય કે જોયું ને! કેવા હારી ગયા! મને એકલીને ગમવાની વાત છે શું!'

આત્મપ્રશંસાથી સંતુષ્ટ થઈ રજતે હસવા માંડયું.

સુનયની પુત્રના ગર્વથી આનંદમાં આવી, હસતાં હસતાં શિશિરની પીઠે હાથ ફેરવતી ફેરવતી બોલી: 'હવે તમારો ઝગડો બંધ કરો, કાલે પાછો શરૂ કરજો. હવે તું જા, રાત બહુ થઈ છે! પણ આટલી રાતે તારે ઘેર જઈને કામ શું છે, શિશિર? અહીં જ રહી જાને!'

સુનયનીના કંઠસ્વરમાં ભરેલા ગાઢ સ્નેહે શિશિરને પરવશ કરી નાખ્યો. પ્રણામ કરી સુનયનીની ચરણરજ લઈ તે બોલ્યો: 'ના, મા, મને મારા મુકામે જ જવા દો.'

શિશિરને પ્રણામ કરતો જોઈ સુનયનીએ હસીને કહ્યું: 'દિવસમાં કેટલી વાર તું પ્રણામ કરવાનો, શિશિર?'

શિશિરે ગાઢ સ્વરે કહ્યું: 'આ પગમાં તો માથું રગદોળવાનું મન થયા કરે છે...'

સુનયનીએ એને વચમાં જ અટકાવીને કહ્યું: 'બસ, બસ, બહુ થયું. હવે જા!'

શિશિરનું મન આનંદથી ભરાઈ ગયું. તે હસતે મોઢે છૂટો પડ્યો.

આ બંને પક્ષ એવા હતા કે દરેક પક્ષ સામા પક્ષને અસાધારણ અને અસામાન્ય માનતો હતો, અને ઉત્તરોત્તર વધારે ને વધારે પ્રીતિ તથા શ્રદ્ધા પ્રગટ કરતો હતો. સુનયની અને સંધ્યા શિશિરને મહાપ્રાણ સમજી તેના તરફ પ્રીતિ અને શ્રદ્ધા પ્રગટ કરતાં હતાં, અને શિશિર એ બંનેનાં કરૂણાળુ મમતાળુ હૃદયની આગળ પરવશ બની, પ્રીતિ અને શ્રદ્ધા પ્રગટ કરતો હતો.

માત્ર રજતનો ભાવ જુદો હતો. તે પૈસાદાર હતો જોઈએ તે કરતાં તેની પાસે વધારે ધન હતું. પોતાના એક ગરીબ સહાધ્યાયીને પોતે મદદ કરે છે એ ગર્વ ઊંડે ઊંડે તેના મનમાં હતો. હું મારા તમામ સહાધ્યાયીઓ કરતાં જુદો છું, ને એ બધામાં મુખ્ય છું એ ખ્યાલ જોકે તેના મનમાં બહુ ઉગ્ર નહોતો, પણ બહુ પ્રબળ તો હતો જ. ખગેન વગેરે બીજા પણ ઘણા પૈસાદાર છોકરાઓ એના વર્ગમાં ભણતા હતા, પરંતુ એમાંનો કોઈ એના જેવો બનીઠનીને રહેતો નહોતો. વળી એ બધાયે તેની ખુશામત કરનારા હતા—તેના અનુચર જેવા હતા. હેમ વગેરે તો મેલાં જ કપડાં પહેરતા હતા. એ બધાયે એના પ્રશંસક હતા, અને એનું માન રાખતા હતા. બીજી દૃષ્ટિએ પણ રજત પોતાને બીજા બધા કરતાં ચડિયાતો સમજતો—એના જેવી લેખનશક્તિનો પરિચય એની ઉંમરે એકાદ બે અતિ પ્રસિદ્ધ લેખકો સિવાય બંગાળમાં બીજા કોઈએ આપ્યો નહોતો; બંગાળના સૌથી જાણીતા અને કડક સમાલોચક 'સંશક'

પત્રમાં તેના લેખો છપાતા હતા. આ લેખનશક્તિનો ગર્વ પણ રજતને ઓછો નહોતો. વર્ગના બધા છોકરાઓ તેને ઘેરીને કુંડાળું વળી બેસતા હતા, અને કૉલેજની પડાળીમાં ઉપગ્રહની પેઠે તેની પાછળ પાછળ ફરીને, દેશવિદેશના સાહિત્ય વિષેનો તેનો સ્વતંત્ર અભિપ્રાય આભા બનીને સાંભળતા હતા, એ તેના ખ્યાલ બહાર નહોતું. એ લોકોએ કદી નામ પણ ન સાંભળ્યાં હોય એવા એવા દેશ વિદેશના અંત આધુનિક લેખકોનાં લખાણોની એ એમની આગળ ચર્ચા કરતો, ને તેમને ચકિત કરી નાખતો. આવે વખતે આ બધાઓ કરતાં પોતે કેટલો ઊંચો છે, તેનો તેને સ્પષ્ટ અનુભવ થતો. પોલાંડના કયા લેખકને કઇ નવલકથા માટે આ વખતે નોબેલ પ્રાઇઝ મળ્યું, નોર્વેનો કયો નાટકકાર પોતાનાં નાટકોમાં આધુનિક સામાજીક પ્રશ્નોને ચમકાવે છે, અને આઇસલેન્ડના સાહિત્યની મર્યાદા ક્યાં લગીની છે, અથવા ચીન જાપાનની પ્રાચીન વિચારસરણીમાં ભારતની અસર કેટલી હદ સુધી પહોંચી હતી, આવા બધા બીજાઓને બિલકુલ અજાણ્યા એવા નવા નવા વિષયોની જ્યારે એ વિલાયતી માસિકપત્રો અને એનસાઈક્લોપીડિયામાંથી ઉતારા કરી લાવીને જોરશોરથી ઘોષણા કરતો, ત્યારે તેના સહાધ્યાયીઓ તેની સરવ અને નીરવ પ્રશંસા કરવા લાગી જતા; એ જોઈ તેને પોતાની શ્રેષ્ઠતા વિષે લેશમાત્ર પણ સંદેહ રહેતો નહિ.

•

તે પછી તેને શિશિરનો પરિચય થયો. એ નિર્ધન સહાધ્યાયીની પ્રખર બુદ્ધિ અને ગરીબાઈ વ્રત પ્રત્યેની કઠોર નિષ્ઠા જોઈ, તેને પોતાનાથી ચડિયાતો સમજી, તેના ઉપર વિજય મેળવવાની તેના મનમાં પ્રબળ આકાંક્ષા જાગી હતી. માણસ શાના અભાવથી પીડાય છે તેનો ખ્યાલ કરી લઈ, તે દિશાએથી તેના ઉપર હુમલો કરી, વિજય મેળવવાની બુદ્ધિ રજતમાં સ્વભાવથી જ હતી. તેથી તે એકદમ રજતનો અભાવ ટાળવાના કામે લાગી ગયો હતો, અને ખૂબ સહે-

લાઘવથી તેમાં સફળ પણ થયો હતો. આથી તો એની શ્રેષ્ઠતાનો ગર્વ ઊલટો વધી પડ્યો હતો.

પરંતુ હમણાં શિશિરના જીવનનો ઈતિહાસ સાંભળી, તેના ત્યાગની મહત્તા જોઈ રજતને પોતાની શ્રેષ્ઠતા ઘવાતી લાગી હતી. પરંતુ એ આત્મનિર્ભયે આત્મસંતુષ્ટ શિશિરને મેં મારી પાસેથી દાન લેવાની ફરજ પાડી છે. એમ સમજી ઘડીકમાં પોતાની લઘુતાની ગ્લાનિમાંથી એ મુક્ત થઇ ગયો હતો. પરીક્ષામાં ઊંચે નંબરે પાસ થઈને શિશિરે શિષ્યવૃત્તિ મેળવી એ ભલે, પણ સાહિત્યરસજ્ઞાનમાં અને સાહિત્યક્ષેત્રમાં રજતના કરતાં એ ઊતરતો હતો. આથી શિશિર પ્રત્યેના રજતના મનોભાવમાં પ્રીતિના કરતાં અનુકંપાનું જ પ્રમાણ વધારે રહ્યું.

: ૮ :

**આજ** શનિવાર છે.

સાંજે વિદ્યુત સંધ્યાને ગાનવાદન શીખવવા માટે આવવાની છે; અને સાંજ પછી રજતની સમિતિની બેઠક મળવાની છે. તેથી શિશિર વહેલો વહેલો આવીને નાસ્તો પાણી કરી સંધ્યાને ભણાવવા બેસી ગયો છે.

થોડી વાર ભણાવ્યા પછી શિશિરે કહ્યું: 'ભાભી, તમે રજતના લેખો બતાવવાનું કહેતાં હતાં ને?'

સંધ્યાએ શરમાઈ જઈને કહ્યું: 'ના, તમે લોકો એમ કરીને ખાલી ખાલી મારી મશ્કરી કરો છે! સારી વસ્તુ સારી લાગે તોયે તમારી આગળ તે સારી કહેવાય નહિ!'

શિશિરે હસીને કહ્યું: 'મેં ક્યાં તમારી મશ્કરી કરી હતી?'

શિશિરનું બોલવું સાંભળી, જરા આશ્વસ્ત થઈ હસતાં હસતાં સંધ્યા રજતના લેખો લઈ આવવા ગઈ.

શિશિર એકલો ઓરડામાં બેઠો હતો, એવામાં સંખ્યાની જ ઉંમરની એક પાતળી તરૂણીએ ઓરડામાં પ્રવેશ કર્યો. રજનીગંધા ફૂલની કળી જેવી એ લાગતી હતી—મીણબત્તીની શિખા જેવી! એવી જ રૂપાળી, એવી જ ઊજળી, અને એવી જ સુડોળ, સરળ અને કાન્ત! એની આંખોમાંથી બુદ્ધિની તીક્ષ્ણ છટા રેલાતી હતી; તેણે રૂચિસંગત સાદો સીધો પોશાક પહેર્યો હતો. તેથી જાણે પ્રતિમા જેવી એ દેખાતી હતી. સફેદ સાડી, સફેદ કબજો અને સફેદ જોડા—આ સામાન્ય સફેદ પોશાકને લીધે એનું રૂપ વધારે ઊજળું દેખાતું હતું! એના કેશ ખૂબ કાળા હતા, અને કપાળ તથા કાનને ઢાંકી તેણે છૂટી વેણીઓ બાંધી હતી. એની આંખો મોટી ને પહોળી હતી; એ આંખોની ઉપર ભમરો ઊડતી સમડીના જેવી દેખાતી હતી. એ સમડીની બીકે માછલીની પેઠે એની આંખો હમેશાં ચંચળ રહેતી હતી. અણીદાર લાંબી પાંપણોને લીધે એ સુંદર મોંનો ઊજળો વર્ણ, કાળી રેખા અંકાવાથી અધિક રમણીય દેખાતો હતો. એણે માત્ર પાંચ જ અલંકાર પહેરેલા હતા—પરંતુ એ પાંચે બહુ સૂક્ષ્મ અને હલકા હતા. એની વાંકી સેંથીની પાસે માથાનો છેડો ખસી ન પડે એટલા માટે વાળમાં એક નાનકડું પથ્થરનું ફૂલ ભરાવેલું હતું! કાનની બૂટોમાં, કેશની અંદરથી બે હીરાનાં લવિંગિયાં ચમકતાં હતાં, ડોકમાં એક સેરની મોહનમાળા હતી, અને ખભા પર સાડીનો છેડો પકડી રાખવા માટે મીનાકારીની પીન લગાવેલી હતી. બે હાથના મણિબંધમાં માત્ર બે ચૂડીઓ હતી, અને છાતીના ડાબા ભાગમાં વામનજીઓના રમવાના રમકડા જેવું નાનકડું ઘડિયાળ લટકતું હતું! તેનો સૌથી મોટો અલંકાર તો તેના મોં ઉપર ચમકતું વીજળીના જેવું હાસ્ય હતું!

આ તફાવતને જોતાં જ શિશિર સમજી ગયો કે આ જ પેલી વિદ્યુત! હા, એ વિદ્યુત હતી, વીજળીના જેવું ઉજ્જવળ અને શુભ્ર તેનું રૂપ હતું,—એવું જ તીક્ષ્ણ, તેવું જ આકર્ષક, અને તેવું જ ઘાતક

પણ ! નહિ તો એને જોતાં જ બાપડા શિશિરને છાતીમાં પ્રબળ ધક્કો લાગ્યો તે શાનો લાગત ? એ વીજળીનો જ આંચકો હતો !

શિશિર આંખો ફાડી, વિસ્મયથી પોતાની સામે જોઇ રહ્યો છે એ જોઇ વિદ્યુતે, પાતળા રાતા હોઠમાં લજ્જાભર્યું મૃદુ હાસ્ય આણીને પૂછ્યું : 'સંધ્યા ક્યાં છે ?'

શિશિરને થયું કે આ સુન્દરીના દાંત કેવા સુન્દર છે !—મણિ-દર્પણના જેવા ચકચકતા, અને મુક્તાની માળા જેવા ગોઠવાયેલા ! સુન્દરીની વાણી અમૃતબિંદુના જેવી મીઠી હતી, કવિતાના જેવી છંદોમયી હતી, અને સંગીતના જેવી સુરીલી હતી. એ વાણીનો સ્પર્શ થતાં શિશિરમાં ભાન આવ્યું, અને એ એકદમ ઊભો થઇ જઇને બોલ્યો: 'બેસો, ભાભી હમણાં આવશે.'

વિદ્યુત જરા પણ સંકોચ વગર આગળ વધી અને એક કોચ ઉપર બેઠી. હવે તે હસતી નહોતી, પરંતુ આથમતા સૂરજનો પ્રકાશ પરાવર્તિત થઇને જેમ સંધ્યાના આકાશમાં ફેલાઇ જાય, તેમ હાસ્યનો પ્રકાશ વિદ્યુતના મોં પર ઝગમગતો હતો.

શિશિર પોતાની જગાએ બેઠો, પણ થોડી વાર શાંત રહી તેણે પૂછી નાખ્યું : 'આપનું નામ વિદ્યુત ને ?'

ચહેરા પર હાસ્ય નચાવીને વિદ્યુતે લજ્જાનમણા સ્વરે કહ્યું : 'હા, આપને મારો પરિચય મળી ગયો લાગે છે, પણ આપનો પરિચય મેળવવાનું સદ્ભાગ્ય હજી મને નથી મળ્યું."

આ સુંદરીની હિંમતભરી વાણી સાંભળીને શિશિર મુગ્ધ થઇ ગયો. તે ટૂંકમાં પોતાનો પરિચય આપવા જતો હતો, એટલામાં

તો પાછળથી સંધ્યાનો અવાજ સંભળાયોઃ 'એ મારા શિશિર ઠાકુરપો × છે.'

સંધ્યાએ ઓરડામાં આવીને વિદ્યુતની સામે જોઈ કહ્યું: 'તું મારી શિક્ષિકા છે, એ મારા શિક્ષક છે.'

વિદ્યુતે સંધ્યાની સામે રોષથી કટાક્ષપાત કરીને, એકદમ શિશિરની સામે નજર કરી લીધી.

સંધ્યાએ હસતાં હસતાં વિદ્યુતના છણકાનો જવાબ દીધો: 'હું કંઈ વિચાર કરીને બોલી નથી, બાઈ! પણ તારા મનમાં આપોઆપ જે અર્થ સ્ફૂર્યો છે એ જો કદી પણ સાચો પડે તો, એ તમને ને અમને સૌને ખરેખર ખૂબ જ આનંદદાયક નીવડશે.'

વિદ્યુતને શરમાતી જોઈ શિશિરે સંધ્યાને કહ્યું: 'ભાભી, શું આણ્યું છે, લાવો જોઉં.'

સંધ્યાએ કહ્યું: 'આ કુતૂહલ ક્યાં સુધી—આજ ને કાલ બે દિવસ!—પછી આ બધાંના કરતાં વધારે સારી જણસ જોવામાં જ તમારી આંખો રોકાયેલી રહેશે.'

બોલતાં બોલતાં સંધ્યાએ મોંમાં પાલવ નાખી ખિલખિલ હસવા માંડ્યું

શિશિર એ આનંદપ્રતિમાનું શબ્દે શબ્દે ઉભરાતું હાસ્ય મુગ્ધ નજરે નીરખી રહ્યો હતો.

વિદ્યુતે ધીરેથી ઠપકો આપતાં કહ્યું: 'તું મરે, આટલી હસે છે શું જોઈને?'

---

× ઠાકુરપો—દિયર.

સંધ્યા મોં પર ખોટો ગુસ્સો આણીને વિદ્યુતની સામે ફરી, બોલી, ' તું ફરને મારા દેરજીની સાથે વાતો, પછી કેવી નથી હસતી તે હું જોઉં છું. '

વિદ્યુતે હસીને ખૂબ ધીરેથી કહ્યું: ' હું ક્યાં એવી નવરી છું તે તારા દેરજીની સાથે વાતો કરવા બેસું ! '

સંધ્યાએ મોઢું બગાડી મોટેથી કહ્યું: ' ઓહો ! કોઇની મધ્યસ્થતા ની રાહ જોવા થોભ્યા વગર, જાતે થઈને તો વાતો કરવા બેસી ગઈ હતી, ને હવે આ ડહાપણ સૂઝે છે તને ! હું સમજું છું, ભાઈ, હું સમજું છું ! મનનો ભાવ હોય એનાથી ઊંધો જ પ્રગટ થાય ! આ કંઇ જેવો તેવો આદમી નથી, એક પળમાં માણસને પોતાનો કરી લે છે. '

શિશિરે કહ્યું: ' તમારી ભૂલ થાય છે, ભાભી, હું કોઇને પ્રયત્ન પૂર્વક ખેંચીને પોતાનો કરવાનું કદી શીખ્યો જ નથી. જો કોઇ મને પોતાનો કરી લે, તો હું તેનો થઈ જાઉં છું. તમે લોકોએ મને તમારો બનાવી દીધો છે...'

સંધ્યા વિદ્યુતની પાસે બેસી પડી તેના કાનમાં મોં નાખી બોલી: ' અલી એ ! બાપડા ઠાકુરપો અમારું નામ દઇને તારી આગળ જે દરખાસ્ત કરે છે તે ઝટપટ મંજૂર કરી નાખ ! '

વિદ્યુતે ગંભીર મોં કરી બીજી તરફ જોઈ સંધ્યાને એક ચૂંટી ખણી. સંધ્યા 'ઊંહ' કરીને કૂદી પડી.

શિશિરે હસીને કહ્યું: ' વિદ્યુતનો આંચકો લાગ્યો કે શું, ભાભી ? '

વિદ્યુતે શરમાઇને સંધ્યાનો હાથ પકડી ખેંચી, તેને પોતાની પાસે બેસાડીને ધીરેથી કહ્યું: ' તું તારા દેરજીની સાથે મજાકમસ્કરીઓ કર, હું જાઉં છું ! '

સંધ્યાએ વિદ્યુતના મોં આગળથી કાન ખસેડી લઈને, મોઢું ફેરવી કહ્યું: 'ના, ના, જાય શું! તારું ગાન સાંભળવા તો ઠાકુરપો બેસી રહ્યા છે. ચાલ, પિયાનો લે.'

સંધ્યાએ વિદ્યુતને ખેંચી પિયાનો આગળ લઇ જઈ, મેજ ઉપર બેસાડી દીધી.

શિશિરે કહ્યું: 'ભાભી, તમારું સંગીત પણ મેં નથી સાંભળ્યું.'

સંધ્યાએ કહ્યું: 'હું તો રોજ છું, કોક વાર સંભળાવીશ. શનિવારે ને રવિવારે વિદ્યુતનો વારો!'

વિદ્યુતે પિયાનો પર સૂર દાબતાં સંધ્યાને કહ્યું: 'તું પણ મારી સાથે ગાવા લાગ ને.'

સંધ્યાએ કહ્યું: 'નહિ, તું એકલી ગા! મારો અવાજ ભેળવીને ઠાકુરપોના મનમાં પડેલી પહેલી છાપ મારે બગાડવી નથી.'

વિદ્યુતે ફરી કટાક્ષ દ્વારા તિરસ્કાર વ્યક્ત કરી, ગીત શરૂ કર્યું: 'ગીતસુધા માટે ચિત્ત પિપાસિત રે!'

શિશિરને પણ સારું ગાતાં બજાવતાં આવડતું. નંદનપુરમાં શિવશંકર બાબુએ તેને ગાનવાદન શીખવાડવા બે સરસ ઉસ્તાદો રાખ્યા હતા. નંદનપુર છોડ્યું ત્યાં સુધી તેણે સંગીતનો અભ્યાસ ચાલુ જ રાખ્યો હતો. તેણે જોયું કે વિદ્યુત કેવળ સ્ત્રીકંઠનું સ્વાભાવિક માધુર્ય જ નથી ધરાવતી, પણ તે રીતસર સંગીતશાસ્ત્ર શીખી છે, તેનું સંગીત શાસ્ત્રીય રીતે બિલકુલ શુદ્ધ છે, અને અનુપમ મધુરતાવાળું છે!

વિદ્યુતે ગાન પૂરું કર્યાં પછી શિશિરે કહ્યું: 'તમારું સંગીત

ખરેખર અદ્‌ભુત છે! માત્ર ગળું જ નહિ, પણ તમારા ગળામાં તાલીમ દેખાઈ આવે છે.'

વિદ્યુતે કહ્યું: 'મારી માને બહુ સરસ ગાતાં બજાવતાં આવડે છે. તે નાનો વયે ઉસ્તાદોની પાસે શીખી હતી. હું મારી માની પાસેથી શીખી છું.'

સંધ્યાએ હસતાં હસતાં કહ્યું: 'વિદ્યુતને નૃત્ય કરતાં પણ સરસ આવડે છે, ઠાકુરપો!'

વિદ્યુતે ફરી કટાક્ષ દ્વારા સંધ્યાનો તિરસ્કાર કરી, લજ્જા પામી નીચું જોયું.

શિશિરે કહ્યું: 'નૃત્ય કરતાં આવડવું એમાં શરમાવાનું શું છે? આપણા દેશમાં પ્રાચીન કાળમાં નાચતાં આવડવું એ ભવ્યતાનું અંગ ગણાતું. હવે એ સુંદર વિદ્યાનો પ્રચાર બંધ થઈ જવાથી દેશનો આનંદ ઉલ્લાસ રૂપે પ્રગટ થતો અટકી પડ્યો છે. પરિણામે દેશનો પ્રાણ મૂઢ બની ગયો છે. અતિશયતા એ આનંદનો પ્રાણ છે. આપણા દેશ સિવાય દુનિયાના બીજા તમામ દેશોમાં નાચ, આનંદ અને ઉત્સવનું અંગ ગણાય છે.... તમે બીજું એકાદ ગીત છેડો, હું તમને ઇસરાજ કે વીણાનો સૂર આપું છું.'

સંધ્યા નવાઈ પામી બોલી ઊઠી: 'ઓહો! તમને સંગીતવિદ્યા પણ આવડે છે! આ વાતની તો અમને અત્યાર સુધી ખબર જ નથી! જોયું ને વિદ્યુત, આ શુભ સમાચાર તારે વાસ્તે રાખી મૂક્યા હતા!'

વિદ્યુતે ફરી આંખમાંથી વીજળીનો તણખો વેરી, એકદમ શિશિરની સામે નજર કરી લીધી. વિદ્યુતની આંખોમાં તે વખતે ઉષાનો પ્રકાશ ફૂટી નીકળ્યો હતો.

શિશિરે લજ્જા પામી હસીને કહ્યું: 'આ વિદ્યા મેં છુપાવી

નથી, પણ એને જાહેર કરવાનો વખત જ આવ્યો નહોતો. હવે વખત આવ્યો એટલે જાહેર થાય છે. પરંતુ મારું વાદન સાંભળીને તમને થશે—**तावच्च शोभते मूर्खः यावत् किंचिन्न भाषते।** '

સંધ્યાએ વીણા લાવી શિશિરના હાથમાં મૂકી કહ્યું: ' બહુ સારું, હવે વિનય રહેવા દઈ તમારી વિદ્યાનો પરિચય કરાવો. '

વિદ્યુતે પિયાનો વગાડવા માંડ્યો. શિશિર તેની સાથે વીણાનો સૂર મેળવી લઇ, વિદ્યુતની પાછળ જઇને ઊભો.

વિદ્યુતે ફરી ગાવા માંડ્યું—

' વૈરાગયોગ કઠિન, ઉધો, કામ શું એનું રે ? '

સૂરની મૂર્છના અને કંઠની મીઠાશથી ઓરડામાં જાણે સુધા-વર્ષણ થઈ રહ્યું હતું.

સંગીત સમાપ્ત થતાં સંધ્યાએ શિશિરને કહ્યું: ' આટલી વિદ્યા આવડે છે, ને આજ લગી અમને બતાવી પણ નહિ ! તમારો હાથ કેવો સરસ છે ! હવે તમારું ગળું બતાવો ! '

શિશિરે હસીને કહ્યું: ' આ કિન્નરીની આગળ મને ગાવાનું કહો છો ! હું કંઇ ગાંડો નથી થયો ! '

વિદ્યુતે કહ્યું: ' તમને આવું સરસ વગાડતાં આવડે છે, એટલે ગાતાં પણ આવડે છે એ વાત નક્કી. મને તો ગાવાનું કીધું કે તરત હું ગાવા બેઠી: તમે......'

બોલતાં બોલતાં વિદ્યુતે શરમાળ દૃષ્ટિ ઊંચી કરી શિશિરની સામું જોયું.

શિશિરે કહ્યું: ' ઠીક, તો હું પણ આગ્રહ નહિ કરાવું. પણ મારું ગાન સાંભળીને તમને હસવું આવશે. '

સંધ્યા ખોટો ગુસ્સો કરીને બોલી: 'મેં કહ્યું ત્યારે ગાવાની ના પાડી, અને હવે વિદ્યુતવરણી બોલી કે તરત...હં!'

વિદ્યુતે જોરથી ચૂંટી ભરી સંધ્યાને બોલતી અટકાવી દીધી.

સંધ્યા હસવા લાગી.

શિશિર લજ્જાની લાલાશથી અધિક સુન્દર લાગતા વિદ્યુતના મોં સામે મુગ્ધ બની જોઈ રહ્યો, પછી બોલ્યો: 'તો તમે વીણા લો, ભાભી! તમે ઇંગરાજ લો, હું પિયાનો વગાડું છું.'

શિશિરે ગાવા માંડયું: 'તમને જોઈને લાગે નવાઈ રે!'

સંધ્યા વિદ્યુતના અંગ સાથે ઘસાઈને ધીમેથી બોલી: 'ઠાકુરપો તને જ પોતાના દિલની વાત સંભળાવતા લાગે છે!'

પરંતુ તે વખતે વિદ્યુત ગાનની સાથે વગાડવામાં તલ્લીન બની ગઈ હતી; તેથી તેણે સંધ્યાના શબ્દો સાંભળ્યા ખરા, પણ ગુસ્સો કરવાનો તેને વખત મળ્યો નહિ. તેને થતું હતું કે પુરુષનું ગળું આટલું મીઠું! આમાં તો સ્ત્રીના ગળાની મીઠાશ ને કોમળતા છે! અને આ માણસ ગળામાં અવાજને કેવો રમાડે છે! કેવી ઉસ્તાદી બતાવે છે!

આ અપરિચિત યુવકે પોતાના બુદ્ધિપ્રખર ચહેરાથી, મમતાળુ વ્યવહારથી અને નિર્મળ સંગીતથી વિદ્યુતના મનમાં ઊંડી છાપ પાડી હતી. વિદ્યુત પોતે અત્યારે એ અનુભવતી હતી. વચમાં વચમાં સંધ્યા એની મશ્કરી કરી કંઇ કંઇ સંભળાવતી, એથી તો એના મનની અવસ્થા વધારે સ્પષ્ટ થતી, અને એ સભાન રહેતી. આ અપરિચિતનો પરિચય કરવા માટે વિદ્યુતનું મન હવે તલપાપડ બની ગયું હતું.

શિશિરે ગાન પૂરું થતાં મોં ફેરવી જોયું તો સુનયની અને

રજત બારણામાં ઊભાં ઊભાં પ્રશંસાભરી દૃષ્ટિએ એની સામે જોઇ રહ્યાં હતાં. એણે ગાન બંધ કર્યું કે એમણે ઓરડામાં પ્રવેશ કર્યો.

સુનયનીએ કહ્યું: 'શિશિર, તારા પેટમાં આટઆટલી વિદ્યા ભરી છે! આવું સંગીત તો મેં કદી સાંભળ્યું નથી.'

શિશિરે ઊભા થઇ હસીને કહ્યું: 'માને મન પોતાના છોકરાની જોડ આખી દુનિયામાં ક્યાંય નથી!'

સુનયનીએ સુખી થઈને કહ્યું: 'તું મારો દીકરો છે માટે હું તારો પક્ષપાત કરીને આવું નથી કહેતી, શિશિર! બાકી ખરેખર, મારો સંતાન યોગ સારો છે!'

રજતે હસીને કહ્યું: 'અને બીજો ગુણભંડાર હું! પણ હું ધીમે ધીમે તારા નાના દીકરાની આગળ નિસ્તેજ બનતો જાઉં છું!

શિશિરે તરત જ કહ્યું: 'રજત રાયનું નામ બંગાળ દેશમાં કોણ નથી જાણતું? પણ શિશિર ચક્રવર્તીને તો કોઇ ઓળખતું નથી.'

રજતે હસીને કહ્યું: 'કંઈ કહેવાય નહિ, ભાઇ! તારા પેટમાં એટએટલી વિદ્યા છે કે તું મારાથીયે આગળ વધી જાય તો મને નવાઈ નહિ લાગે!'

શિશિરે કહ્યું: 'ના, એ ભય રાખો તો તમારી ભૂલ છે. હું તો 'એ રસથી વંચિત દાસ ગોવિંદો' છું!'

રજતે કહ્યું: 'વખત આવે જણાશે. હવે અમારી બેઠકમાં સાહિત્યશક્તિનો નહિ, તો સંગીતશક્તિનો પરિચય આપવા ચાલ!'

શિશિરે રજતની પાસે જઇ કાનમાં કહ્યું: 'ત્યાં કરતાં અહીંનું આકર્ષણ ભારે છે! એક નવું તત્ત્વ ઉમેરાયું છે.'

રજતે હસીને કહ્યું: 'કાલે તને નહિ બોલાવું, આજે ચાલ!'

છેવટે શિશિરને જવાને તૈયાર થવું પડયું. પરંતુ વિદ્યુતનો સંગ છોડીને જવાનું તેને જરાપણ મન નહોતું. અંતરથી તે તેની તરફ ખેંચાણ અનુભવી રહ્યો હતો. વિદ્યુતની સામે જોઈ તેણે મૃદુ સ્વરે કહ્યું: ' નમસ્તે ! '

વિદ્યુતે લજ્જિત મોં નીચું કરી ધીમા અસ્ફુટ સ્વરે કહ્યું: ' નમસ્તે ! '

રજત શિશિરને લઈને બહાર ગયો કે એની પાછળ જ સુનયની પણ ચાલી ગઈ.

વિદ્યુતે સંધ્યાને પૂછયું: ' એ કોણ છે? પહેલાં મેં એમને કદી જોયા નથી, અને એમને વિષે કદી તેં કે કોઈએ કંઇ વાત પણ કરી નથી ! '

સંધ્યાએ હસીને કહ્યું: ' ઓહ ! રસ જાગ્યો ! જો તું કહેતી હોય તો હું વચમાં ગોરપદું કરું—આવો વર નહિ મળે ! શુભદષ્ટિ તો બંને પક્ષે થઇ ગઈ લાગે છે ! '

વિદ્યુતે કૃત્રિમ રોષ પ્રગટ કરીને કહ્યું: ' આહ ! શું બકયા કરે છે ! રસ્તે જતાં કોઇના ઉપર નજર પડી જાય તો તરત ગોરને બોલાવવો, કેમ ? '

' ઠીક છે, તો પહેલાં તું મારા ઠાકુરપોની મહત્તાની વાત સાંભળ, પછી ગોરની જરૂર છે કે નહિ એનો વિચાર કરજે. '

આમ કહી સંધ્યાએ શિશિરનો વૃતાંત વિદ્યુતને સંભળાવ્યો.

શિશિરની કહાણી પૂરી કરતી વખતે સંધ્યા ગંભીર બની ગઇ હતી. વિદ્યુતની આંખોમાં પાણી આવી ગયું હતું.

સંધ્યાએ જરા વાર રહીને કહ્યું: ' મારા ઠાકુરપો તને કેવા લાગ્યા? ખરેખરા મનુષ્ય છે કે નહિ ? '

વિદ્યુતે કંઈ પણ બોલ્યા વગર પોતાનો હાથ સંધ્યાના હાથની ઉપર મૂકીને જરા દબાવ્યો. એના હૃદયમાં તે વખતે એટલી બધી લાગણીઓના ઊભરા આવી રહ્યા હતા કે એના મોંમાંથી એકે શબ્દ નીકળતો નહોતો.

થોડીવાર શાંત રહ્યા પછી વિદ્યુતે કહ્યું: 'આજે ગાનવાદન નહિ ફાવે ! હું જાઉં, સંધ્યા ! કાલે જરા વહેલી આવીશ.'

સંધ્યા પણ સમજતી હતી કે શિશિરની કરુણ કથની સાંભળ્યા પછી આજે ગાનવાદન તરફ રુચિ નહિ રહે. તેણે કહ્યું: 'તો ચાલ, બેઠકની ચર્ચાઓ સાંભળશું.'

: ૯ :

શિશિર રજતની સાથે તેમના બેઠકખંડમાં ગયો. જઈને જોયું તો પૂર્ણ, હેમ, ખગેન, કાલિદાસ વગેરે એના પાંચ છ સહાધ્યાયીઓ, તથા બીજા કેટલાક અજાણ્યા માણસો મોજથી ચાનાસ્તો ઉડાવી રહ્યા હતા.

રજતે ઓરડામાં પગ દેતાં જ કહ્યું: 'આ મારા મિત્ર શિશિર બાબુ છે. આમની જ વાત હું આપને કરતો હતો. આપણને થોડી વાર પહેલાં જે સૂરીલો કંઠસ્વર સંભળાયો હતો તે એમનો જ હતો. આજે તેઓ આપણી બેઠકનો સંગીતથી સત્કાર કરશે.'

પછી રજતે શિશિરને કહ્યું: 'હવે એમનો સૌનો તને પરિચય કરાવું. આ 'સંગ્રહ' ના સંપાદક ભૂધર બાબુ. આ પ્રસિદ્ધ કવિ નરેશચંદ્ર સેન. આ પ્રસિદ્ધ વાર્તાલેખક સંતોષકુમાર ઘોષ અને આ પ્રસિદ્ધ ઈતિહાસલેખક જતીન્દ્રનાથ મૈત્ર.'

શિશિર સૌને નમસ્કાર કરીને એક તરફ બેઠો. તેણે જોયું તો ભૂધર બાબુ ભૂધરના જેવા જ લાંબા પહોળા ને ઊંચા હતા.

ઉંમર ચાળીશેકની આસપાસ હશે. નરેશ પાતળો હતો, કાળો હતો અને ઊંચો હતો. ઉંમર છવીસ સતાવીસ હશે. સંતોષ જાડો નહિ, પાતળો નહિ એવો મધ્યમ કદનો હતો. મોં ખૂબ ભારે અને પહોળું હતું; માથા પર ગૂંછળાંવાળા વાળ હતા; મોઢે ફ્રેંચકટ અને દાઢી હતી. જતીને દાઢી મૂછ બોડાવેલાં હતાં, માથા પર ટાલ હતી, આંખે ચશ્માં હતાં, અને રંગ ઊજળા જેવો હતો. ભૂધર બાબુ પર્વતની ગુફા જેવી પોતાની વિશાળ મુખગુફામાં મોટા મોટા કોળિયા ભરતા જતા હતા, અને સતત બોલ્યે જતા હતા. નરેશને પેટનો રોગ હતો, તેથી તે ખાવાનું લઈને માત્ર હાથમાં રમાડચા કરતો હતો. બાકી બીજા બધા ભૂધરની સાથે હરીફાઈમાં ઊતરી પડેલા હતા. તેથી એ સભામાં વક્તા ભૂધર બાબુ હતા, અને બીજા બધા શ્રોતાઓ હતા.

એક મોટી પૂરી લઈ તેમાં બટાકાનું શાક ભરી મોંમાં ઓરી ભૂધર બાબુએ કહ્યું: 'તો રજત બાબુ, સંગીતથી આજની બેઠકની શરૂઆત થવા દો. અમે ખાતાખાતા સાંભળીએ છીએ.'

રજતનો ઇશારો થતાં શિશિર હારમોનિયમ આગળ જઇને બેઠો. તેણે ગાન શરૂ કર્યું: 'અયિ ભુવનમનોમોહિની!'

ગાન પૂરું થતાં ભૂધરે રૂમાલ વડે મોં લૂછતાં લૂછતાં કહ્યું: 'વાહ! તમારું ગળું ખૂબ સરસ છે, શિશિર બાબુ! આજ લગી અમારી સમિતિની બેઠકો અસુર હતી—તેમાં સુર નહોતો! પણ હવે તમારા આવવાથી તે સ-સુર બની છે!'

ભૂધર કંઈક બોલે એટલે બીજા બધા ખૂબ ઉત્સાહથી પોતાનો રસબોધ પ્રગટ કરતા હતા. ભૂધરની આ રસિકતા જોઇ સૌએ પ્રયત્ન પૂર્વક જોર કરી કરી હસવા માંડયું.

ભૂધરે કહ્યું: 'હવે રજત બાબુ, તમારી વાર્તા શરૂ કરો.'

રજતે વાર્તા વાંચવા માંડી. શિશિરે જોયું તો સૌ એક ચિત્તે સાંભળી રહ્યા હતા, એક અક્ષરે જો ચૂક્યા તો શી ખબર શું ઊંધુંચતું થઈ જશે એવો સૌના મુખનો ભાવ હતો. માત્ર સંતોષ રહી રહીને આમ તેમ જોતો હતો અને ઘડીએ ઘડીએ પાન મોંમાં મૂકતો હતો. બેચારવાર એણે મોં પણ કટાણું કર્યું—એ પોતે વાર્તાલેખક હોવાથી કદાચ એમ કરતો હશે.

રજતની વાર્તા શિશિરને સારી લાગતી નહોતી. તેને થયું કે પ્લોટની ગૂંથણી જોઈએ તેવી નથી, લખાણ પણ ફીસું છે.

પરંતુ વાર્તા પૂરી થતાં જ જતીન બોલી ઊઠ્યો: 'વાહ! શું સુંદર વાર્તા છે!'

ખગેન બોલી ઊઠ્યો: 'તમારી બધી વાર્તાઓમાં જો આ વાર્તા સર્વોત્તમ ન હોય તો સર્વોત્તમોમાંની એક તો છે જ. આવી વાર્તા એક કાળે રવિબાબુ લખતા હતા!'

રજત પોતાની પ્રશંસાથી ચલિત થઇ હસતે મોઢે નોટનાં પાનાં ફેરવતો હતો.

ભૂધરે હાથ લાંબો કરી કહ્યું:' આ વાર્તા હું 'સંગ્રહ' માટે રાખી લઉં છું, રજતબાબુ!'

રજતે ગર્વ અનુભવી કહ્યું; 'તમને જ આપવાનો છું, પણ હજી મેં એ આજે જ પૂરી કરી છે, એટલે એકવાર જરા જોઈ લઈને તમને આપીશ.'

શિશિરે જોયું કે રજતના લેખોની તારીફ આખા બંગાળમાં થયા કરે છે તેનાં મુખ્ય કારણો આ છે—પહેલું તો, રજત હજી વિદ્યાર્થી છે, અને તેની ઉંમર નાની છે. બીજું, દર મહિને તેના

બેનાનુ લેખો પ્રગટ થાય છે, એટલે તેનું નામ જાહેરખબરની પેઠે હંમેશાં વાંચકોની નજર આગળ જ રહે છે. એને ભૂલવાનું કે એની ઉપેક્ષા કરવાનું તેમને માટે મુશ્કેલ બની જાય છે. ત્રીજું, તેના લેખો ભૂધરબાબુના 'સંગ્રહ'માં છપાય છે. આ ભૂધર બીજાઓની જાહેર કે ખાનગી રીતભાત અને લખાણની કડક નિર્દય બંગભરી મૌખિક અને લેખિત ટીકાઓ કરીને પ્રખ્યાત બની ગયો છે. ચોથું, રજતની સમિતિમાં દાખલ થઈને દર શનિવારે રજતના હરીફો અને સાહિત્યસંસારના ટીકાખોરો રૂસ્તત ખાય છે. પાંચમું, રજતની પાસે રજતચક્રની ખોટ નથી.

શિશિરને મૂગો બેઠેલો જોઈ ભૂધરે કહ્યું: 'હવે શિશિરબાબુ, તમારો વારો છે!'

શિશિરે શરમાઈને કહ્યું: 'મને લખતાં કરતાં આવડતું નથી.'

ખગેન બોલી ઊઠ્યો: 'મૌલિક ન લખી શકો, તો કોઈ નવી ચોપડી વાંચી તેનો પરિચય, પ્રશંસા કે ટીકા તો તમે સહેલાઈથી લખી શકો. બધા મૌલિક ન લખી શકે એ દેખીતું છે.'

જતીને કહ્યું: 'તમારે મૌલિક લખાણની પણ શું કરવા ચિંતા કરવી પડે? જેને આવો પ્રતિભાશાળી દોસ્ત મળ્યો છે, તેને વળી ખોટ શાની? તમે રજતબાબુની પાસે બે ચાર પાઠ લેશો કે તરત લખતાં શીખી જશો.'

સંતોષે કહ્યું: 'ખરું છે. તમારામાં બુદ્ધિ છે, શક્તિ છે; માત્ર જરા લખવાની ઢબ શીખી લેવાની જરૂર છે. અમે બધા શા વાસ્તે છીએ! અરે, બે દિવસમાં શીખવી દેશું....'

રજતે ગંભીર ભાવે કહ્યું: 'એને શીખવવાનું હું માથે લઉં

છું. તો આવતા શનિવાર પછીનો શનિવાર શિશિરને નામે રાખો. અને આવતા શનિવારનો ભાર કોઈ બીજો લે.'

સંતોષે તરત જ કહ્યું: 'ભલે, એ ભાર હું લઉં છું. મારા લખાણ પરથી શિશિર બધુને ટૂંકી વાર્તાની કલાનો ખ્યાલ આવી જશે.'

ભૂધરે કહ્યું: 'ભલે, તો એ પ્રમાણે નક્કી થાય છે. તો હવે **मधुरेण समापयेत्**—શિશિરભાઈ, એકાદ ગીત થવા દો.'

શિશિરે હસતાં હસતાં હારમોનિયમ આગળ જઈને બેસતાં કહ્યું: 'મારી જે થોડી ઘણી આવડત છે તે વડે હું સમિતિની સેવા કરીશ. મારાથી લેખો લખવા કરવાનું નહિ બને.'

રજત પાસે જ ઊભો હતો, તેણે શિશિરના ખભા પર હાથ મૂકી, મુરબ્બીની પેઠે ગંભીર ભાવે તેને દિલાસો આપતાં કહ્યું: 'અરે, બીએ છે શું કરવા? હું બધું જોઈ લઈશ. બે ચાર વખત લખવાથી હાથ ચાલવા માંડશે; પછી બધું એકદમ સહેલું સટ લાગશે. લખવાનું શરૂ કરતા પહેલાં, તું મારી બધી વાર્તાઓ જરા ધ્યાનપૂર્વક વાંચી જા—એ પરથી તને ટૂંકી વાર્તાની કલા કોને કહેવાય તેનો ખ્યાલ આવી જશે!'

શિશિરે હસીને માથું હલાવી કહ્યું: 'એમ કદી આવડતું હશે! પંખીને માટે ઊડવાનું સ્વાભાવિક છે, એટલે એ સમજે કે આ જીવડાં શું કરવા ધૂળમાં રગદોળાઈ મરતાં હશે!'

બાજુના ઓરડામાં બેસીને સંધ્યા અને વિદ્યુત સમિતિની બેઠકમાં થતી ચર્ચા સાંભળી રહી હતી.

સંધ્યાએ વિદ્યુતને કહ્યું: 'વાત ખરી છે. એમને મન લખવું

સહેલું છે, એટલે એ સમજે છે કે બધાયે આમ લખી શકે. પણ એ તે કંઈ બને? ઠાકુરપોએ જીવનમાં રસ જોયો હોય તો રસસૃષ્ટિ કરી શકેને! એ કરે તો થઈ રહ્યું!'

વિદ્યુત માત્ર જરાક હસી.

રજતે શિશિરને કહ્યું: 'ઠીક, હવે દગલબાજી છોડી ગાવા માંડ.'

શિશિરે ગીત શરૂ કર્યું: 'મને કહેશો મા, ગાવાનું ગાન!'

: ૧૦ :

સૌને વિદાય કરી રજત ઘરમાં પાછો આવ્યો. સંધ્યા પણ વિદ્યુતને વિદાય કરી પોતાના ઓરડામાં આવીને, તે મહિનાનું નવું 'સંગ્રહ' વાંચતી હતી.

રજત ઘરમાં આવ્યો કે સંધ્યાએ હસીને તેનો સત્કાર કર્યો. પછી કહ્યું: 'તમને તો ખરું ભૂત વળગ્યું લાગે છે! તમને લખતાં આવડે છે, એટલે તમે આખી દુનિયાને લેખક બનાવવા નીકળ્યા છો! પરંતુ લેખનશક્તિ કુદરતની બક્ષિસ છે, એ બધાને મળેલી નથી હોતી.'

રજત ઓને મુખે પોતાની પ્રશંસા સાંભળી ખુશ થયો; તેણે ગંભીરતા ધારણ કરી કહ્યું: 'વાત ખરી છે. પ્રતિભા કુદરતી બક્ષિસ છે, પરંતુ પુરુષપ્રયત્ન હોય તો બુદ્ધિને ધારી રીતે ખીલવી શકાય છે. શિશિર એવો બુદ્ધિશાળી છે કે જો એ પ્રયત્ન કરે તો બહુ સારું કદાચ ન લખી શકે, પણ ચલણી જેવું તો જરૂર લખી શકે.'

સંધ્યાએ કહ્યું: 'કદાચ લખી શકે. પરંતુ તમારી સરખા-

અણીમાં ઠાકુરપોનું એ કૃત્રિમ લખાણ બહુ ખરાબ લાગશે. એ કરતાં તો તેઓ જેમ ચૂપચાપ બેઠા છે તેમ જ બેસી રહે તો શું ખોટું છે?'

રજતે અનુકંપા પ્રગટ કરીને કહ્યું: 'ના! રે, ના! એ બિચારો બધી બાજુથી એવો તિરસ્કૃત થયેલો છે કે એને કંઈક લખતાં આવડશે તો એના મનને મોટો આધાર મળ્યા જેવું થશે. હું જો એને કંઈ ચલણી જેવું યે લખતાં શીખવી શકું તો છાપાંમાં લેખો લખી એ મહિને મહિને કંઈક મેળવી શકે એવું હું એને કરી આપીશ.'

સંધ્યાએ સંતોષ પામી કહ્યું: 'તો તો કંઈ ખોટું નહિ. તમે એમને શીખવાડો, અને જો તમારી શૈલી થોડી ઘણી પણ એ પકડી શકે, તો પછી એમનું ગાડું ચાલવા માંડશે.'

રજતે કહ્યું: 'કાલે રવિવાર છે. કાલે હું વહેલો જમીને શિશિરને એકડો ઘુંટાવવા ઊપડી જઈશ.'

બીજે દિવસે બપોરે રજત શિશિરના મુકામે જઈ પહોંચ્યો. છાત્રાલયના બધા છોકરાઓ તે દિવસે શિવપુર બોટેનિકલ ગાર્ડન જોવા ગયા હતા; એકલો શિશિર ઘેર હતો. શિશિર આખી પથારીમાં કાગળો વેરી મૂકીને કંઈક લખવામાં ગુંથાયેલો હતો.

એકાએક રજતને ઓરડીમાં દાખલ થતો જોઈ, ચોરી કરતાં પકડાઈ ગયો હોય એમ ચમકીને હાંફળો ફાંફળો બની એ બધું સંકેલી લેવામાં પડચો.

રજતે આગળ વધી એક નોટ ઉપાડી જોવા માંડી. એ જોઈ શિશિરે વ્યાકુળ અને લજ્જિત બની તે પડાવી લેવા હાથ લાંબો કરી કહ્યું: 'ના, ના, એમાં કશું જોવાનું નથી, ભાઇ! એ બધું કોઈને બતાવવા વાસ્તે નથી!'

રજતે શિશિરનો હાથ ખસેડી દઈ કહ્યું: 'ચોરીછૂપીથી આમ લસોટવાનું શરૂ કરી દીધું છે! ડૂબકી મારીને પાણી પીઓ છે, કાં...?'

નોટનાં પાનાં ઉથલાવી થોડુંક વાંચીને રજતે કહ્યું: 'આ તો નવલકથા લાગે છે! એકદમ નવલકથા પર હાથ અજમાવવા બેઠો એ તેં ભૂલ કરી છે! પહેલાં હલેસાં મારતાં શીખો, પછી સુકાન પકડવાનું! મારો જ દાખલો લે. હું આટલાં વર્ષે આજે નવલકથા લખવાનો પ્રયાસ કરું છું! ભૂધર બાબુ વગેરે તો કહે છે કે બહુ સરસ લખાય છે, પણ મારા મનમાં હજી મોટો સંદેહ છે—નવલકથાનો અંત જો સાચવી ન શકાયો તો બધી મહેનત બરબાદ! ટૂંકી વાર્તા બગડે તો થોડામાં પતી જાય!'

શિશિરે લજ્જિત થઈને કહ્યું: 'આ કાંઈ નવલકથા નથી, બહુ તો લાંબી વાર્તા કહી શકાય, અને મારી મહેનત તો બધી બરબાદ થયેલી જ છે, કારણ કે એ બધું કંઈ છપાવવા વાસ્તે લખ્યું નથી; આ તો ફુરસદના તુક્કા છે.'

રજતને નોટનાં આગલાં પાછલાં પાનાં વાંચી જોવાથી ખાતરી થઈ ગઈ હતી કે આ નબળી કલમની કાચી રચના નથી. એટલે તેણે પહેલેથી બધું વાંચવા માંડ્યું હતું. તે વાંચવામાં ડૂબી ગયો હતો, તેથી શિશિરના શબ્દોનો જવાબ દેવાનો તેને વખત મળ્યો નહિ.

રજતે વાંચવા માંડ્યું. શિશિર શરમિંદો બની મૂગો મૂગો બેસી રહ્યો.

એક શ્વાસે બધું વાંચી નાખ્યા પછી જરા મોં બગાડી, મુરબ્બીની અદાથી રજતે શિશિરને કહ્યું: 'પહેલો પ્રયત્ન ગણીએ તો આ ખરાબ નથી. પણ એમાં કાદંબરીના પાત્રાલેખનમાં જરા

અતિશયતા થઈ ગઈ છે, તેથી એ અસ્વાભાવિક લાગે છે. વળી, છેવટના ભાગમાં પ્રશાન્તની સાથે આવી રીતે અચાનક એનું મિલન કરાવ્યું ન હોત, અને એને બદલે કોઈ નવી પરિસ્થિતિ પેદા કરી એમના મિલનને અનિવાર્ય બનાવ્યું હોત તો ઠીક થાત!'

શિશિરે શરમાઈને કહ્યું: 'મારી ત્રુટિઓ તો ઘણી છે એની મને ખબર છે. એટલે તો હું એ બધું મારી જ પાસે છુપાવી રાખું છું, ને કોઈને કદી બતાવતો નથી.'

રજત ઉપદેશ દેતો હોય એવી ઢબે બોલ્યો: 'એમ સંતાડી રાખવાથી ભૂલ ઓછી સુધરવાની છે? સમાલોચના થાય તો ભૂલો સુધરે! હું તારું દફતર જપ્ત કરું છું, હું આ બધું વાંચી જોઈશ.'

શિશિરે ગભરાઈને ના ના કરવા માંડી, પરંતુ રજતે તરત જ હાથ મારી બધું કબજે કરી લીધું.

રજતે કહ્યું: 'તું સાંજે આવજે. તે વખતે આપણે બને ચર્ચા કરીશું. એ પહેલાં હું બધું વાંચી નાખીશ.'

રજતનું કુતૂહલ એવું પ્રબળ બની ગયું હતું કે તે ઘેર જઈને શિશિરના તમામ લેખો વાંચી નાખવા અધીરો બની ગયો હતો. તે ગાડીમાં બેસવા ચાલ્યો. શિશિર પણ તેની પાછળ પાછળ ગયો, ને તેને સમજાવવા લાગ્યો કે શું કરવા આ કચરા પાછળ તમારો વખત બગાડો છો! મારી ભૂલો એટલી બધી છે કે હું પછી તમારી આગળ મોં નહિ બતાવી શકું!'

રજતે ગાડીમાં બેસીને કહ્યું: 'જગતનો સાહિત્યઇતિહાસ કહે છે કે દુનિયાના તમામ મોટા મોટા લેખકોએ મહેનત કરી કરીને લેખનકળા સિદ્ધ કરી છે. વ્યાસ, વાલ્મીકિ, કાલિદાસ, હોમર વગેરે જૂના જમાનાના કવિઓના વસડઓળા ખોવાઈ ગયા છે, નહિ તો ખબર પડત કે તેઓ એક દિવસમાં જગવિખ્યાત થઈ ગયા નથી.'

રજત ઘેર આવતાં જ શિશિરની નોટ ઉઘાડી, આરામખુરશીમાં લાંબો થઈને પડ્યો.

સંધ્યાએ પૂછ્યું: 'શું છે આ?'

'શિશિરના લેખો!'

'ઠાકુરપોએ આટલું બધું લખી નાખ્યું છે?'

'હા, છાનોમાનો લખ્યા કરે છે.'

'કેવું લાગે છે?'

રજત નાકનું ટેરવું ચડાવી તિરસ્કારપૂર્વક બોલ્યો: 'હજી કાચો હોય છે, પણ આશાસ્પદ છે. એકાદ નોટ વાંચી જોને.'

સંધ્યાએ હસીને કહ્યું: 'એવા કાચા લેખો વાંચીને શું કામ? હું તો, તમારી નવી નવલકથાનાં છેલ્લાં ચાર પ્રકરણ હજી મેં નથી વાંચ્યાં, એ વાંચવા બેસું છું.'

રજતે ખુશ થઈને કહ્યું: 'અરે, બિચારાને તું જરા ઉત્સાહ તો આપ!'

'તમે વાંચીને મને મોઢે બે ચાર વાત કહી દેજો—એ પરથી હું એમને ઉત્સાહ આપીશ. અત્યારે તો હું મારું કામ કરું. મંજુલિકાને ડાકુઓ પકડી ગયા, પછી એનું શું થયું એ જાણવા મારું મન ઊંચું નીચું થયા કરે છે.'

રજતે નોટમાંથી માથું ઊંચું કરી સ્ત્રીની સામે જોઈ જરા હસી લીધું. એ હાસ્યના જવાબમાં હાસ્ય આપીને સંધ્યા નવલકથા લઈને વાંચવા બેઠી.

સંધ્યાએ રજતની 'મંજુલિકા' નામની નવલકથાનાં જેટલાં પ્રકરણ એક શ્વાસે વાંચી નાંખ્યાં, પછી અસમાપ્તિના અસંતોષથી મોં

બગાડી તેણે રજતને કહ્યું : 'તમે કેટલું થોડું થોડું લખો છો !'

રજતે શિશિરની નોટમાંથી ઊંચું જોઈ હસીને કહ્યું: 'હું ગમે તેટલું લખું, પણ તારી વાંચવાની ગતિને નહિ પહોંચી શકું.'

સંધ્યાએ ઉત્સુક બની પૂછ્યું: 'ઠીક, પણ મંજુલિકાનું છેવટે શું થવાનું છે? રણવીરસિંહની સાથે એનું મિલન થશે કે નહિ?

રજતે નોટમાંથી ઊંચું જોયા વગર જ કહ્યું: 'થવું ન થવું એ આરા હાથમાં છે. તું જેમ કહે તેમ કરી દઉં!'

સંધ્યાએ કહ્યું: 'તો એમનું મિલન કરી આપો !'

'જેવી આજ્ઞા !' કહી રજત ફરી વાંચવામાં પડ્યો.

સંધ્યાએ કહ્યું: 'તમે તો ખરા વાંચવા મંડી પડ્યા છો ! હવે હું શું કરું?'

'તુંયે વાંચવા બેસી જાને !'

'આવું બધું કાચી કલમનું ગમે તેવું લખેલું ગમેયે ખરું ! એના કરતાં હું સીવવા બેસું તો શું ખોટું?'

સંધ્યા ઊઠીને બાજુના ઓરડામાં જઈને સીવવા બેઠી. થોડીવાર પછી વિદ્યુત આવી.

વિદ્યુતને જોતાં જ સંધ્યાએ કહ્યું: 'આજે કેમ આટલી બધી વહેલી?'

'ઘરમાં ગમતું નહોતું.'

સંધ્યાએ હસીને કહ્યું: 'જેને જોવા વાસ્તે તું દોડી આવી તે તો હજી આવ્યો નથી. પણ એના મનની વાત આણી આપું, રહે!'

આમ કહી વિદ્યુતનું બોલવું સાંભળવા થોભ્યા વગર જ એ દોડી ગઈ; અને રજતની પાસેથી શિશિરના લેખોની થોડીક નોટો ઉપાડી લાવી એણે એ વિદ્યુતના ખોળામાં નાખી.

વિદ્યુતે કહ્યું: 'શું છે આ બધું ?'

'શિશિર ઠાકુરપોના લેખો !'

'આટલું બધું ક્યારે લખ્યું ?'

'એ તો બહાર નથી એટલા જોવામાં છે.'

'કેવું લખે છે, વાંચી જોયું ?'

'એમાં હું શું વાંચું ? કાચી કલમની કસરત છે.'

આગળ કંઈ પણ બોલ્યા વગર વિદ્યુતે નોટ ઉઘાડી વાંચવા માંડ્યું. બેચાર લીટી વાંચતાંજ એ બોલી ઊઠી: 'તું આને કાચી કલમની કસરત કહે છે? આવું લખાણ બંગાળ દેશના કેટલા લેખકો લખી શકે છે, એ તો કહે! જો સાંભળ—

આ નિર્જન શરદરાત્રિની અશ્રુસ્નાત અનંત જ્યોત્સ્નામાં સરોવરતટે એકલી ઊભેલી છે રાજકન્યા તરલાક્ષી. તેની તનુલતામાં લાવણ્યરંજિત પુષ્પશ્રી છે, જરાક ચંચળ એવી પહોળી આંખોમાં શુભ્ર ક્ષીરસરિતાના જેવી મુગ્ધદૃષ્ટિ છે; ભમરાના જેવા કાળા વિપુલ કેશકલાપને લીધે અને લીલામધુર ગતિભંગીને લીધે, તે મધ-ચોમાસાની વીજળી જેવી દેખાય છે. તેની નયનવીજળીના વાંકાચૂંકા માર્ગે તેના હૃદયની લજ્જા સરતી જતી હતી—

સંધ્યાએ આકર્ષાઈને કહ્યું: 'જોઉં જોઉં! આવી સુંદર ભાષા રચના છે!'

સંધ્યાએ એક નોટ ઉપાડી વચમાંથી ઊઘાડી વાંચવા માંડ્યું.

"પુષ્પપલ્લવથી શોભતાં ઉદ્યાન-તોરણોમાં અવનવા રંગની રેશમી ધજાઓ પવનમાં ફરકીને, સ્ત્રીના કંકુવાળા હાથના સંકેતની પેઠે નાગરિકોને ઉત્સવમાં ભાગ લેવાને નિમંત્રતી હતી. ફુવારાઓમાંથી કંકુ પાણી ઊંચે ઊડીને શિકરો રૂપે છંટાતુ હતું, અને સુગંધીદાર પાણીથી ધરતી ભીની થતી હતી."

વિદ્યુત બોલી ઊઠી: અરે, સાંભળ તો ખરી, આ કેવી સુંદર રચના છે!'

'દેવોના મુખારવિંદ જોવાના મણીદર્પણ જેવું નિર્મળ એ વિશાળ સરોવર હતું. તેની ઉત્તર તરફ ઇન્દ્રના બાણથી જેદાઈ પડેલી દૈત્યજંઘાના જેવી ઘોર કાજળકાળી પર્વતશ્રેણી હતી—ગમે એમ ઊંચી નીચી ઢગલો થઈને પડેલી—ક્યાંક ઝાડોને લીધે એ ધૂસર લાગતી હતી, ક્યાંક નગ્નતાને લીધે વિકટ લાગતી હતી, ક્યાંક ઊંડી ખીણો હતી, તો ક્યાંક વિકરાળતા ઊંચું માથું કરીને ઊભી હતી. શ્યામલ ઘાસથી છવાયેલા શિખરની આજુમાં જ કોઈ કોઈ તૃણહીન શિખર હજારો રેખાઓવાળું પાષાણનું હાડપિંજર પ્રગટ કરતું હતું, અને નગ્ન કુરૂપતાની પ્રતિમૂર્તિ સમું દેખાતું હતું. વચમાં વચમાં કોઈ કોઈ જગાએ થોડું થોડું અરણ્યનું આવરણ દેખાતું હતું જાણે ભીષણ યુદ્ધમાં કોઈ ભયાનક દૈત્યે પોતાના હિંસક નખના નહોર મારીને એની શ્યામલ છાતીમાંનો ઘણો ભાગ તોડી વછોડી ફેંકી દીધો હોય એવું લાગતું હતું."

સંધ્યાએ કહ્યું: 'આમ ટુકડા ટુકડા વાંચવાથી મજા આવતી નથી, એકાદ પૂરું વાંચીએ."

વિદ્યુતે કહ્યું: 'એક નોટ તું વાંચ, બીજી હું વાંચું છું.'

બંને જણ બે નોટો લઈને એકદમ વાંચવામાં તલ્લીન થઈ ગયાં.

સંધ્યાની નોટ હજી પૂરી નહોતી થઈ એટલામાં વિદ્યુતે પોતાની નોટ પૂરી કરી નાખી. તે બોલી ઊઠી: 'વાહ! શું સરસ!'

અચાનક તેની નજર પાછલા બારણા તરફ ગઈ. જોયું તો શિશિર ત્યાં ઊભો ઊભો સ્મિત મુખે તેની સામે જોઈ રહ્યો હતો.

શિશિરની આંખો પણ જાણે લજ્જિત થઈને કહી રહી હતી:-
'વાહ! શું સરસ!'

સંધ્યાને ધક્કો મારી વિદ્યુતે કહ્યું: 'એ...ઈ...શિશિર બાબુ આવ્યા છે!'

સંધ્યાએ ગરદન વાંકી કરી હસીને કહ્યું: 'તમે તો બહાર નથી એટલા અંદર છો, ઠાકુરપો! તમારા પેટમાં આટઆટલી વિદ્યા રાખીને બેઠા છો, અને કહેતા પણ નથી! તમને કેવું સરસ લખતાં આવડે છે! આવું સરસ લખેલું પેટીમાં પૂરી રાખો છો, તો છપાવતા કેમ નથી?'

શિશિર આગળ વધી ઓરડામાં આવ્યો. વિદ્યુતની નજીક ખુરશી હતી. એમાં બેસીને તે બોલ્યો: 'છપાવવાનો હજી વખત નથી થયો, ભાભી! જો બાળક માતાના ગર્ભમાં રહીને પુષ્ટ થતા પહેલાં અવતરે તો એ દીર્ઘાયુ ન થાય, અને લોકોનો પ્રેમ પણ ન જીતી શકે! દરેકનો એક સાધનાનો યુગ હોય છે. અને હોવો જોઈએ.'

દરેકે દરેક કાર્યમાં આ તરુણ તપસ્વીનો સંયમ, અને સાધના પ્રત્યેની તેની દૃઢ નિષ્ઠા જોઈ વિદ્યુત મનમાં મનમાં મુગ્ધ બની તેની પ્રશંસા કરતી હતી.

સંધ્યાએ કહ્યું: 'આજકાલ જેઓ લખે છે તેમાંના ઘણાઓના કરતાં તારું લખાણ ચડિયાતું છે.'

શિશિરે હસીને કહ્યું: 'તમે લોકો મારી ઉપર લાગણી રાખો છો એથી તમને એવું લાગે છે. બાકી કોઈપણ સંપાદક આવું કાચું લખાણ હાથમાં પણ નહિ લે.'

શિશિર આવ્યો છે જાણી રજત બાજુના ઓરડામાંથી ઊઠીને આવ્યો, અને શિશિરના બોલવાના જવાબમાં બોલ્યો: 'હા, લખાણ જરા કાચું તો છે, પણ 'સુકાની' છાપાના તંત્રી દક્ષિણા બાબુની સાથે મારો સારો પરિચય છે. હું એમને કહીશ તો એ છાપવાની ના નહિ કહે.'

સંધ્યા બોલી ઊઠી: 'પણ ' સુકાની ' કંઈ સારું છાપું નથી. ભૂધર બાબુને કહીને ' સંગ્રહ 'માં જ છપાવોને !'

રજતે ગંભીર બની કહ્યું: ' બિલકુલ નવા લેખકનું લખાણ ' સંગ્રહ ' લે કે કેમ તે હું કહી શકતો નથી. ઠીક છે, હું ભૂધર બાબુને વાત કરી જોઈશ.'

શિશિરે લજ્જિત થઈને કહ્યું: ' જે લખાણમાં કશો દમ નથી તેને કેવળ સિફારસના જોરે છપાવીને બહાર પાડી મને ઉપહાસાસ્પદ બનાવવાથી શો ફાયદો છે ?

રજતે ગંભીરતા ધારણ કરી કહ્યું:' શરૂઆતમાં તો બધાયે લેખકને સિફારસ અને ખુશામત કરીને સાહિત્યસમાજમાં દાખલ થવું પડે છે પણ મેં એવું કંઈ કર્યું નથી. અમારી સમિતિની બેઠકમાં મારા લેખો વંચાય છે, તે સાંભળીને ભૂધર બાબુ પોતે તે માંગીને છાપવા લઈ જાય છે ! ઠીક તો, ચાલને, ભૂધર બાબુની પાસે તને લઈ જાઉં !'

શિશિરે મૂંઝામણ અનુભવી કહ્યું ' ના, ના, એની ઉતાવળ શી છે ? આગળ ઉપર જોવાશે.'

રજતે હસીને ઘડીક વિદ્યુતની સામે જોયું, ને પછી શિશિરની સામે જોઈ કહ્યું: ' ઓહ ! અહીંનું આકર્ષણ ભારે છે ! ઠીક, તો હું એકલો જાઉં છું !'

આમ કહી રજત હસતો હસતો ગયો.

શિશિરે જ્યારે પોતાનું શરમિંદુ મુખ ફેરવીને વિદ્યુતની સામે જોયું, ત્યારે પણ વિદ્યુત તો મોં લાલ કરી બેઠી હતી. વિદ્યુતના મોં પરથી શિશિર ન સમજી શક્યો કે એ લાલાશનું કારણ પ્રેમ છે કે રોષ છે કે લજ્જા છે !

શિશિરને પોતાની સામે ફરેલો જોઇ વિદ્યુત જરા ઊંચા સ્વરે બોલી ઊઠીઃ તમે નોટો થઈ જવા દીધી શું કરવા ? એ નોટોનાં લખાણની ખરી કિંમતની જેમને પડી ન હોય, તેવા મુદ્દાની આગળ સિફારસ કરવાથી તો કેવળ એ લેખોનું અપમાન થશે!'

શિશિર ઉપર વિદ્યુતનો અચાનક આટલો બધો ઉત્સાહ અને પક્ષપાત જોઇ સંધ્યાને નવાઇ લાગી, પરંતુ પોતાના પતિ તરફ વિદ્યુતે અણગમો પ્રગટ કર્યો એ જોઇ તેને જરા ગુસ્સો ચઢ્યો. તે બોલી ઊઠીઃ 'બાઇ સાહેબ ! તમે જરા વધારે પડતું બોલો છો ! નવા લેખકોનો પરિચય સંપાદકોને એની મેળે કેવી રીતે થાય એ તો કહો !'

સંધ્યાના શબ્દોથી વીંધાવા છતાં પણ વિદ્યુતે નરમ સ્વરે કહ્યું: "કેમ, પરિચય થાય લખાણના ગુણ જોઇને, એમાં કોઇની સિફારસની જરૂર નથી.'

સંધ્યાને ગુસ્સે થતી જોઇને શિશિરે વચમાં જ વિદ્યુતને કહ્યું: "રજતનો આ બાબતમાં કેટલો બધો ઉત્સાહ છે એ તમે ભૂલી જાઓ છો! એ પોતે પ્રખ્યાત થયો છે, અને હવે મને પણ લોકોમાં એવું માનપાન ભોગવતો એ જોવા માગે છે. એટલે એ આટલી દોડાદોડ કરે છે. બાકી લોકો મારા લેખોનાં વખાણ કરે કે ન કરે એની મને કશી કંઇ પડી નથી. મેં મારા મનના આનંદથી ખાતર લખ્યું છે. અને આજે એ આનંદે એનો ધાર્યા કરતાં વધારે બદલો વાળી આપી મને ધન્ય કરી નાખ્યો છે—

'વિદ્યુતે વખાણ કર્યાં એટલે, કેમ !'

આમ કહી સંધ્યાએ કટાક્ષ કરી વિદ્યુત અને શિશિરના મુખનો ભાવ એક સાથે જોઇ લઈ હસવા માંડ્યું.

શિશિરે લજ્જા પામી શકય એટલા સ્વાભાવિક સ્વરે કહ્યું:

'હા, આપ સૌના મુખની પ્રશંસાને હું મારો મોટામાં મોટો પુરસ્કાર સમજું છું.'

સંધ્યાએ વિદ્યુતની સામે જોઈ કહ્યું: 'આપ સૌ એટલે આપ! માનાર્થે બહુવચન!'

શિશિરે હસીને કહ્યું: 'એ માન તમને પણ લાગુ પડે છે, ભાભી!'

સંધ્યાએ હસીને કહ્યું: 'હાસ્તો, મોં ઉપર ના કહેવી એ અભદ્રતા છે!'

શિશિરની આંખો ભીની થઈ આવી. તેણે ગાઢ સ્વરે કહ્યું: 'ભાભી, તમારા સિવાય મારું બીજું કોણ છે તે?'

સંધ્યાએ ભોંઠી પડી કહ્યું: 'હું તો મશ્કરી કરતી હતી, ઠાકુરપો! ચાલ વિદ્યુત, તારે ગાવાનું છે. ચાલો ઠાકુરપો, તમે હાથમાં વીણા લો!'

સંધ્યાએ વીણા આવી શિશિરના હાથમાં મૂકી. વિદ્યુત શિશિરનું સરળ સ્નેહભિક્ષુ હૃદય જોવા મળતાં વધારે મુગ્ધ બની અને વધારે આકર્ષાઈ. પિયાનો તરફ જતાં જતાં તેણે ધીરેથી સંધ્યાના કાનમાં કહ્યું: 'આ ભોળા ભલા આદમીની તું ફરી મશ્કરી કરતી નહિ, સંધ્યા!'

સંધ્યાએ કહ્યું: 'ના, ભાઈ! હવે નહિ કરું! મને શી ખબર કે આટલો માર પણ તેનાથી સહેવાતો નહિ હોય!'

વિદ્યુતે મ્લાન દૃષ્ટિમાં મમતા ભરીને સંધ્યાની સામે જોઈ કહ્યું: 'કેવળ માર સહી સહીને તે કઠોર બની ગયો છે.'

સંધ્યાને આગળ કંઈ પણ બોલવાનો વખત ન આપતાં વિદ્યુતે ઝડપથી આંગળીઓ ચલાવી, પિયાનોના સુરની મૂર્છનાથી પલકમાં આખો ઓરડો ભરી દીધો. થોડીવાર પછી તેણે ગીત શરૂ કર્યું: 'વેદના રૂપે આવ્યો તું મારા પ્રાણમાં!'

## : ૧૧ :

રજત શિશિરની એક નોટ લઈ 'સુકાની' ના સંપાદક દક્ષિણા બાબુની પાસે પહોંચી ગયો. રજતને મોટરમાંથી ઊતરતો જોતાં જ દક્ષિણા પોતાની નાનકડી ઑફિસમાં તેનો સત્કાર કરવા માટે દોડ્યા—દોડતાં દોડતાં બે વાર ઠેસ ખાઈને પડ્યા. તેમની સાડાચાર હાથ પહોળી ઓરડીનો ત્રીજો ભાગ એક મેજે રોક્યો હતો, એની ઉપર ચોડેલી બનાત આખી યે શાહીના ડાઘાથી મેલી થઈ ગઈ હતી, તથા એક ખૂણા પરથી એ ફાટીને વળી ગઈ હતી. મેજ ઉપર ચોપડીઓ, નોટો, ને કાગળિયાંનો ઢગલો ગમે તેમ પડેલો હતો. એ મેજની પાસે એક લાકડાની ખુરશી હતી. તે હતી તો સાગની, પણ બેઠકમાં દેવદારનું પાટિયું જડેલું હતું, તેનો એક હાથો અને પીઠનો ટેકો ભાંગી ગયો હતો—તેની મરામત કરાવવાની હજી બાકી હતી. મેજની બીજી તરફ એક પાટલી પડેલી હતી, તેની ઉપર અને એક સ્ટૂલ ઉપર 'સુકાની' ના છેલ્લા અંકની નકલોનો ઢગલો હતો.

દક્ષિણા ખુરશીમાંથી ઊઠી, કેટલી યે વાર આઘોપાછો થઈ આગળ વધીને બોલ્યો: 'ઓહો ! રજતબાબુ ! પધારો, પધારો !'

રજત ઓરડામાં પ્રવેશી અંકો ખસેડીને પાટલી ઉપર જગા કરી બેઠો.

દક્ષિણાએ સ્વસ્થ થઈ પૂછ્યું : 'અહીં ક્યાંથી ? અહીં ક્યાંથી ? આવો, ખુરશીમાં બેસોને !'

'ના, હું અહીં ઠીક છું. એક લેખ આપવા આવ્યો છું—જરા વાંચી જુઓ—ચાલે એવો હોય તો.'

દક્ષિણાએ અળઅળા થઈને કહ્યું : 'ક્યારનો આપની પાસે લેખની યાચના કરું છું, ત્યારે આજે મારું નસીબ ઊઘડ્યું ! આપના લેખમાં વળી ચાલવા ન ચાલવાનું જોવાનું શું ? હા ! હા ! હા !'

રજતે ખુશ થઈને કહ્યું: 'જી, એ મારો લેખ નથી. મારા લેખો તો—આપ ક્યાં નથી જાણતા—બધા ભૂખરબાણુ ઉપાડી જાય છે. આ તો મારા એક મિત્રનો લેખ છે.'

દક્ષિણાનું મોં એકદમ પડી ગયું. તે બોલ્યો : 'મારી આશા નિરાશામાં ફરી ગઈ, રજત બાબુ !'

રજતે દિલાસો આપતાં કહ્યું: 'આ પણ કંઈ ખરાબ લેખ નથી !'

દક્ષિણાએ કહ્યું: 'ખરાબ ન હોય, પણ તમારી તોલે તો ન આવે ને ?'

દક્ષિણાએ શિશિરની નોટબૂકનાં પાનાં ફેરવતાં ફેરવતાં લેખકનું નામ વાંચી કહ્યું : 'શિશિર ચક્રવર્તી ગમે તેટલું સારું લખતો હોય, પણ રજત રાયની પેઠે હજી એણે નામ કાઢ્યું નથી.'

રજતે ઊઠીને ઊભા થઈ મુરબ્બીવટ કરતાં કહ્યું: 'હમણાં તો આ છાપો, પછી હું મારો એકાદ લેખ તમને આપવાનો અવશ્ય

પ્રયત્ન કરીશ. મને તો લાગે છે કે તમારા માસિકના બીજા લેખો ભેગો આ લેખ ચાલી જશે.'

દક્ષિણાએ કહ્યું: 'તમારો આટલો આગ્રહ છે, તો એ માન્યા વિના મારો છૂટકો નથી. પરંતુ તમારે પણ મારો આગ્રહ માનવો પડશે.'

'ભલે, ભલે, એમ!' કહી હસતાં હસતાં રજત મોટરમાં જઈને બેઠો. મોટર ઘડીકમાં ગલીનું નાકું વટાવી અદૃશ્ય થઈ ગઈ.

દક્ષિણા શિશિરની નોટ મેજ ઉપર પછાડી મોં બગાડીને બોલ્યો: 'દોસ્તદારનું લખેલું આપી ગયો! નાખ વખારે!'

રજતની મોટર 'સંગ્રહ' માસિકની ઑફિસ સામે જઈને ઊભી રહી. 'સંગ્રહ'ની ઑફિસ જરા મોટી હતી, લંબાઈ આઠ હાથ હતી. અને પહોળાઈ છ હાથ હતી. ઓરડામાં એક સરસ ખુરશી હતી, એક પાટલી હતી, એક ઑઇલક્લોથથી ઢાંકેલું મેજ હતું, એક કબાટ હતું, અને એક તરફ ગાદીતકિયા બિછાવેલા હતા. ભૂધર બાબુ વિન્ધ્યપર્વતની પેઠે છાતી સરસો તકિયો લઈને, ઊંધા પડી પ્રૂફ સુધારતા હતા.

રજતની મોટરના ઘુંગળાનો અવાજ સાંભળી, આંખો ઊંચી કરી તેમણે બારીમાંથી બહાર નજર નાખી હસીને કહ્યું: 'આવો રજત બાબુ!'

રજત આવીને પાટલી પર બેઠો.

ભૂધરે સીધા થઈ ખૂબ જાડા અવાજે કહ્યું: 'તમારી જ રસ-લહરીનાં પ્રૂફ જોઉં છું.'

રજત ભારેખમ હમે સહેજ હસ્યો.

ભૂધરે રજતના હાથમાં નોટબુક જોઈ પૂછ્યું : 'हस्ते किमा-स्ते तव? કંઈ નવું છે? પેલી નવી નવલકથા તો નથીને?'

રજતે હસીને કહ્યું : 'હા, નવલકથા છે, પણ મારી લખેલી નથી, શિશિરની છે.'

'એમ? ત્યારે તો શિશિર ખાસું લખતા લાગે છે! તમે વાંચી ગયા? કેવું લખાણ છે?'

'વાંચી ગયો, ઠીક છે. બહુ ખરાબ નથી, ચલણી છે. તમે જો જરા સુધારી કરીને છાપો તો એને ઉત્સાહ મળશે. વળી બિચારો ગરીબ માણસ છે, કંઈક આપી શકો તો જોજો.'

ભૂધરે ગંભીર બની કહ્યું: 'પ્રખ્યાત પ્રખ્યાત લેખકોના એટલા બધા લેખો હજી છપાયા વગરના પડ્યા છે કે આવા બધા નવા લેખકોની કાચી કલમનું લખેલું છાપવાનો વખત—'

રજતે કહ્યું: 'ઉતાવળ નથી; તમે જો જરા વખત કાઢી, કોઈ બહાને પણ ચલાવી લો, તો હું મારા પર મોટો ઉપકાર થયો સમજીશ. આહા, બિચારાએ જીંદગીમાં બહુ દુઃખ વેઠ્યું છે!'

'હા, એ બધી વાત તો તમે મને કહી છે. તો તમે એને એના પોતાના જ જીવનની કહાણી જરા ગોઠવીને લખવાનું કહોને, બહુ સરસ નવલકથા બની જશે.'

'મેં એની એક નવલકથા થોડી વાંચી જોઈ છે—એમાં એના પોતાના જીવનનું પ્રતિબિંબ પડેલું છે. હજી મેં એ પૂરી કરી નથી.'

પ્રસંગ બદલી નાખી ભૂધરે કહ્યું: 'તમારી પેલી નવલકથા પૂરી થઈ? પણ તમે તમારી નવલકથાનું નામ 'પ્રેમનું દરદ' રાખ્યું

છે એ જરા ગંદુ લાગે છે. એને બદલે કોઈ બીજું નામ રાખો ! આ તો બેહૂદું લાગે છે.'

રજત ઊભો થઈ જઈને બોલ્યો: 'હા, મેં એનો વિચાર કરી જોયો છે. પ્રચલિત લોકભાષામાં લખ્યું છે તેથી ગંદુ લાગે છે. મારી ભાષામાં એનું એ લખીએ તો ખરાબ નથી લાગતું—તેથી મેં 'પ્રણયની શૂળ–વેદના' નામ રાખવાનું નક્કી કર્યું છે. તમને કેમ લાગે છે ?'

'હા, એ ખરાબ નથી લાગતું.—પ્રણય અને વ્યાધિમાં કંઈ ફેર નથી, અને એ ઉત્કટ થાય ત્યારે શૂળની પેઠે જ એની વેદના પણ અસહ્ય બની જાય છે. ભલે, પહેલાં એ પૂરું કરી નાખો, પછી એક દિવસ આપણી બેઠકમાં એની નામની ચર્ચા કરીશું.'

'તમારી સૂચના બરાબર છે.' કહી રજત હસતો હસતો મોટરમાં જઈને બેઠો.

રજતે ઘેર જઈને જોયું તો શિશિર વગેરેએ ગાનની મહેફિલ જમાવી દીધી હતી. શિશિર, વિદ્યુત અને સંધ્યા ત્રણેના ભેગા સૂરથી આખું ઘર ભરાઈ ગયું હતું.

રજતે ઓરડામાં પગ દીધો કે ગાન બંધ થઈ ગયું.

રજતે કહ્યું : 'ચલાવો, ચલાવો, બંધ કેમ કર્યું ?'

પણ ગાન ફરી શરૂ થયું નહિ.

રજતે શિશિરને કહ્યું: 'તારી 'ચંપાકળી' 'સુકાની' માં, અને 'ફૂલશય્યા' 'સંગ્રહ' માં આપી આવ્યો, શિશિર !'

શિશિરે લજ્જાથી મોં નીચું ઘાલ્યું. સંધ્યા કે વિદ્યુત કોઈ કંઈ બોલી નહિ. થોડી વાર પહેલાં જ આવી રીતે લેખો છપાવવા આપવા સંબંધમાં અપ્રિય વાતચીત થવા પામી હતી, અને તેને

પ્રયત્નપૂર્વક દાબી દેવા વાસ્તે માનનો આશરો લેવામાં આવ્યો હતો. તેથી ફરી એ પ્રસંગને ઉખાડવાની તેમની ઇચ્છા નહોતી.

પોતે શિશિરના લેખો છાપવાની ગોઠવણ કરીને જાણે એક મોટી બહાદુરી કરી છે, તથા તેના ઉપર જાણે ભારે ઉપકાર કર્યો છે એવું રજત સમજતો હતો, પરંતુ પોતાના એ કાર્ય માટે કૃતજ્ઞતા કે પ્રશંસાનાં બે વેણ પણ કોઈએ કહ્યાં નહિ એથી રજત મનમાં મનમાં ખૂબ ખિજાઈ ગયો હતો. વળી પોતાના આવવાથી આ લોકોની મઝા મારી ગઈ એવું લાગવાથી તે મનમાં મનમાં ઇર્ષ્યા અને અસ્વસ્થતા અનુભવવા લાગ્યો.

ઓરડામાં બિલકુલ ચૂપકીદી હતી, કોઈના મોમાંથી એક હરફ નીકળતો નહોતો. ચારે જણને એ અજાણતું અને ખોટું લાગતું હતું; છતાં શું બોલવું તેની કોઈને કંઈ સમજ પડતી નહોતી.

બરાબર આ વખતે સુનયની સૌની મદદે આવી પહોંચી. તેણે ઓરડામાં આવી કહ્યું: 'શિશિર, તમારું ગાવાનું પૂરું થયું ? ઊઠો, હવે નાસ્તો કરવા ઊઠો !'

શિશિરે ઊભા થઈ હસીને કહ્યું: 'ચાલ, રજત !'

રજતે ગંભીર ભાવે કહ્યું: 'ચાલ.'

## : ૧૨ :

આ બનાવ પછી શિશિરના લેખો વિષે ફરી કંઇ વાત નીકળી નહિ. શનિવારની બેઠકમાં ભૂધરે એક વખત વાતનો ઇશારો કર્યો હતો, પરંતુ હજી તેમને તેનો લેખ વાંચી જોવાનો વખત મળ્યો નહોતો તેથી તે વિષે તેમણે કોઇ ચોક્કસ અભિપ્રાય પ્રગટ કર્યો નહિ. તે પછી તો રજતના નવી નવલકથાનું નામ પાડવાની વાત નીકળી, અને એ વિષે સૌએ એવા ઉત્સાહથી કોલાહલ કરી મૂક્યો કે એમાં શિશિરના જેવો સામાન્ય માણસ કોઇને યાદ પણ રહ્યો નહિ. આનું પરિણામ એ આવ્યું કે રજતના મનમાં શિશિર તરફ જે કંઇ થોડીઘણી ઇર્ષ્યા હતી તે દબાઇ ગઇ તથા એની અકૃતજ્ઞતા જોઈને તેના મનમાં જે અપ્રસન્નતાનો કાંટો ધીરે ધીરે ઊંચો થઈ રહ્યો હતો તે પણ દબાઈ ગયો. પરંતુ એ કાંટાનું મૂળ નષ્ટ થઇ ગયું શિશિરની આ પછીની વર્તણૂકથી.

મહિનો પૂરો થયા પછી એક દિવસ સંધ્યાએ દશ દશ રૂપિયાની બે નોટો લાવીને વિનયથી શિશિરની સામે મૂકી. શિશિરે સ્મિતમુખે સંધ્યાના મોં સામે જોઈ પૂછ્યું: 'ભાભી, આ શું છે?'

સંધ્યાએ કહ્યું: 'ભેટ શબ્દ તો તમે નહિ વાપરવા દો, એટલે કહું છું કે એ ગુરુદક્ષિણા છે.'

શિશિરે ગંભીર બની કહ્યું: 'તમને ભણાવવાથી હું રુપિયા કરતાંયે વધારે મોંઘી ચીજ રોજ રાજ મેળવી રહ્યો છું, ભાભી ! રુપિયા તો મને ઘણા મળ્યા હતા, પણ એ બધાનો હું સ્વેચ્છાએ ત્યાગ કરીને આવતો રહ્યો છું. પરંતુ જીવનમાં જેની મને ખોટ હતી, અને જેને માટે મારું ચિત્ત ભિખારીની પેઠે ભટકતું હતું, તે તો તમે સૌ મને નિરંતર ખોબે ખોબે આપી રહ્યાં છો !'

સુનયનીએ કહ્યું: 'અમે એવું તને શું આપી રહ્યાં છીએ, ભાઈ ?'

શિશિર ઉત્સાહમાં આવી બોલી ઊઠ્યો : 'મા, ભાઈ અને બહેનનો પ્રેમ કેવો હોય તે હું પહેલી જ વાર અહીં તમારી સૌની પાસેથી શીખ્યો છું. એની કિંમત તુચ્છ પૈસાટકાથી થઈ શકવાની નથી.'

હવે શિશિરને રુપિયા લેવાનો આગ્રહ કેવી રીતે થઈ શકે ?

સુનયનીએ થોડીવાર ચૂપ રહી કહ્યું: 'તો એક કામ કર, ભાઈ ! તારો બધો ભાર તારી મા અને ભાઈની ઉપર છોડી દે...'

શિશિરે સ્મિત મુખે કહ્યું: 'છોડી જ દીધેલો છે તો ! મારી બધી આશાઓ ને આકાંક્ષાઓ તમે જ પૂરી કરી છે, હવે ક્યાંય કશું બાકી રહ્યું નથી.'

રજતે કહ્યું: 'મા વનમાલી દાસની વાત કરે છે. એને ભણાવવાનો ખરચો પૂરો પાડવાનો ભાર તું અમારા હાથમાં મૂકી દે !'

શિશિરે ક્ષોભ પામીને કહ્યું: 'એનો ભાર મારે માથે ક્યાં રહ્યો ! દેશમાં બીજા ઘણા ગરીબ છોકરાઓ છે.'

સુનયનીએ ઊભી થઈ શિશિરના ખભે હાથ મૂકી કહ્યું: 'હવે

તું ના કહીશ તે નહિ ચાલે, બાબા ! વનમાળીને જે મોકલવું પડે છે તે અમે મોકલશું.'

હવે શિશિરથી ના કહેવાઇ નહિ. તે બોલ્યો: 'હું એને મહિને દસ રૂપિયાથી વધારે મોકલી શકતો નથી.'

રજતે કહ્યું: 'ઠીક છે, ઠીક છે. એ પણ જોયું જશે.'

એવામાં નોકરે આવી ચાલુ મહિનાનાં કેટલાંક નવાં માસિકો લાવીને રજતના હાથમાં મૂક્યાં.

એ જોતાં જ સંધ્યા ઉત્સુક બની બોલી ઊઠી: 'જોઉં, જોઉં, 'સુકાની' આવ્યું છે ? ઠાકુરપોનો લેખ છપાયો છે ?'

રજતે છાપાં શોધીને જોયું તો 'સુકાની' આવ્યું હતું, પણ એમાં શિશિરનો લેખ નહોતો.

રજતનું મોં જોઇને જ સંધ્યા સમજી ગઇ કે શિશિરનો લેખ છપાયો નથી. આથી સંધ્યાને મનમાં તો જરા આનંદ થયો, પણ સાથે સાથે તેને શરમ અને દુઃખની લાગણી પણ થઈ. તેને થયું કે મારા પતિ કરતાં એ એટલો બધો ઉતરતો છે કે ઊંચી પંક્તિના 'સંગ્રહ' જેવા માસિકની વાત તો દૂર રહી, પણ 'સુકાની' જેવું હલકામાં હલકા લેખકોના લેખો છાપનારું માસિક પણ એનો લેખ છાપતું નથી !

એમનું મોં જોઇ શિશિર પણ સમજી ગયો કે મારા લેખની શી દશા થઇ છે. તેણે હસીને કહ્યું: 'અધમોદ્ધારક 'સુકાની'ને પણ મારો લેખ છાપવા જેવો લાગ્યો નહિ—એ સારું થયું ! હવે મારા લેખો વાસ્તે રજત ઊંચો નીચો નહિ થાય એમ હું માનું છું. હાશ, નિરાંત થઈ ! છૂટ્યો ! આ થોડા દિવસમાં તો મને એણે અડધો કરી નાખ્યો હતો !'

રજત, સંધ્યા અને સુનયની ત્રણેને શિશિરના આ શબ્દોમાં પરાજયની છૂપી વેદનાનો અનુભવ થયો. શિશિરની નિષ્ફળતાની પશ્ચાતભૂમિકામાં રજતની સફળતાનું ચિત્ર ખૂબ સ્પષ્ટ દેખાવાથી તેમને બહુ આનંદ થયો, પણ સાથે સાથે શિશિરને માટે દુઃખ પણ થયું.

રજત એકદમ બોલી ઊઠ્યો: 'જે મહિનામાં લેખ આપીએ તે જ મહિનામાં તે છપાઈ જાય એવું માનવાનું કારણ નથી. એ મહિનાના લેખો તો અગાઉથી નક્કી થઈ ગયેલા હોય ખરાને!'

શિશિરે હસીને કહ્યું: 'દરેક મહિને એમના અંકો મારા કરતાં બીજા સારા લેખકોના લેખોથી ભરાશે. તેં ખાલી મને મારી કોટડીમાંથી ખેંચી કાઢી અડધો કરી નાખ્યો. માટે આમાં તારે શરમાવાનું છે; મારે તો 'હળદર ને ફટકડી!'

રજતને શિશિરના શબ્દો સાચા લાગ્યા. આથી તો શિશિરના લેખો છપાવવાનો તેનો ઉત્સાહ ખૂબ જ વધી ગયો. તેણે હસીને કહ્યું: 'તું જોજે તો ખરો, આમાં શરમાવાનું કંઈ કારણ નહિ રહે!—શિશિર ચક્રવર્તીનાં વખાણથી આખો બંગાળ દેશ ભરાઈ જશે. અમે જેનાં વખાણ કરીએ, તેનાં સૌએ અલબત વખાણ કરવાં જ જોઈએ!'

શિશિરે હસીને કહ્યું: 'તમે ગમે એટલો મને આગળ ધકેલોને, રજતના પ્રકાશ આગળ શિશિરનો ઝાંખો ઝાંખો ઉજાસ કોઈની આંખે ચડવાનો નથી.'

રજતે ખુશ થઈને કહ્યું: 'હું કેટલાં વરસથી લખું છું એ પણ જોવું જોઈએ ને!'

એવે વખતે ત્યાં વિદ્યુતે પ્રવેશ કર્યો. એટલે એ અપ્રીતિકર પ્રસંગ ત્યાં જ અટકી ગયો.

વિદ્યુતને જોતાં જ સંધ્યા હસીને બોલી ઊઠી: 'કેમ રે, તું આજે આ દિવસે, આ સમયે અહીં ક્યાંથી?'

વિદ્યુતે કંઈક ખચકાતાં જવાબ દીધો: 'માનું શરીર સારું નથી. તેથી માએ મને બોલાવી હતી.'

રજતે શિશિરની સામે કટાક્ષ કરી હસીને કહ્યું: 'માંદી માને જોવા વાસ્તે અહીંયાં આવી છે!'

વિદ્યુતે ખૂબ જ ભોંઠી પડીને કહ્યું; 'ના, એવું નથી. એક વખત મેં માની આગળ શિશિર બાબુની વાત કરી હતી, એટલે માએ એમને બોલાવી લાવવા કાગળ લખી આપ્યો, ને—

રજતે હસીને કહ્યું: 'અમારી સાથે કેટલો બધો પરિચય છે, પણ મને તો કદીયે તેં તારું ઘર દેખાડ્યું નહિ. મને તો નહિ, પણ સંધ્યાને યે તેં કદી તારે ઘેર નોતરી નથી. અને શિશિરની બાબતમાં આટલો બધો પક્ષપાત!'

રજતનું બોલવું સાંભળી વિદ્યુત ખૂબ લજ્જિત બની મોં લાલ કરી નીચું જોઈ રહી. શિશિર પણ ખૂબ લજ્જાની સાથે એક પ્રકારનો અનિર્વચનીય આનંદ અનુભવી રહ્યો હતો. પોતાનો લેખ ન છપાયો તેની તમામ ગ્લાનિ ડૂબી ગઈ, અને તેનું હૃદય આ આનંદથી ભરાઈ ગયું.

વિદ્યુતને લજ્જાથી ચૂપ બની બેઠેલી જોઈને સુનયનીએ હસીને કહ્યું: 'તું ચોખ્ખું કહી દેને, વિદ્યુત, કે સારી ચીજ સૌને સારી લાગે. એમાં વળી શરમાવાનું શું છે? મારા શિશિરને ઓળખ્યા પછી જો દિલમાં એના પ્રત્યે વહાલ પેદા ન થાય તો થઈ રહ્યું! શિશિરના જેવો વર તને બીજો મળવાનો છે ક્યાં? તારું ચોકઠું ગોઠવવાનું જો તારાથી ન બનતું હોય તો અમને કહેજે, શરમાતી નહિ!'

આટલી હદે વાત થવા પછી હવે અહીં બેસવું પણ વિદ્યુતને મહા મુશ્કેલ બની ગયું, અને ત્યાંથી ઊઠીને જતા રહેવાનું પણ એટલું જ મુશ્કેલ બની ગયું. આ પહેલાં તેણે આ વિષે આટલો ઊંડો વિચાર કરી જોયો નહોતો. તેણે તેની માની આગળ ઉત્સાહમાં આવી શિશિરનાં વખાણ કર્યાં અને તેની જીવનકથા કહી, તે જ દિવસે તેની માએ તેને કહ્યું હતું કે 'એક દિવસ એ છોકરાને અહીં બોલાવી લાવજે, મારે જોવો છે!' આજે તેની માને બિમાર જોઈ તેણે જ વાત કાઢી હતી કે 'મા, આજે શિશિર બાબુને બોલાવને! એમની સાથે તું જરા વાતોચીતો કરશે તો તને સારું લાગશે!' એની માએ કહ્યું: 'ઠીક, તો હું ચિઠ્ઠી લખી આપું છું, તું જાતે જઈને એને અહીં તેડી લાવ!

એ ચિઠ્ઠી લઈને તે આનંદથી દોડતી શિશિરને પોતાને ઘેર તેડી જવા આવી હતી, ગાડી પણ નીચે જ ઊભી રખાવી હતી—એ જ ગાડીમાં શિશિરને લઈને તેને જવું હતું. શિશિરને પોતાને ઘેર લઈ જવાના ઉત્સાહમાં તે એવી વિહ્વળ બની ગઈ હતી કે કોઈ આમાં કંઈ મર્મ સમજી પોતાની મશ્કરી કરશે એટલો પણ તેને ખ્યાલ આવ્યો નહોતો. અત્યારે રજતના શબ્દો સાંભળી તેનું મન ઠેકાણે આવી ગયું. હવે તેને લાગ્યું કે બહુ શરમાવા જેવું પગલું ભરાઈ ગયું છે.—આટલાં બધાં વરસ લગી તે સંધ્યાની જોડે ભણી હતી, અને તે પછી પણ અઠવાડિયામાં એક બે દિવસ તે સંધ્યાને ગાનવાદન શિખવાડવા સંધ્યાને ઘેર આવતી હતી, છતાં કદી પણ તેણે સંધ્યાને કે રજતને પોતાને ઘેર લઈ જવાનો વિચાર કર્યો નહોતો. પરંતુ શિશિરની સાથે તો હજી તેનો પરિચય પૂરો થયો નહોતો એમ કહીએ તો ચાલે, છતાં માત્ર બે જ દિવસના એ પરિચયમાં તો એ તેને પોતાને ઘેર લઈ જવા આવી હતી—એની આ વર્તણૂકમાં શિશિર પ્રત્યેનો એનો ઉત્સાહ પ્રગટ થઈ જતો હતો. વળી પાછો એ શિશિ-

રને પરાયે ઘેર બોલાવવા આવી હતી ! શિશિરને ઘેર તો એ જઈ શકે એમ નહોતું, અને દરરોજ સાંજે એ અહીં હોય છે એવી એને ખબર હતી, તેથી અહીં જ આવી હતી. આવી તો ખરી, પણ કેવી મુઝવણમાં પડી ગઈ! તેને થયું કે શિશિર શી ખબર એના મનમાં શું સમજશે !

આથી વિદ્યુત લજ્જાથી એકદમ લાલ બની બેસી રહી જાણે કોઈ રુપાની પ્રતિમા અગ્નિના તાપથી લાલ બની ગઈ હોય એવી એ લાગતી હતી. હમણાં ઓગળી તો નહિ જાય એવો ભય લાગતો હતો !

એને આ દશામાં જોઈ સુનયનીએ કહ્યું: 'વિદ્યુત, શિશિરને તારી માનો કાગળ નથી આપવો ?'

ચાવી આપેલા પૂતળાની પેઠે ઊઠીને વિદ્યુતે શિશિરના હાથમાં કાગળ મૂક્યો.

રજત અને સુનયનીના શબ્દો સાંભળી શિશિરના મનની હાલત પણ વિચિત્ર થઈ પડી હતી. એક તરફ પોતાના તરફ વિદ્યુતનો પક્ષપાત જોઈ તેના અંતરમાં આનંદની ભરતી ચડી હતી, તો બીજી તરફ ભયાનક લજ્જાથી તે મૂઢ બની ગયો હતો.

વિદ્યુતના હાથમાંથી કાગળ લેવા તેનો હાથ લાંબો થવાની ના પાડતો હતો જેમ તેમ કરી તેણે કાગળ લીધો, ને ઉઘાડીને વાંચ્યો. પરંતુ આવીશ કે નહિ આવું તેનો કંઈ પણ જવાબ તે વિદ્યુતને દઈ શક્યો નહિ, તે માત્ર કાગળ સામે જોઈને બેસી રહ્યો.

કાગળ બહુ ટૂંકો હતો. તેમાં લખ્યું હતું—

ભાઈ,

તારી વાત વિદ્યુતને મોઢે સાંભળી છે ત્યારથી તને જોવાનું ને મળવાનું બહુ મન રહ્યા કરે છે. તું વિદ્યુતનો મિત્ર છે, એટલે

મારા પુત્ર તોલે છે. તું જો આજે મારે ત્યાં મને મળવા આવશે તો મને બહુ આનંદ થશે.

લિ૦ શુભેચ્છક શ્રી સ્વર્ણપ્રભા દેવી ( વિદ્યુતની માતા)

શિશિર કંઈ બોલતો નથી એ જોઈ વિદ્યુતની દશા વધારે મુંઝવણભરી બની ગઈ. શિશિરની પાસેથી કંઇ જવાબ લીધા વગર તે છટકી શકે પણ કઇ રીતે ?

સુનયનીએ હસીને કહ્યું : ‘ખરો શરમાળ છોકરો નીકળ્યો તું તો ! આમ મોં બંધ કરીને ક્યાં લગી બેસી રહેવું છે, શિશિર ? જા, વિદ્યુતની સાથે જા !’

શિશિર કંઈ પણ બોલ્યા વગર ઊઠીને ઊભો થયો.

એનું જોઇને વિદ્યુત પણ ઊઠી. બંને જણાંનાં મોં શરમથી લાલ થઈ ગયાં હતાં. કોઈની પણ સામું જોયા વગર તેઓ ઘરમાંથી બહાર નીકળી ગયાં. એટલામાં સંધ્યા દોડીને કોણ જાણે ક્યાંથી એક શંખ લઈ આવી, તેણે તે વગાડવા માંડ્યો; રજતે પણ હાસ્યકલરવ કરીને ‘ઉલુ’ ધ્વનિ કરી ઘર ભરી દીધું.

શિશિર અને વિદ્યુત પૂંઠળ નજર સરખીયે કર્યા વગર ચાલ-બેર દોડી ગયાં.

સ્નેહભરી આંખે તેમની તરફ જોઇને સુનયની હસતી હસતી બોલી : ‘આ રજાઓમાં એમનાં લગન થઇ જાય તો સારું !’

રજતે હસીને સંધ્યાને કહ્યું : ‘તું લગન ગોઠવી દે, બહુ સરસ દક્ષિણા મળશે.’

સંધ્યાએ હસીને કહ્યું: ‘કોઇએ કશું કરવું નહિ પડે. બેય એકબીજાને બરાબર ઓળખી ગયાં છે.’

## : ૧૩ :

ગાડી ચાલી ત્યાં લગી વિદ્યુત કે શિશિર બેમાંથી કોઈ કંઈ બોલ્યું નહિ. જે વિદ્યુત બાળપણથી ખ્રિસ્તી છોકરીઓની નિશાળમાં ભણી હતી, અને એમના જ છાત્રાલયમાં રહીને મોટી થઈ હતી, જે એકલી વાટે ઘાટે ફરતી, ને સંકોચ કે ભયને નામે ઓળખતી નહોતી, તે આજે આ એક માણસની સાથે સ્વાભાવિક ભાવે વર્તી શકતી નહોતી—પણ તેનું કારણ તેને પોતાને કંઈ સમજાતું નહોતું!

શિશિર સંધ્યાની સાથે આખો દિવસ ટકટકારો કર્યા કરતો, પરંતુ આ છોકરીની આગળ તેનું યે મો સિવાઈ ગયું હતું!

વિદ્યુતનું ઘર શ્યામ બજારમાં હતું. પાતળી ફ્રેમમાં મઢેલા ચિત્ર જેવું એ ઘર હતું. ઘર આગળ નાના સરખા બાગ જેવું હતું. ઘરમાં ઘણાં પાળેલાં પશુપંખીઓ પણ હતાં—વાંદરો, કૂતરો, બિલાડી, કાકાકોઆ, મેના, કોયલ, બુલબુલ, કેનેરી વગેરે.

ગાડીમાંથી ઊતર્યાં પછી, પહેલી વિદ્યુત બોલી—કુંઠિત મૃદુ સ્વરે : 'આવો !'

શિશિર એની પાછળ ચાલ્યો, પણ બોયતળિયા આગળ જ ચમકીને ઊભો રહી ગયો.

વિદ્યુતે એ જોઈને ફરીથી કહ્યું : 'ઉપર આવો.'

શિશિર વિદ્યુતની પાછળ પાછળ ઉપર ગયો. એક ઓરડામાં દાખલ થતાં જ તેણે જોયું તો એક પલંગ ઉપર એક મોટા તકિયાને અઢેલીને એક વિધવા બાઈ આડી પડેલી હતી. એનો ચહેરો જોઈને એની ઉંમરની ખબર પડે એવું નહોતું. કોઈ એને વિદ્યુતની મા ન કહે, બહુ તો એની મોટી બહેન કહે ! વિદ્યુતના જેવો જ એનો વર્ણ પણ રૂપા જેવો ઊજળો હતો. એની આંખોમાં એવી જ માદકતા ભરેલી હતી, શરીર પણ એવું જ સુડોળ હતું, અને મોં પર ઘી અને શ્રીના ઉર્જ્વળતા હતા. પરંતુ એને જોઈને કોણ જાણે કેમ શિશિરને લાગ્યું કે આ સૌન્દર્યની અંદર કંઈક ખામી છે. એના તરફ ભક્તિભાવ પેદા થવો તો દૂર રહ્યો, પણ સન્માનની લાગણી પણ પેદા થઈ નહિ.—રમણીનું મુખ્ય ભૂષણ—લજ્જા—એ જ એનામાં નહોતું ! વસ્ત્રાભૂષણમાં પણ ટાપટીપ વધારે હતી; વિલાસિતાની એ આતશયતાએ શિશિરની રુચિ અને દૃષ્ટિ બંનેને પીડા આપી. તેણે ઢાકાની મલમલની, ફૂલકિનારીવાળી સફેદ સાડી પહેરી હતી, ચણિયો પણ ખૂબ કીમતી સફેદ કપડાનો હતો; છાતી ઉઘાડી દેખાય તેવું બ્લાઉઝ પહેરેલું હતું. સાડી એવી બારીક હતી કે અંદર પહેરેલાં બધાં કપડાં બહાર દેખાતાં હતાં, એટલુંજ નહિ પણ અંગોયે દેખાઈ આવતાં હતાં. કપડાંમાં ક્યાંય રંગનું નામ નહોતું, બધાં જ સફેદ હતાં, તેમ છતાં શી ખબર શાથી શિશિરને થયું કે આ વિલાસનો વેશ છે, વિધવાનો વેશ નથી; ભદ્રતાની સાથે આ વેશભૂષાનો મેળ

ખાતો નથી. પરંતુ તરત જ એણે મન મનાવ્યું કે બાળપણથી હું વિધવાને માત્ર એક જ કપડું પહેરતી જોતો આવ્યો છું, તેથી આ નવા યુગની વિધવાઓનો વસ્ત્રાભૂષણનો ઠાઠમાઠ મને વિચિત્ર લાગે છે.

ગમે તેમ, પણ આ મહિલાને જોઈને શિશિરનું મન પ્રસન્ન આનંદથી ભરાઈ ગયું નહિ. સુનયની પણ વિધવા હતી, તે પણ ચણિયો ચોળી, વગેરે કપડાં પહેરતી હતી. પરંતુ એને જોઈને શિશિરના મનમાં માતૃભાવનો ઉદય થયો હતો, અહીં એવો ભાવ એને શોધ્યો જડયો નહિ. પણ એ વિદ્યુતની મા છે એમ સમજી એણે હાથ જોડી, નીચા નમી એને નમસ્કાર કર્યા, પરંતુ સુનયનીના પગમાં માથું મૂક્યું હતું તેમ અહીં તે કરી શક્યો નહિ.

ક્ષણપ્રભાએ કહ્યું: 'આવ, ભાઈ, આવ ! વિદ્યુત પંખો ચાલુ કર."

શિશિર એક સોફામાં બેઠો. વિદ્યુત પંખો ચાલુ કરી, માની પાસે જઈને બેઠી.

ક્ષણપ્રભાએ બોલવા માંડયું: 'વિદ્યુત તો આખો દિવસ, તમારી ને તમારી વાત કર્યા કરે છે, કેમે તમારાં વખાણ કરતાં એ ધરાતી જ નથી. પણ એ મારી સાથે નથી રહેતી. કૉલેજ બહુ દૂર પડે છે તેથી એ કૉલેજના છાત્રાલયમાં જ રહે છે. મને હૃદયનો રોગ છે. કોઈ કોઈ વખત એનો હુમલો થઈ આવે છે. કાલે એકદમ બેભાન બની ગઈ હતી, તેથી આને બોલાવી. કાલે પાછી એ છાત્રાલયમાં જતી રહેવાની છે. દર અઠવાડિયે શનિવારે બપોરે એ આવે છે, ને સોમવારે સવારે પાછી ચાલી જાય છે. પણ હવે તો આવે છે ત્યારે બસ, તમારી જ વાત કર્યા કરે છે. મારો રોગ એવો છે કે હું આજ છું, એને કાલ નથી. પણ ને હું કોઈ સત્પાત્રના હાથમાં સોંપી દઈ શકું તો જ હું નિરાંતે મરી શકું. અમારું સગુંસાગવી કોઈ નથી. હું નહિ હોઉં તે દિવસે વિદ્યુત આ સંસા-

રમાં એકલી પડી જશે. તેવે વખતે એ પોતાને નિરાધાર ન માની બેસે અને ગભરાઈ ન જાય એટલા માટે એને ભણાવું છું. પછી એ પોતે જ પોતાનું સંભાળી લેશે. તમારા જેવા એને એક બે મિત્રો છે એટલું જાણીનેયે હું નિરાંતે મરી શકીશ. મને એટલો તો સંતોષ થશેને કે મારી પાછળ એની સંભાળ રાખનાર કોઇક છે. દર શનિવારે વિદ્યુત અહીં આવે છે. આખો રવિવાર તે અહીં એકલી રહે છે. તું જો રવિવારે રવિવારે અહીં આવે તો મને બહુ આનંદ થશે—તમે એક જ ક્લાસમાં ભણો છો એની મને ખબર છે. તને ગાતાં બજાવતાં સારું આવડે છે એની પણ મને ખબર છે. તું આવે તો વિદ્યુત તારી સાથે કેટલાય વિષયોની ચર્ચા કરી શકે, ને ઘણું જાણી શકે. છોકરી ગમે તેટલું ભણે તો પણ એનું ભણતર અધૂરું રહી જાય છે; કારણકે પુરુષની પેઠે એને દુનિયાનો અનુભવ મળતો નથી. એટલે પુરુષના મુખ સિવાય દુનિયાના સમાચાર જાણવાની સ્ત્રીને માટે બહુ તક હોતી નથી. આથી તું કોઇ કોઇ વખત અહીં આવતો રહે તો વિદ્યુત ઉપર ભારે ઉપકાર થશે, અને તારું પણ અહીં કોઇ સગુંસાગવી છે નહિ. માણસને માણસનો સહવાસ જોઇએ છે. એ વિના એનું મન મુંઝાવા માંડે છે. એટલે તું અહીં આવતો રહીશ તો વાતોચીતોમાં તારું મન પણ સારું રહેશે.'

જાણે મોઢે કરેલો પાઠ બોલી જતી હોય તેમ ક્ષણપ્રભા એકશ્વાસે બધું ધડધડ બોલી રહી હતી. એના બોલવામાં છૂપી રીતે શિશિરની સાથે વિદ્યુતનાં લગ્ન કરવાની ઇચ્છા ડોકિયાં કરી કરી રહી હતી, તેથી વિદ્યુત મોં નીચું કરી ચૂપ થઇને બેઠી હતી. ઓછાબોલો શિશિર પણ માથું નીચું કરી ચૂપ બેસી રહ્યો હતો. અને ક્ષણપ્રભા પણ એમને સંભળાવવા કંઇ બોલતી હોય એવું લાગતું નહોતું.

ક્ષણપ્રભાની વાત સાંભળી, તોયે શિશિરને કંઈ સારું લાગ્યું નહિ. પહેલી જ મુલાકાતે પોતાનો હેતુ પ્રગટ કરી દેવાનો પ્રયત્ન

તેને કોઈ દુકાનદાર પોતાનો માલ ખપાવવાનું કરતો હોય એવો લાગ્યો.

શિશિરને મૂગો બેસી રહેલો જોઈ ક્ષણપ્રભાએ વિદ્યુતને કહ્યું: ‘વિદ્યુત, શિશિરને પાણી તો આપ!’

વિદ્યુતે ઊઠીને એક નાનું હલકું મેજ ઉપાડીને શિશિરની સામે મૂક્યું. પછી એના ઉપર એક ધોયેલો રૂમાલ પાથરીને તે બહાર નીકળી ગઈ.

થોડીક વાર પછી તે એક લાકડાની જાપાની તાસ લઈને આવી. તાસની અંદર એક રકાબીમાં કંઈક ખાવાનું હતું, બીજી રકાબીમાં ફળમેવો હતો, અને એક કાચના પ્યાલામાં પીવાનું પાણી હતું.

ક્ષણપ્રભાએ કહ્યું: ‘પહેલાં ચા આપ!’

વિદ્યુતે શિશિરની સામે જોઈ કહ્યું: ‘તમે ક્યાં ચા પીઓ છો!’

શિશિરે કહ્યું: ‘ના.’

ક્ષણપ્રભાએ કહ્યું: ‘તો ગરમ દૂધ આણી આપ.’

શિશિરે વ્યગ્ર બની કહ્યું: ‘ના, હું ભાગ્યે જ દૂધ પીઉં છું. મને એ નથી ભાવતું.’

વિદ્યુતે તેની સામે જોઈ હસીને કહ્યું: ‘હું તર કાઢીને લાવું છું.’

ક્ષણપ્રભાએ નવાઈ પામી પૂછ્યું: ‘તર કાઢીને શું કરવા?’

વિદ્યુતે હસીને કહ્યું: ‘એમને તર નથી ભાવતી.’

વિદ્યુત ફરીથી બહાર નીકળી ગઈ.

ક્ષણપ્રભાએ શિશિરને કહ્યું : 'ખાતા થાઓ.'

શિશિરે શરમથી મૂગાં મૂગાં ખાવા માંડ્યું.

થોડી વારમાં વિદ્યુત કાચના પ્યાલામાં ગરમ દૂધ લઈને આવી.

ક્ષણપ્રભાએ કહ્યું : 'વિદ્યુતે જાતે આ બધું ખાવાનું બનાવેલું છે, તમારે કશું છાંડવાનું નથી.'

શિશિરે ભોંઠા પડી, સહેજ માથું ઊંચું કરી, ક્ષણપ્રભાની સામે પૂરું જોયા વગર જ કહ્યું : 'મારાથી આટલું બધું નહિ ખવાય.'

વિદ્યુતે કહ્યું: 'એમનો ખોરાક બહુ ઓછો છે.'

ક્ષણપ્રભાએ કહ્યું: 'તો પછી થોડી થોડી કરીને બધી ચીજો ચાખી જુઓ ને વિદ્યુતને કેવું રાંધતાં પીરસતાં આવડે છે તેની પરીક્ષા કરી જુઓ! છોકરીને મેં માત્ર ભણવા ગણવાનું જ નથી શીખવ્યું, ઘરનું કામકાજ પણ બધું શીખવ્યું છે. એ જેના ઘરમાં જશે એનું ઘર બરાબર ચલાવી શકશે.'

શિશિર આહાર સમાપ્ત કરી ઊઠ્યો.

વિદ્યુતે પૂછ્યું: 'બસ, આટલું જ ખાધું?'

શિશિર શરમિંદુ મોં ઊંચું કરીને બોલ્યો: 'ના, હવે વધારે નહિ ખવાય.'

વિદ્યુતે કહ્યું : 'તો આવો, હાથ ધોવડાવું.'

ક્ષણપ્રભાએ કહ્યું : 'ક્યાં લઈ જાય છે? અહીં જ ફિંગરબોલ (અંદર આંગળાં નાખી હાથ ધોવાનો પ્યાલો) આપને!'

વિદ્યુતે શિશિરની સામે જોઈ હસીને કહ્યું: 'ના, એવો મ્લેચ્છાચાર એમને ગમતો નથી.'

ક્ષણપ્રભાએ હસીને કહ્યું: 'તો તું જાણે તારા મિત્રને શું ગમે છે ને શું નથી ગમતું તે. ભલે, લઈ જા.'

વિદ્યુત શિશિરને બહાર લઇ ગઈ, અને તેના હાથ ઉપર પાણી રેડવા લાગી. શિશિરે ગભરાઇને કહ્યું: 'તમે લોટો નીચે મૂકો, હું મારી મેળે પતાવી નાખીશ.'

વિદ્યુતે હસીને કહ્યું: 'નહિ, આજે તમે મારા અતિથિ છો.'

શિશિરે હારીને નીચા નમી હાથ લંબાવી, સ્મિત મુખે વિદ્યુતની સામે જોયું. વિદ્યુત પણ તે વખતે શિશિરના હાથ ઉપર પાણી રેડવા માટે નીચી નમી હતી. બંનેનાં મોં ખૂબ પાસે પાસે હતાં. શિશિર વિદ્યુતના હાથમાંના લોટામાંથી પડતું પાણી હાથમાં ઝીલતો હતો, પરંતુ તેનું હૃદય તે વખતે રસધારાથી પરિપૂર્ણ થઇ રહ્યું હતું.

શિશિર હાથ ધોઇને ટટાર ઊભો રહ્યો, એટલે વિદ્યુતે હાથમાંનો લોટો નીચે મૂકી, ખભા પરથી ધોયેલો ટુવાલ લઈ શિશિરના હાથમાં મૂક્યો. શિશિર હાથમોં લૂછી ટુવાલ વિદ્યુતના હાથમાં પાછો આપી ફરી ઓરડામાં આવ્યો.

એની પાછળ પાછળ વિદ્યુત એક નાનકડી કાશીની કારીગરીવાળી રકાબીમાં સોપારી એલચી વગેરે મુખવાસ લઇને આવી, ને શિશિરની સામે ધરીને ઊભી.

ક્ષણપ્રભાએ પૂછ્યું: 'પાન ન લાવી?'

વિદ્યુતે કહ્યું: 'એ પાન નથી ખાતા.'

શિશિરને નવાઈ લાગતી હતી કે થોડાક અમથા પરિચયમાંથી મને શું ગમે છે ને શું નથી ગમતું તે વિદ્યુતે કેવી રીતે જાણી લીધું હશે? હું શું ખાઉં છું, શું નથી ખાતો; મને શું ગમે છે, શું નથી ગમતું તે બરાબર જાણી લઇને તેણે તે પ્રમાણે બધી

તૈયારીઓ કરી હતી. મારી બાબતમાં કેટલો ઉત્સાહ હશે ત્યારે તેણે આટલી બધી માહિતી ભેગી કરી હશે! હમણાં સુધી ક્ષણપ્રભાને જોઈને શિશિરના મનમાં અણગમો પેદા થયો હતો, તે વિદ્યુતની વર્તણૂક જોઈને ઊડી ગયો, અને તેનું મુખ આનંદના ઉજાસથી ઝળકી ઊઠ્યું.

ક્ષણપ્રભાએ કહ્યું: 'વિદ્યુત, શિશિરને તારા ઓરડામાં લઈ જા.'

વિદ્યુતની સાથે એકલા તેના ઓરડામાં જવાની વાત સાંભળીને શિશિર ગભરાઈને ઊભો થઈ બોલ્યો: 'આજે તો હું જાઉં, મારે જરા કામ છે.'

ક્ષણપ્રભાએ કહ્યું: 'તો રવિવારે બપોરે તારે અહીં જમવાનું છે. નિમંત્રણ ભૂલતો નહિ!'

શિશિરે કહ્યું: 'ના, ના, એવું બધું શા માટે? હું બહુ કામમાં હોઉં છું, વખતે ન યે અવાય,...'

ક્ષણપ્રભા કંઈ બોલી નહિ, તેણે વધારે આગ્રહ કર્યો નહિ. આ વખતે શિશિરને સુનયની યાદ આવી. સુનયની કદી પણ આવો ઢીલો આગ્રહ કરતી નહિ, આગ્રહ કર્યા પછી એ આમ સહેજમાં ઢીલું મૂકતી નહિ, માથે પીઠે હાથ ફેરવીને એ સ્નેહનો હુકમ ફરમાવતી. પછી એ હુકમની અવગણના કરવાનું અઘરું બની જતું. પરંતુ અહીં ક્ષણપ્રભાનો આગ્રહ જાણે વિવેક પૂરતો જ દેખાતો હતો, એ આગ્રહમાં દિલનું ખેંચાણ નહોતું.

વધારે બોલ્યા વગર શિશિર ઓરડામાંથી બહાર નીકળી ગયો. એની સાથે સાથે વિદ્યુત પણ બહાર આવી.

શિશિરે એક વાર વિદ્યુતની સામે નજર કરી લઈ દાદર ઊતરવા માંડ્યો.

શિશિર એક પગથિયાં ઊતર્યો હશે, એટલામાં વિદ્યુતે દાદરના કઠેડા પરથી ઝૂકીને મૃદુ સ્વરે કહ્યું: 'તમે નહિ આવો?'

બોલતાં બોલતાં વિદ્યુતનું ગળું જાણે કાંપતું હતું, ત્રણ શબ્દો બોલતાં બોલતાં પણ જાણે તેનું ગળું થાકી ગયું હતું.

શિશિરે પૂંઠળ ફરી વિદ્યતની સામે ઊંચું જોયું. વિદ્યુતની દૃષ્ટિમાં એને કોઇ પ્રબળ આગ્રહનું દર્શન થયું. તેણે હસીને કહ્યું: 'આવીશ.'

વિદ્યુતનું મોં આનંદથી ઉજ્જ્વળ બની ગયું!

: ૧૪ :

આવી રીતે શિશિરને એક બીજા સ્વજનની પ્રાપ્તિ થઈ. રજતની મશ્કરીઓ સહન કરીને, ક્ષણપ્રભા પરના વગર કારણના પ્રબળ અણગમાની પરવા કર્યા વગર, એ હવે દર શનિવારે, હરીતકી બાગમાં રજતને ઘેર સાહિત્યસમિતિની બેઠક પૂરી થયા પછી, વિદ્યુતને તેના શ્યામબજારવાળા ઘેર પહોંચાડીને, પછી ચોરબાગા-નમાં પોતાના મુકામે જતો, અને દર રવિવારે તે વિદ્યુતને ઘેર જતો.

રવિવારે રાતે ઘેર આવીને તે સંકલ્પ કરતો કે હવે થોડાંક અઠવાડિયાં વિદ્યુતને ઘેર નહિ જાઉં, દર શનિવારે એ સંધ્યાને ઘેર મળવાની તો છે જ ને! પરંતુ શનિવારે વિદ્યુતને એને ઘેર પહોંચાડીને એ છૂટો પડતો કે તરત વિદ્યુત એને મીઠા મધુર સ્વરે કહેતી: 'કાલે આવજો!'—અને એ સાંભળતાં જ એનો તમામ સંકલ્પ હવામાં ઊડી જતો.

ફરી ફરી બચાવ કરવાને લીધે ક્ષણપ્રભા ઉપરનો એનો અણગમો પણ ઘણો ઓછો થઈ ગયો હતો. રવિવારની સવાર થતાં જ એનું મન બપોર ક્યારે થાય એની રાહ જોવા માંડતું. સંધ્યાને

ત્યાં જઈને એ હસતો, વાતો કરતો, મજાક મશ્કરી કરતો, પરંતુ વિદ્યુતને ત્યાં જઈને એ ઘણું ખરું ચુપચુપ બેસી રહેતો ને ક્ષણ-પ્રભાનું ધોધમાર ભાષણ સાંભળ્યા કરતો, કે પછી વિદ્યુતનું સંગીત સાંભળતો અથવા પોતાનું સંગીત સંભળાવતો.—વિદ્યુતની સાથે વાતો બહુ જ થોડી કરતો. પરંતુ એ થોડી વાતોમાં પણ શિશિરને વિદ્યુતનું વાંચન કેટલું વિશાળ છે, તેનો સાહિત્યસબોધ કેટલો પક્વ છે, તેની બુદ્ધિ કેટલી તીક્ષ્ણ છે, તેનું ચારિત્ર્ય કેટલું દૃઢ છે, અને તેનું હૃદય કેવું કોમળ અને ઊંડી મમતાથી ભરેલું છે તે દેખાઈ આવતું. વિદ્યુતના આ બધા ગુણોથી ખેંચાઈને જ કદાચ શિશિરનું મન તેની પાસે જવા તરફડતું હશે!

એક શનિવારે શિશિર સંધ્યાને ભણાવતો હતો, પરંતુ તેનું મન હરપળે વિદ્યુતના આગમનની રાહ જોઈ રહ્યું હતું.

અચાનક શિશિરે કહ્યું: 'આજે અહિં જ અટકીએ, ભાભી, મન કશું કરતું નથી.'

સંધ્યાએ કહ્યું: 'વિદ્યુતને આવવાની તો હજી વાર છે, ઠાકુરપો!'

શિશિરે હસીને કહ્યું: 'જુઓ ભાભી, તમે બધાં એવું બોલ બોલ કરીને ખરેખર મારા મનમાં એવો સંદેહ ઉત્પન્ન કરો છો કે હું વિદ્યુતની રાહ જોઈને અધીરો બની ગયો છું!'

સંધ્યાએ હસતાં હસતાં કહ્યું: 'સાચી વાતને વળી સંદેહમાં પૂરી રાખવાથી લાભ શો? બંને જણાં એકબીજાથી ખેંચાઓ છો, પછી મિલન થવામાં નડે છે શું?'

શિશિરે કહ્યું: 'માની લઉં છું કે બંને જણાં એકબીજાથી ખેંચાઈએ છીએ, પણ વિદ્યુતને પરણીને હું રાખું ક્યાં?—છાત્રાલયમાં?'

શિશિરે પોતાની ગરીબાઈની અને નિરાધારતાની વાત યાદ દેવડાવી સંધ્યાને વ્યાકુળ કરી નાખી. કંઈ પણ જવાબ ન જડવાથી સંધ્યાએ છણકો કરી કહ્યું: 'જાઓ, તમે બહુ ખરાબ છો; તમારી સાથે હું નહિ બોલું.'

શિશિરે હસીને કહ્યું: 'કેટલી વાર?'

સંધ્યા હસી પડી. આ પ્રસંગ દાબી દેવા માટે તેણે કહ્યું: 'હં, ઠીક યાદ આવી ગયું. વિદ્યુતે મને તમારું માપ લઈ રાખવાનું કહ્યું હતું.'

'કંઈ કારણ?'

'હમણાંની તે સીવવાનું શીખવા જાય છે ખરીને, એટલે પહેરણ સીવશે. તમને કહેતાં એ શરમાય છે, એટલે મારા પર ભાર નાખી ગઈ.'

શિશિર સમજી ગયો કે મારા જામાની સંખ્યામાં વધારો કરવાની આ બે સખીઓએ આ નવી યુક્તિ કરી છે. કંઈ પણ બોલ્યા વગર તે બેસી રહ્યો.

સંધ્યા માપપટી લેવા ગઈ. એવામાં વિદ્યુત ત્યાં આવી પહોંચી. ઓરડામાં પગ મૂકતાં જ, એકલા શિશિરને જોઈ, ખચકાઈને તેણે પૂછ્યું: 'સંધ્યા ક્યાં છે?'

'પરોપકાર કરવામાં ગુંથાયેલી છે.'

'કઈ જાતનો પરોપકાર?'

'પહેલું, તમારી વતી મારા જામાનું માપ લેવાનું, અને બીજું, મારા જામાની સંખ્યામાં વધારો કરવાનું.'

શિશિરનું બોલવું સાંભળી શરમાઈને, તથા કંઈક દુઃખ અનુભવીને વિદ્યુતે માથું નીચું ઘાલ્યું.

સંધ્યા માપપટી હાથમાં લઇને પાછી આવી. આવતાં જ તે બોલી ઊઠી: 'ઓહો વિદ્યુત! તું આવી ગઈ? અરે ભાઈ! તારી ખાતર તો મારા ઠાકુરપો ઝૂરી મરે છે! આ લે માપપટી, તારું માપ તું જ માપી લે!'

વિદ્યુત કદાચ શિશિરના જામાનું માપ લઈ શકત, પણ સંધ્યાના બોલવાના ઢંગે તેનો એ રસ્તો એકદમ બંધ કરી નાખ્યો. પરંતુ સંધ્યા ક્યાં છોડે એવી હતી! વિદ્યુતના હાથમાં માપપટી દાબી, હાથ પકડી ખેંચી તેણે તેને શિશિરની સામે ઊભી કરી દીધી. હવે માપ ન લેવું એ પણ અઘરું હતું. વિદ્યુતે નીચું ઘાલેલું મોં ઊંચું કરી શિશિરની સામું જોયું. એ જોતાં જ શિશિર વિદ્યુતના મનનો ભાવ સમજી જઈને ઊભો થઈ ગયો. વિદ્યુતે માપ લેવા માંડ્યું. ને મૃદુ સ્વરે તે બોલવા માંડ્યું, અને સંધ્યાએ હસવું દાબી એ માપ કાગળના ટુકડા ઉપર લખવા માંડ્યું.

માપ લખ્યા પછી સંધ્યા ખોટે ખોટું મોઢું ચડાવી ગંભીરતા ધારણ કરી બોલી: 'હું હોત તો ઠાકુરપોને ઊભા કરતાં કરતાં મારો દમ નિકળી જાત—પણ વિદ્યુતવરણી સામે આવીને ઊભી રહી કે ચટ કરતા કેવા એ પોતાની મેળે ઊભા થઈ ગયા! હં!'

શિશિરે ભોંઠા પડી કહ્યું: 'જે બોલે તેની સાથે દલીલ થઈ શકે, પણ બોબડાની સાથે વાક્‌યુદ્ધ કરવું નકામું છે. ત્યાં તો મૂગા મૂગા પોતાની હાર કબૂલ કરી લેવામાં જ શાણપણ છે.'

સંધ્યાએ હસીને કહ્યું: 'ઠીક ભાઈ, તો આજથી હું પણ બોબડી રહીશ.'

શિશિરે ભય દેખાડી કહ્યું: 'મારા સમ, ભાભી, તો તો હું બે બોબડાંની હારે પાનું પડતાં મરી જ જઈશ.'

સંધ્યાએ હસીને કહ્યું: 'અમે બંને જણ જામા સીવીએ છીએ, પછી તમે કોનો જામો સારો કહો છો એ જોઈશું.'

શિશિરે હસીને કહ્યું: 'બંનેના સારા કહીશ.'

ઓરડામાં હાસ્યનું મોજું ફરી વળ્યું.

એવામાં હાથમાં 'સુકાની'નો અંક લઈને હસતો હસતો રજત ત્યાં આવીને બોલ્યો: 'શિશિર, શું ખવડાવીશ, બોલ!'

'લેખ છપાયો છે? પહેલાં તો તેં કેવી લાંચ આપી છે એ કહે, પછી તને શું ખવડાવવું તે હું નક્કી કરું.'

રજતે ગર્વથી કહ્યું: 'થોડી લાંચ આપવી પડી છે એની. ના નહિ—મારો એક ઘણા વખતનો જૂનો લેખ નકામો પડ્યો હતો તે પધરાવી દીધો!'

'ઠીક, ત્યારે તો તારા લેખે છીંડું પાડ્યું, એમાં થઈને મારો લેખ ઘૂસી ગયો! એવી રીતે મારા લેખને ઘુસાડવા માટે ઇનામમાં તને શું બો જ આપવો જોઈએ, બીજું કંઈ નહિ!'

રજત અને શિશિર હસવા લાગ્યા. એટલામાં સંધ્યાએ રજતના હાથમાંથી 'સુકાની' છીનવી લઈ પાનાં ફેરવવા માંડ્યાં હતાં, અને વિદ્યુતે નીચું ઘાલી તેમાં જોવા માંડ્યું હતું.

શિશિરે પૂછ્યું: 'સંગ્રહ'માં એક નોટ આપી આવ્યા હતા તેનું શું થયું?'

'ભૂધર બાબુ કહેતા હતા કે હજી તેમને એ વાંચવાનો વખત મળ્યો નથી. કેટલાયે પ્રખ્યાત લેખકોના લેખો હજી છપાયા વગરના પડ્યા છે, એટલે તારો લેખ હમણાં છાપવાનું નહિ બને.'

'તો નોટ પાછી લઈ આવો!'

'એવી ઉતાવળ શી છે? છોને રહી! કેટલાયે માણસોના લેખો ત્રણ ત્રણ ચાર ચાર વરસે પ્રગટ થાય છે. તારે તો ઝાડ પર ચડયા વગર જ લૂમ પાડવી છે!'

'મારે તો ઝાડ પર પણ ચડવું નથી, ને લૂમ પણ પાડવી નથી. મારી વતી ઝાડ પર પણ તું ચડે છે, ને લૂમ પણ તું પાડે છે! આટલી દોડાદોડ કરવી, કોણ જાણે કેમ, તને ગમે છે! બિચારી નોટો પેટીમાં બંધ હતી, એને બહાર ખેંચી કાઢી આટલું બધું ધાંધલ કરવાનું શું કારણ?'

રજતે મુરબ્બીની અદાથી તેને દિલાસો આપતાં કહ્યું: 'ઠીક ઠીક, 'સંગ્રહ'માં પણ વહેલામાં વહેલી તકે કંઈક છપાય એવું હું કરીશ. ચાલ, બહાર ભૂધર બાબુ વગેરે આવ્યા છે.'

રજત શિશિરનો હાથ પકડીને ખેંચી ગયો. શિશિરે જતાં જતાં વિદ્યુતની સામે નજર કરી લીધી. બરાબર એ જ વખતે વિદ્યુતે 'મુકાની'નાં પાનાંમાંથી વાંકી નજર કરી છાનાંમાનાં શિશિરની સામે જોઈ લીધું. બંનેની નજર મળતાં જ વિદ્યુતે નજર પાછી વાળી લઈ, માસિકમાં જોયું, અને શિશિર રજતની સાથે સાથે ઓરડામાંથી બહાર નીકળી ગયો.

શિશિરને આવતો જોતાં જ દૂરથી ભૂધર બાબુ ભારે અવાજે બોલી ઊઠયા: 'આવો, આવો શિશિર બાબુ! હું ભવિષ્ય ભાખું છું કે થોડા વખતમાં તમારી સાહિત્યપ્રતિભાથી આખું બંગાળ ચકિત થઈ જશે!'

રજત જરા ગંભીર બની ગયો. ભૂધર બાબુ આવી રીતે મુક્ત કંઠે કોઈની પ્રશંસા કરે એ તેના માન્યામાં નહોતું આવતું—તેણે એવું કદી જોયું નહોતું. પરંતુ શિશિર સમજ્યો કે ભૂધર બાબુ મશ્કરી

કરે છે. આ વિશ્વનિંદુક આદમી ખરેખર પોતાની પ્રશંસા કરે છે એવું તે માની શક્યો નહિ.

રજતે ઓરડામાં પ્રવેશી પૂછ્યું: 'આપે શિશિરની નોટ વાંચી કાઢી કે શું?'

ભૂધરે કહ્યું: 'ના ......'

ભૂધરના મુખથી 'ના' સાંભળતાં જ તેમનું વાક્ય પણ પૂરું થવાની રાહ જોયા વગર જ રજતે હા હા કરી હસવા માંડ્યું, અને તેની સાથે બીજાઓએ પણ હસવામાં જોડાઈને શિશિરને એકદમ ભોંઠો પાડી દીધો. કોઈએ ભૂધરનું વાક્ય પૂરું થવાની પણ રાહ જોવાનું મુનાસબ ધાર્યું નહિ.

ભૂધરે કહ્યું; 'શિશિર બાબુનો લેખ વાંચ્યા વગર જ મેં તે પ્રેસમાં છાપવા મોકલી દીધો છે. 'સુહાની'માં જે નવલકથાની શરૂઆત થઈ છે તે વાંચીને જ હું સમજી ગયો છું કે શિશિર બાબુની કલમની મોહિની કંઈ ઓર છે! ભાષા પરનું આવું પ્રભુત્વ, આવી શબ્દસંપત્તિ, આવું વાક્યરચનાનું ઐશ્વર્ય, અને આવું ભાવવિશ્લેષણ આવડી ઉંમરે બહુ થોડા લેખકો બતાવી શક્યા છે. આનું નામ પ્રતિભા!'

ઓરડામાં એકદમ સૌ ચૂપ! હવે સૌને ખાતરી થઈ કે આ મશ્કરી નથી થતી, હસીને ઉડાવી દેવાની આ વાત નથી. આ દીન હિન કંગાળ ઓછાબોલા દુબળા પાતળા યુવક–શિશિર–ના અંતરમાં એવું ઐશ્વર્ય અને એવી સંપત્તિ ભરી પડી છે કે ભૂધરના જેવો કઠોર સમાલોચક પણ તેનાં મુક્તકંઠે વખાણ કરે છે. આના સોમા ભાગની પ્રશંસા પણ રજતે પોતાને માટે સાંભળી નહોતી. 'ઠીક છે' 'ચાલશે' 'ચાલી જશે' અને બહુ તો 'ખરાબ નથી' સુધીની પ્રશંસા રજતના નસીબમાં હતી! એની સાથે આ મુક્તકંઠે થતાં વખાણને શી રીતે સરખાવી શકાય?

રજતના આત્મવિશ્વાસને જબરો આઘાત થયો. તેનું મન ભૂધર અને શિશિરની ઉપર નારાજ બની ગયું. તેમ છતાં ભદ્રતાની ખાતર હસીને પરાજયમાં પણ પોતાનું મહત્ત્વ દેખાડવા તે બોલ્યો : 'જોયુંને શિશિર, તે વખતે તું મારા પર ગુસ્સો કરતો હતો, પણ મારે લીધે જ તારી આ ખ્યાતિ થાય છે!'

શિશિરે કૃતજ્ઞતાભરી સ્નિગ્ધ પ્રસન્ન નજરે તેની સામે જોઈ પ્રગાઢ સ્વરે કહ્યું: 'દહાડે દિવસે હું તારો વધારે ને વધારે ઋણી બનતો જાઉં છું: મારું કેવું સદ્ભાગ્ય કે મને અનાયાસે તારા જેવો મિત્ર મળ્યો!'

સૌની આગળ શિશિરે ખુલ્લે દિલે રજતનો પોતે ઋણી છે તે વાતનો સ્વીકાર કર્યો, આથી રજતને બહુ આનંદ થયો; તેમ છતાં શિશિરની આગળ પોતે હારી ગયો છે એ ડંખ એના મનમાં રહી ગયો.

ભૂધરે કહ્યું: 'શિશિર બાબુ, હું કાલે તમારા મુકામની જડતી લેવા આવવાનો છું. તમારો ભંડાર બીજાના કબજામાં જાય તે પહેલાં હું બધું લૂંટી જવા માગું છું. રજત બાબુ, કાલે તમે પણ મારી સાથે આવજો!'

રજત જેમ તેમ કરી થોડું થોડું હસતો હતો, પણ આ શબ્દો સાંભળી તે એકદમ ગંભીર બની ગયો. તેણે કહ્યું: 'કાલે તો મારાથી નહિ અવાય. હું બહુ કામમાં છું.'

ભૂધરે રજતની ગંભીરતાની પરવા કર્યા વગર કહ્યું: 'તો શિશિર બાબુ, મારે એકલા આવવું પડશે!'

શિશિરનું મો પહેલી સફળતાના આનંદથી ઉદ્દીપ્ત થયું હતું, અને પહેલી ખ્યાતિની લજ્જાથી કુંઠિત પણ થયું હતું. તેણે હસીને કહ્યું: 'ભલે, પણ કાંઈ રતન હાથ લાગે એવું મને લાગતું નથી.

ભૂધરે હસીને કહ્યું: ' જે મળશે તે બંગાળને માટે અતિ દુર્લભ ચીજ હશે. તમારા મનોમંદિરમાં વિદ્યા અને સુન્દરનું મિલન થયેલું છે.'

રજત ગંભીર બની બેઠો હતો, ને વાતમાં ભાગ લેતો નહોતો. એટલે તેના દોસ્તો પણ જીભ પર કાબૂ રાખીને બેઠા હતા. ભૂધરની રસિકતાથી પણ તેમનું ગાંભીર્ય ચળ્યું નહિ. પરિણામે આજની બેઠક બરાબર જામી નહિ. બધા વહેલા વહેલા છૂટા પડી ગયા.

: ૧૫ :

બેઠક પૂરી થતાં રજત ઘરમાં આવ્યો કે તરત સંધ્યાએ હસતાં હસતાં તેની સામે જઈ કહ્યું: 'ભૂધર બાબુ શિશિર ઠાકુરપોનાં કેવાં વખાણ કરતા હતા!'

રજતે ગંભીર બની કહ્યું: 'એ બધી તંત્રીઓની ચાલ છે. નવા લેખકને હાથમાં લેવાની યુક્તિ!'

સંધ્યાએ બચાવ કરતાં કહ્યું: 'મને તો એવું નથી લાગતું. પહેલાં તો તેઓ વાંચ્યા વગર જ એમનો લેખ પાછો આપી દેતા હતા, પણ હવે 'સુકાની' માં નવલકથા વાંચીને એમને એની ખરી કિંમત સમજાઇ છે!'

રજતે કહ્યું: 'સુકાની' માં છપાયું છે તે શું શિશિરનું લખેલું છે? મેં પ્રૂફ જોતી વખતે કેટલીયે કાપકૂપ કરી છે, અને કેટલુંયે નવું ઉમેર્યું છે—ત્યારે આવું થયું છે.'

શિશિરના નામે બહાર પડેલો લેખ ખરેખર શિશિરનો લખેલો નથી, અને રજતે પોતે જ તે છૂપી રીતે મિત્રના નામે લખ્યો છે

એમ સમજવામાં આવતાં સંધ્યાને દુઃખ થયું, અને સુખ પણ થયું. આ લેખ શિશિરનો લખેલો હોત તો તે વધારે સુખી થાત. પણ શિશિરનો નથી જાણીને તેને દુઃખ થયું. વળી આ લેખનો ખરો લેખક પોતાનો પતિ છે એમ સમજી, તથા પોતાના પતિનો મિત્રપ્રેમ જોઇ તેને ખૂબ જ આનંદ થયો.

સંધ્યાએ હસીને કહ્યું: 'એમ ! શું કહો છો ! ખરેખર હું વિચારમાં પડી ગઇ હતી કે તમારા કરતાં પણ સારો લેખ કોઈ નવો લેખક કેવી રીતે લખી શકે ! પણ બે જણની મહેનતથી એ લખાયો છે ખરોને, એટલે તમારા પોતાના લેખ કરતાં પણ એ વધારે સારો થયો છે!'

સ્ત્રીનો આનંદ જોઇ રજત વધારે ખુશ થઇ શક્યો નહિ. 'હં' કરીને ગંભીર મોં કરી તેણે ચાલવા માંડયું.

પતિની ગંભીરતાની પરવા કર્યા વગર તથા તેણે ચાલવા માંડયું તે છતાં, સંધ્યાએ તેની સાથે થઇને, હસીને કહ્યું: 'બૂધર બાબુ હવે ખરેખરા સપડાશે—જોયા કર્યા વગર લેખ છાપવા મોકલી દીધો છે, પણ હવે પસ્તાશે. તો અહીં પણ તમે જરા પ્રુફ પ્રૂફમાં સુધારો કરી આપજોને ! તમારે લીધે એની બિચારાની કંઈક ખ્યાતિ થાય તો !'

સ્ત્રીના આનંદ-ઉત્સાહને, પોતાની ગંભીરતાના વમળમાં એકદમ થંભાવી દઈને રજતે કહ્યું: 'તું સૂઈ જા, મારે અત્યારે લખવા બેસવાનું છે.'

પતિના શબ્દો સાંભળી સંધ્યા એકદમ થંભી ગઇ. તે સમજી ગઇ કે પતિ આજે ઊંડા વિચારમાં છે, મારી સાથે વાત કરવાનો પણ એમનામાં ઉત્સાહ નથી. તેને થયું કે મારા પતિનું મન

અત્યારે કોઈ લેખના વિચારમાં ડૂબી ગયું છે, તેથી બીજી કોઇ બાબતમાં તેમનું મન લાગતું નથી. મારા પતિ કંઇક નવું લખવાના ચિંતનમાં છે એટલે હવે મને કંઇક નવું વાંચવાનો આનંદ મળશે એમ સમજી તે પથારીમાં આડી પડી.

રજત મેજ આગળ વીજળીના પ્રકાશમાં લખવા બેઠો 'સુકાની' ના નવા અંકની સમાલોચના.

રાતના બારેક વાગ્યા હશે તે વખતે રજતે પોતાનો લેખ પૂરો કર્યો. તરત જ સંધ્યા કૂદકો મારીને પલંગમાંથી નીચે ઊતરી અને હસતી હસતી ઉત્સાહમાં આવી બોલી: 'શું લખ્યું, જોઉં!'

રજતે નવાઈ પામી કહ્યું: 'તું હજી ઊંઘી નથી ગઈ!'

સંધ્યાએ પ્રેમભર્યાં હસું હસું મોંએ સ્વામીની સામું જોઇ કહ્યું: 'ઊંઘ આવે તોને? તમારું નવું લખાણ ન વાંચું ત્યાં લગી મારું મન હેઠું બેસતું નથી.'

રજતે ગંભીર બની કહ્યું: 'ખાસ નવું કંઈ લખ્યું નથી, માત્ર 'સુકાની'ના છેલ્લા અંકની સમાલોચના લખી છે. 'સંગ્રહ'ની માસિક સાહિત્ય-સમાલોચનામાં છપાશે.'

સંધ્યાએ ઉત્સાહથી કહ્યું: 'જોઉં, પોતાના લેખની પોતે કેવી પ્રશંસા કરી છે એ તો જોઉં!'

રજતે જરા ભોંઠા પડી કહ્યું: 'એમાં શું વાંચવું છે! હજી તો એમાં ઘણો ફેરફાર કરવો પડશે.'

સંધ્યાએ નોટ ખેંચી લઈ કહ્યું: 'ફેરફાર કરવો હોય તો કરજોને,

—હું એકવાર વાંચી તો જોઉં. આ વાંચવા વાસ્તે તો હું અડધી રાત થઈ તોયે જાગતી પડી રહી છું.'

રજત ધીરેથી ઊઠીને સૂઈ ગયો. સંધ્યાએ સમાલોચના વાંચવા માંડી. એકએક લીટીમાં એક એક લેખનો ફેંસલો લખી નાખીને, તેણે પોતાની વાર્તાની જરા લાંબી સમાલોચના લખી હતી, અને એની ખૂબ ટીકા કરી હતી. છેવટે શિશિરની નવલકથાની ચોથી લાંબી સમાલોચના લખી હતી અને ક્યાં કયો શબ્દ નકામો હતો, ક્યાં સંસ્કૃત વ્યાકરણની દૃષ્ટિએ કયો બંગાળી શબ્દ ખોટો હતો, અને અશુદ્ધ હતો, નાયક નાયિકાનો વાર્તાલાપ ધરમૂળથી જ કેવો અસ્વાભાવિક અને મૂર્ખાઈભરેલો હતો, વર્ણન કેવું અતિશયોક્તિઓથી ભરેલું હોઈ અર્થહીન હતું, લેખકને હલેસાં પણ પકડતાં આવડતાં નથી, ને સુકાન પર બેસવાનો પ્રયાસ કરી તેણે પોતાની કેવી હાંસી કરાવી છે વગેરે વગેરે તીવ્ર કડવાં વાક્યો લખીને તેણે લેખકને નિર્દયપણે છોલી નાખ્યો હતો.

આ સમાલોચના વાંચી સંધ્યાને જરા પણ સંતોષ થયો નહિ, પણ તેને બહુ ગમત પડી. તેણે હસીને કહ્યું: 'આ શું કર્યું'? પોતે થઇને પોતાની ને પોતાના મિત્રની ઉપર તોપમારો ચલાવો છો?'

રજતે ગંભીરતાપૂર્વક કહ્યું: 'સમાલોચના લખતી વખતે હું મારા તારાનો સંબંધ રાખી શકતો નથી—તે વખતે લેખક અને વિવેચકનો સંબંધ હોય છે. સાધારણ લેખક તરીકે અમારી ગમે તેટલી વાહવા બોલાતી હોય, પણ વિવેચકની આગળ સાહિત્યનો એક આદર્શ હોય છે, તેણે તો એ આદર્શની કસોટી પર પરખ કરીને વસ્તુની કિંમત આંકવી જોઇએ.'

સંધ્યાનું મન પતિ પ્રત્યે માનથી ભરાઈ ગયું. તેને થયું: વાહ!

મારા પતિ કેવા નિષ્પક્ષ વિવેચક છે! તે હરખાતી હરખાતી ઊભી થઈને પતિને બેય હાથે વળગી પડી, અને પોતાના હૃદયનો બધો ઉમળકો, પ્રેમ, અને પ્રશંસા તેના હોઠ ઉપર ઠાલવી દીધાં.

તોયે રજત પ્રફુલ્લ બન્યો નહિ. તેણે ગંભીરભાવે કહ્યું: 'હવે સૂઈ જા, બહુ રાત થઈ, મને તો ઊંઘ આવે છે.'

આ તરફ સમિતિની બેઠક સમાપ્ત થયા પછી શિશિર વિદ્યુતને એને ઘેર મૂકવા જતો હતો, ત્યાં ગાડીમાં વિદ્યુતે શિશિરને કહ્યું: 'ભૂધર બાબુએ તમારાં વખાણ કર્યાં, તે તમારા દોસ્તને ગમ્યું નહિ.'

શિશિરે ગભરાઈને કહ્યું: 'ના, ના, મારાં વખાણમાં મોટે ભાગે એનાં જ વખાણ છે.'

વિદ્યુતે કહ્યું: 'રજત બાબુ પોતે મોટા ભા થઈને જ્યાં સુધી કંઈ કરી શકે ત્યાં સુધી બહુ સારા હોય છે, પરંતુ પોતાના કરતાં બીજાને ટપી જતો જુએ તો એમનાથી એ સહન થતું નથી—એ વરસથી અમે તો એવું જોતાં આવ્યાં છીએ.'

શિશિરે સંકોચ પામી કહ્યું: 'ના, ના, તમે રજત વિષે બહુ ઊતરતો અભિપ્રાય બાંધી રાખ્યો છે. તમે એને અન્યાય કરો છો. એ બહુ ઊંચી કક્ષાનો માણસ છે.'

માણસનો સ્વભાવ પારખવાની શિશિરની અશક્તિ અને મનુષ્યસ્વભાવની સારી ઉચ્ચ બાજુ તરફનો એનો અગાધ વિશ્વાસ તથા મિત્રપ્રેમ જોઈ વિદ્યુત એની સરલતા પર મુગ્ધ બની ગઈ. તે બોલી: 'હા, રજત બાબુ ઊંચ કક્ષાના માણસ છે, પણ ક્યાં સુધી?—જ્યાં સુધી એમને લાગે કે હું બીજાઓ કરતાં ચડિયાતો—ઊંચ કક્ષાનો છું ત્યાં સુધી. પણ જે ઘડીએ એમને લાગશે કે બીજો કોઈ કોઈ

બાબતમાં એમનાથી આગળ વધી જાય છે તે જ ઘડીએ તેઓ પોતે હેઠા ઊતરી જશે, ને બીજાને પણ હેઠા પાડવા પ્રયત્ન કરશે. શરૂઆતથી જ તમારાં એવાં વખાણ થાય છે કે તમારા મિત્ર એ બરદાસ્ત કરી લે તો એ નવાઈની વાત ગણાશે !'

શિશિરે દુઃખી થઈને કહ્યું : 'મારો લેખ ન છપાયો હોત તો સારું થાત ! રજતની મૈત્રી કરતાં મને કીર્તિ વધારે આકર્ષક લાગતી નથી. આટલા દિવસ ક્યાં કશું છપાયું હતું, અને કદી નહિ છપાય તોયે શું બગડી જવાનું છે ?'

શિશિરનો નિઃસ્વાર્થ બંધુપ્રેમ જોઈ વિદ્યુતનું અંતર તેના તરફ બમણા ભક્તિભાવથી ભરાઈ ગયું. તે કંઈ બોલી નહિ.

: ૧૬ :

બીજે દિવસે બપોરે ભૂધર બાબુ શિશિરના મુકામે જઈને ઊભા. ‘સંગ્રહ’ ના સંપાદક મહાશય પોતે જાતે શિશિરના લખો લેવા માટે આવ્યા છે એ અકલ્પ્ય બનાવ જોઈ છાત્રાલયના છોકરાઓને એવી નવાઈ લાગી કે એ ગરીબ દુબળા શરમાળ શિશિર તરફનો એમનો તમામ અણગમો હઠી ગયો, અને ઊલટું એના તરફ એમને માન પેદા થયું. તેમને થયું કે આ તો કોઈ જબરો છોકરો લાગે છે!

શિશિરે કહ્યું: ‘જુઓ ભૂધર બાબુ, મારા લેખો છપાવવાનું મને જરાયે મન નથી. મેં રજતને પણ એવું કહ્યું હતું અને આપને પણ કહું છું. મને માફ કરો!’

ભૂધરે કહ્યું: ‘તમારો આ સંકોચ નકામો છે. આજે હું આપની કૃતિ ‘ફૂલનો પંખો’ નાં પ્રૂફ વાંચીને આવું છું. ફૂલના પંખા જેવું જ એનું સૌન્દર્ય છે, કોમળ ફૂલકલિકા જેવી જ એની રચના છે, અને ફૂલની ફોરમ જેવો જ એની અંદર ભાવપ્રવાહ વહે છે. બરાબર પાકા કલમબાજનો હાથ છે!

શિશિરે મ્લાન ગંભીર મુખે કહ્યું: 'રજત એવું મૂર્ખાઈભર્યું કામ કરી બેઠો છે કે હું એથી ગભરાઈ ગયો છું. મને હવે વધારે ગભરાવશો નહિ, મારો ભણુવાગણુવાનો વખત છે. આપની મોંફાડ પ્રશંસાએ જ મને વધારે ગભરાવી મૂક્યો છે.'

ભૂધર બાબુ તેમના જાડા અવાજે હો હો કરી હસી પડ્યા. છાત્રાલયમાં રહેતા બધા છોકરાઓ તેમની આસપાસ ભેગા થઈ ગયા હતા—તેઓ પણ હસી પડ્યા.

ભૂધર બાબુએ કહ્યું: 'એકે એક લખાણ મને સોંપી દો, પછી તમે નિરાંતે તમારું ભણુવાગણુવાનું ચલાવો—બી. એ. પાસ થયા પછી નવું લખજો.'

તો પણ શિશિરે વિનમ્ર સ્વરે કહ્યું: 'મને માફ કરો, ભૂધર બાબુ! આપના મોઢે વખાણ પામવાં અને આપ પોતે ચાહીને લેખો લેવા આવો એવું સૌભાગ્ય આ બંગાળ દેશમાં બહુ થોડા લેખકોનું છે એ હું સમજું છું. તેમ છતાં હું આપને ના કહું છું, તો મારી 'ના' નું કોઈ ગંભીર કારણ હશે એટલું તો આપ જરૂર સ્વીકારશો.'

શિશિરનાં વખાણ સાંભળી કાલિદાસ ખુશખુશ થઈ ગયો હતો. તેને થયું કે પહેલા ખોળાના પુત્રને જોઈ કિશોરી માતા લજ્જા પામે, તેવી રીતે પોતાનો પહેલો લેખ પ્રસિદ્ધ થતાં શિશિરને સંકોચ થયો છે—આ સિવાય એના સંકોચનું બીજું કોઈ કારણ નથી. તેથી તેણે શિશિરને ખબર ન પડે તેમ તેના લેખોની નોટો લાવીને એકદમ ભૂધર બાબુના હાથમાં મૂકી દઈ કહ્યું: 'આ લો ભૂધર બાબુ, શિશિરના લેખોનો થોકડો! બીજા પણ હશે.'

થોકડો હાથમાં આવતાં જ ભૂધર બાબુ ઊઠીને ઊભા થઈ બોલ્યા: 'બ્રાહ્મણ, વાદળ અને પૂર, દક્ષિણા મળે થાય દૂર! અત્યારે તો આટલું બસ છે, એટલે હવે જાઉં છું. ફરી અવશ્ય મળીશ.'

શિશિરના ભયવિહ્વળ મોં સામે જોઈ હસતાં હસતાં ભૂધર બાબુ ચાલ્યા ગયા. છાત્રાલયના છોકરાઓ કોઈ શિશિરને ખભે હાથ મૂકી, તો કોઇ તેની પીઠ પંપાળી, તો કોઇ તેનો હાથ પકડી ખેંચી તેને અભિનંદન આપવા લાગ્યા.

શિશિરે હતાશભાવે કાલિદાસની સામે જોઇ કહ્યું: 'તમે ભારે ભૂલ કરી છે, ભાઈ!—મારે કદાચ એને માટે બહુ સહન કરવું પડશે.'

કાલિદાસે ધાર્યું કે શિશિર છાપામાં પોતાના લખાણોની કડક ટીકા થવાની બીક ડરે છે. તેથી તેણે હસીને કહ્યું: 'समुद्रे पातिता शय्या, शिशिरे किं करिष्यति? 'સંગ્રહ' જેના લેખો માગી માગીને છાપે, તેને પછી બીજા ટીકાખોરોની બીક ક્યાં રહી?'

શિશિર ગંભીર બની ચૂપ રહ્યો.

એવામાં નીચેથી કોઇએ બૂમ મારી: 'મશાય, અહીં શિશિર ચક્રવર્તી રહે છે?'

કાલિદાસે કહ્યું: 'હા, ઉપર પધારો!'

શિશિરે નવાઈ પામી કહ્યું: 'વળી કોને મારું કામ પડયું!'

બે ભદ્ર પુરુષો ઉપર આવ્યા—એક ખૂબ જાડો ને ઠીંગણો હતો, ખભે રેશમી ચાદર નાખી હતી, પણ પરસેવાથી તે મેલી થયેલી હતી. બીજો પાતળો ને દેખાવડો હતો. તેનો વાન ઊજળો હતો, આંખે ચશ્માં હતાં, માથા પર વાંકડિયા વાળ હતા, અસલ બાંગુ હતો.

જાડા માણસે કહ્યું: 'મારું નામ શૈલેન્દ્રનાથ સરકાર. હું 'મંદિર' માસિકનો સંપાદક છું. અને આ શ્રી શિરીષચંદ્ર મૈત્ર—'મુદ્રિકા' માસિકના સહાયક સંપાદક છે. 'સુકાની'માં શિશિર-બાબુનો લેખ વાંચી અમે મુગ્ધ બની ગયા છીએ. ભૂધર બાબુને મોઢે

પણ એમનાં બહુ વખાણ સાંભળ્યાં છે એટલે અમે શિશિર બાબુની પાસે અમારા માસિક માટે લેખની ભીખ માગવા આવ્યા છીએ. આપ સૌમાં શિશિર બાબુ કોણ છે? '

કાલિદાસે હસીને કહ્યું : ' આવી ઉજ્જવળ પ્રતિભાવાળા આદમીના મોં પર જરૂર પ્રતિભાની છાપ હશે. આપ મોં જોઇને એમને ઓળખી કાઢો જોઇએ!'

શૈલેન્દ્રનું શરીર શૈલેન્દ્ર જેવું જ હતું—એ જોરથી હાંફતો હતો. આ સવાલ સાંભળી એ આભો બની ગયો. આંખો ફાડી એ બધાની સામે જોવા લાગ્યો, પણ વિજયમાળા કોના ગળામાં નાખવી તેની તેને સમજ પડતી નહોતી.

શિરીષે કાલિદાસને કહ્યું : ' તમે પોતે એવો ભાવ ધારણ કરીને પ્રશ્ન પૂછ્યો છે કે તમે પોતે શિશિર બાબુ નથી એ નક્કી છે. હવે આ બધામાં પેલા બેઠા છે એમની આંખોમાં ઉજ્જ્વળતાની સાથે સાથે લજ્જાનો ભાવ છે, એટલે એ જ શિશિર બાબુ લાગે છે.'

આમ કહી તેણે શિશિરની તરફ હાથ કર્યો. બધા જોરથી હસી પડ્યા.

કાલિદાસે કહ્યું : ' આપ પરીક્ષામાં પાસ થયા છો. આવો, અંદર આવો. પણ હમણાં જ ભૂધર બાબુ બધો ભંડાર લૂંટી ગયા છે!'

શૈલેન્દ્રે હતાશ થઇને કહ્યું : ' હેં! બધું લૂંટી ગયા છે?'

શિરીષે હસીને કહ્યું : ' પણ લેખકો તો કલ્પવૃક્ષ છે. એમની પૂંજી ખલાસ કરી નાખવાની તાકાત કોઇનામાં નથી. થેલી ખંખેરો કે રતનનો ઢગલો થઈ જવાનો. રોજ નવા નવા ચમત્કાર કરનારી બુદ્ધિ તે પ્રતિભા!'

શિશિર શિરીષની વાક્પટુતા અને તેની બુદ્ધિની તીક્ષ્ણતા જોઈ ખુશ થઈ બોલ્યો : ' આપ મારા લેખો છાપવા ઇચ્છો છો તેને હું

મારું સૌભાગ્ય સમજું છું. થોડુંઘણું મેં છુપાવી રાખ્યું છે તે તમને કાઢી આપું છું.'

'મુદ્રિકા'ના જેવા પહેલી પંક્તિના ઉચ્ચ આદર્શવાળા માસિક પત્ર તરફથી પણ પોતાના લેખની માગણી થઈ છે એ જોઈ શિશિરને ગૌરવનો અનુભવ થયો—એ ગૌરવના ધક્કાથી એનો તમામ ભય દૂર થઈ ગયો. એ લેખો લાવી તેમાંથી સારો લેખ તેણે શિરીષના હાથમાં મૂક્યો, તથા ઊતરતો શૈલેન્દ્રના હાથમાં મૂક્યો.

લેખ મળતાં શૈલેન્દ્ર ખુશ ખુશ થઈ બોલ્યો: 'તમારું સૌજન્ય જોઈ અમે બહુ ખુશ થયા છીએ. આપ કોઈ કોઈ વખત અમારી ઑફિસમાં પધારશો, તો અમને બહુ આનંદ થશે. અમે કામકાજમાં એવા ડૂબેલા રહીએ છીએ કે દરેક વખત અમને આવવાનો વખત નહિ મળે.'

શિરીષે હસીને કહ્યું: 'અમે એક 'દોઢડાહ્યા મંડળ' સ્થાપ્યું છે, શિશિર બાબુ! હું આપને એનો મેમ્બર બનાવી દઈશ—કાં? અમે દર સોમવારે સાંજે ભેગા થઈએ છીએ; મંડળ વારાફરતી દરેક મેમ્બરને ઘેર જાય છે; એની કાયમની કોઈ જગા નથી, એ સારું છે, નહિ તો એની પ્રવૃત્તિ સ્થગિત અને સ્થવિર બની જાય. અમે બધાયે ચતુર છીએ—દુનિયામાં એવો કોઈ વિષય નથી, જેની ચર્ચા કરતાં અમે બીતા હોઈએ—નાસ્તિકતા, એનાર્કિઝમ, લગ્નસંસ્થા અને મૂડીનો નાશ, આવી બાબતોનું પણ સમર્થન કરનારાઓનો અમારા 'દોઢડાહ્યા મંડળ'માં અભાવ નથી. એટલે ટૂંકમાં હું એટલું કહી શકું છું કે અમારું આ જંગમ મંડળ કોઈ બાંધ્યા નિયમોને વશ નથી, એટલે એની સ્વતંત્રતા અબાધિત છે.'

શિરીષની વાત કરવાની રીત જોઈ શિશિર તેની તરફ ખેંચાયો હતો. તેણે કહ્યું: 'ઠીક તો! મને પણ તમે દોઢડાહ્યો ગણીને એક-

ભામાં સ્વીકારી લીધો એ જોઈ મને ખૂબ આનંદ થયો છે. બધા વખાણ કરી કરી મારામાં એવો ખ્યાલ પેદા કરતા હતા કે હું કેવળ કાળો છું, પરંતુ આપે બરાબર ઓળખી લીધો કે હું દાઢડાળો છું!'

શિરીષે હસીને કહ્યું: 'તો શુભસ્ય શિઘ્રમ્! કાલથી જ તમે આવજો.'

શિશિરે પૂછ્યું: 'કાલે મંડળ ક્યાં મળવાનું છે?'

શિરીષે કહ્યું: 'કાલે મારે ઘેર છે. કાલે તમે મારા મિત્ર તરીકે આવજો. મંડળમાં તમારી ઓળખાણ અપાઈ જાય, તે પછી બીજા અઠવાડિયાથી તમને નિમંત્રણપત્રિકા મળશે. મહિને ચાર આના ફીના આપવા પડે છે, ને જાહેર કરવું પડે છે કે મને કોઈએ બાંધ્યો નથી, હું તનથી મુક્ત છું, અને મનથી પણ મુક્ત છું...'

શિશિરે હસીને કહ્યું: 'અને ધનથી પણ મુક્ત છું.'

શિરીષે કહ્યું: 'હા, હા, દરેકે દરેક બાબતમાં દરેકે દરેક સ્થળે આપણે મુક્તિના હિમાયતી છીએ. આપણે મનની, વાણીની, અને કાર્યની સ્વતંત્રતા માગીએ છીએ! આપણે વિધિવિધાનો, આચારો ને પ્રણાલિકાઓને ધિક્કારીએ છીએ!'

આ માણસની વાત કરવાની સ્પષ્ટ રીત અને એનો મસ્ત આનંદી સ્વભાવ જોઈ શિશિરને લાગ્યું કે આ તો કોઈ મારો ઘણા વખતનો જૂનો મિત્ર છે!

શિરીષે ઊભા થતાં શિશિરનો હાથ પકડી કહ્યું: 'નમસ્તે!'

શિશિરે કંઈ પણ બોલ્યા વગર હસતે મોઢે તેમને વિદાય કર્યા. જતાં જતાં શૈલેન્દ્ર અને શિરીષે શિશિરને 'મંદિર' અને 'મુદ્રિકા'ના છેલ્લા વર્ષના અંકો ભેટ ધર્યા.

શિશિર કપડાં બદલી વિદ્યુતને ઘેર જવાનું કરતો હતો, એવામાં 'સુકાની'ના સંપાદક દક્ષિણા બાબુ કોઈ ગૃહસ્થને સાથે લઈને આવી પહોંચ્યા. શિશિર કોણ છે એ જાણી લઈ તેમણે કહ્યું: 'હું આપને ઓળખતો નથી, અને આપ પણ મને ઓળખતા નથી. પરંતુ આપણે એકબીજાને ઓળખીએ છીએ. હું 'સુકાની'નો સંપાદક છું!'

શિશિરે કહ્યું: 'ઓહ!'

દક્ષિણા બાબુએ બોલતા માંડયું: 'આપનો લેખ મળતાં 'સુકાની'ની શિકલ બદલાઈ ગઈ છે. કેટલાયે માણસો ઉત્સાહથી ગ્રાહક થવા લાગ્યા છે. આ મહિનાનો 'મુદ્રિકા'નો અંક જોયો? તેમાં આપના લેખનાં ખૂબ જ વખાણ થયાં છે—'મુદ્રિકા'ના સહાયક સંપાદક શિરીષ મૈત્રે પોતે તેની સમાલોચના લખી છે. એ સમાલોચના વાંચી ગ્રાહકો વધવા લાગ્યા છે.'

શિશિરે કહ્યું: 'ઓહ! શિરીષ બાબુ હમણાં જ અહીં આવ્યા હતા, પણ એમણે તો કશું કહ્યું નહિ! હા, 'મુદ્રિકા' આપી ગયા છે, પણ મેં હજી એ ઉઘાડયું નથી.'

આમ કહી શિશિરે ચાલુ મહિનાનો 'મુદ્રિકા'નો અંક લઈ, સમાલોચનાનું પાનું ખોળતાં ખોળતાં કહ્યું: 'આપની સૌની મારા પર ભારે કૃપા છે.'

દક્ષિણા બાબુએ કહ્યું: 'અમે આપની આગળ એક કૃપાયાચના કરવા આવ્યા છીએ. આ મારા મિત્ર છે—નામ શ્યામલાલ મુખોપાધ્યાય. મુખરજી બેનરજી ચેટરજીની કુંપનીની ચોપડીઓની દુકાન છે તે એમની છે. તેઓ આપની 'ચંપાકળી'ના પ્રકાશક થવા માગે છે. જો તમે રજા આપો તો 'સુકાની'માં છપાતાં છપાતાં જ તે છાપવામાં આવે, અને 'સુકાની'માં વાર્તા પૂરી થતાં જ તે પુસ્તકાકારે પણ બહાર પડી જાય. તમને તેઓ સેંકડે પચીસ ટકા

રૉયલ્ટી આપવા તૈયાર છે. કૉપીરાઈટ પણ લેવા તૈયાર છે. માણસ ખૂબ પ્રામાણિક અને વિશ્વાસપાત્ર છે. એમની સાથે કામ પાડવામાં તમારે જરાયે છેતરાવું નહિ પડે.'

શિશિરે કહ્યું: 'ઠીક, પણ હું તો આ ક્ષેત્રમાં હમણાં જ અને ઓચિંતાનો આવી પડ્યો છું. જે કંઈ નક્કી કરવું હોય તે આપ રજત બાબુની સાથે નક્કી કરી લેજો.'

'રજત બાબુને મેં કહ્યું હતું. પણ તેમણે કહ્યું કે પારકાની વાતમાં હું કંઈ ન જાણું! એમણે તમારી પાસે આવવાનું કહ્યું. તેથી અમે અહીં આવ્યા.'

રજતનો જવાબ સાંભળી શિશિરને બહુ આઘાત થયો. પરંતુ વખતે બહારના માણસોની આગળ પોતાનું દુઃખ પ્રગટ થઈ જાય એ બીકે તેણે કહ્યું: 'ઠીક, તો તમારી શરત હું કબૂલ રાખું છું, મને કંઈ વાંધો નથી.'

શ્યામે કહ્યું: 'આપને ચોપડીની કેટલી નકલો જોઈશે?'

શિશિરે જરા વિચાર કરીને કહ્યું: 'પચીસેક જોઈશે—મારા દોસ્તદારો કે ઓળખીતાઓ વધારે નથી. સમાલોચનાર્થે તો તમે જ મોકલશોને?'

શ્યામે કહ્યું: 'હા. તો નમસ્તે. હવે અમે જઈએ.'

શિશિર તેમને બારણા સુધી વળાવી આવ્યો.

શિશિર પાછો આવ્યો કે કાલિદાસે તેનો હાથ પકડી કહ્યું: 'મને તો આનંદથી નાચવાનું મન થઈ આવે છે, ભાઈ! આખુંયે ક્ષેત્ર તેં એકદમ કબજે કરી લીધું છે! પણ એક દિવસ મને જમાડવો પડશે, હોં!'

શિશિરે હસીને કહ્યું: 'ભલે! આજે રાતે જ—પણ બધી ગોઠવણ કરવાનો ભાર તારે ઉપાડવો પડશે. મારે હમણાં બહાર ગયા વગર ચાલે તેમ નથી.'

કાલિદાસે હસીને કહ્યું: 'શિશિરના ઊજળા હૃદય ઉપર વીજળી ચમકે છે! પણ આજે નહિ, તને ચોપડીના પૈસા મળે તે દિવસે જમણ આપજે.'

એટલામાં એક ચડ્ડી પહેરેલો માણસ આવી સલામ કરીને ઊભો રહ્યો.

શિશિરે પૂછ્યું: 'શું કામ છે?'

'જી, હું ચોપડીઓ બાંધનારો છું. હું રજત બાબુનું બધું કામ કરું છું. મને ખબર મળ્યા કે 'સુકાની' પ્રેસમાં આપની ચોપડી છપાવાની છે. તે બાંધવાનું કામ મને આપો તો મહેરબાની!'

શિશિરે હસીને કહ્યું: 'એ વિષે હું કશું જાણતો નથી. મુખરજી બેનરજી ચેટરજીની કુંપની તરફથી ચોપડી છપાય છે એટલે તેમને ખબર કે દક્ષિણા બાબુને ખબર."

'આપ જો મને કામ આપવાનું કહો તો મને જરૂર મળે.'

'ભલે, પણ હું તમને ઓળખતો નથી. રજત બાબુને પૂછી જોઈશ.' શિશિરે કહ્યું.

'હું એમની પાસે ગયો હતો, અને તેમણે જ મને આપની પાસે મોકલ્યો છે. તેમણે કહ્યું કે આ બાબતમાં હું કશું જાણતો નથી.'

'ઠીક, પણ હું એમને પૂછીને પછી તમને જવાબ દઈશ.'

'સાહેબજી!"

ચોપડીઓ બાંધનારાના ગયા પછી શિશિરે હસીને કહ્યું: 'પ્રખ્યાત થવાની જવાબદારી પણ ઓછી નથી.'

કાલિદાસે કહ્યું: 'મોટા થવાની સજા પણ ભોગવવી જ પડશે તો !'

શિશિરે ગંભીર બની કહ્યું: 'મને બહુ બીક લાગે છે બાપ, કે લાભને બદલે મને નુકસાન જ વધારે થશે.'

કાલિદાસે ઉત્સુક બની પૂછ્યું: 'શાથી ?'

શિશિરે કહ્યું: 'રજત ઇર્ષ્યાળુ બની જુદો પડી જતો લાગે છે.'

કાલિદાસે શિશિરની શંકાને હસીને ઉડાવી દેતાં કહ્યું: 'ગાંડો થયો કોઈ ! તારી આ સફળતા જોઈ રજતને સૌથી વધારે આનંદ થાય છે, પણ તું એ સમજી શકતો નથી. તું શું તને એવો મોટો બની ગયો ધારે છે કે રજતના જેવો નામાંકિત લેખક તારી ઇર્ષ્યા કરે ?'

કાલિદાસે શિશિરને ઉતારી પાડયો, તેથી ખિન્ન થવાને બદલે શિશિર ઊલટાનો વધારે ખુશ થયો. તેને થયું: હાશ, રજત વિષેની મારી ધારણા બિલકુલ ખોટી ઠરી તે સારું થયું ! વિદ્યુતના કહેવાથી એના મનમાં આ ધારણા પેદા થઇ હતી, એટલે એકદમ દોડતા જઈને વિદ્યુતની સાથે ઝઘડો કરવા તે અધીરો બની ગયો.

તે તરત વિદ્યુતના ઘેર જવા નીકળી પડયો.

: ૧૭ :

એક પછી એક મુલાકાતીઓના આવવાથી શિશિરને બહુ મોડું થઇ ગયું હતું. તે વિદ્યુતને ઘેર પહોંચ્યો ત્યારે સાંજ પડી ગઈ હતી. ઉપર જઈને ક્ષણપ્રભાના ઓરડામાં પગ દેતાં જ એ ચમકીને ઊભો રહી ગયો. તે વખતે ક્ષણપ્રભા એક મોટા આયનાની સામે ઊભી ઊભી પોતાના રૂપનું પ્રતિબિંબ જોઈને હસતી હતી— એ હાસ્યમાં અને એના મોંના રંગઢંગમાં કોઈ ઉગ્ર લાલસા અને વિલાસિતા તરવરતી હતી. આયનામાં શિશિરના લજ્જિત લાલ મુખની છાયા પડતાં જ ક્ષણપ્રભાએ એકદમ માથા પર ઘૂમટો ખેંચ્યો, અને મોંઢી પડી તેની સામે જોઇ કહ્યું: ' આવ શિશિર ! વિદ્યુત હમણાં જ બહાર ગઈ. તને આવતાં મોડું થયું, તેથી એ સમજી કે રજત બાબુને ઘેર તું રોકાઈ ગયો હોઈશ. તેથી એ ત્યાં ગઇ છે. તને કેમ આટલું મોડું થયું ?

શિશિરે કહ્યું: ' કેટલાક માણસો ઘેર મળવા આવ્યા હતા, તેથી મારાથી વખતસર નીકળાયું નહિ. ઠીક, તો હું જાઉં છું.'

ક્ષણપ્રભાએ કહ્યું: ' રજતને ઘેર જા, ત્યાં તને વિદ્યુત મળ્યા વગર નહિ રહે.'

માને મોઢે આવા શબ્દો સાંભળીને શિશિરને બહુ ખરાબ લાગ્યું. આગળ કંઈ પણ બોલ્યા વગર તે નીચે ઊતરી પડ્યો.

રસ્તા પર આવીને તેણે નક્કી કર્યું કે આજે રજતને ઘેર નથી જવું, પરંતુ શ્યામબજારથી ચાલતાં બીડન સ્ટ્રીટના નાકા આગળ પહોંચતાં તો તેનું મન તેને ડાબી તરફ ખેંચવા લાગ્યું, અને એમ કરતાં છેવટે તે હરીતકી બાગમાં રજતને ઘેર જઈને જ ઊભો રહ્યો. તે દરવાજામાં પગ મૂકે છે એટલામાં જ વિદ્યુતની ગાડી પણ ત્યાં આવી પહોંચી.

ગાડીમાંથી ઊતરતાં જ વિદ્યુતે કહ્યું: 'તમને શોધતી હું અહીં આવી છું.'

શિશિરે પણ હસીને કહ્યું: 'હું પણ તમારે ઘેર જઈને અહીં ચાલ્યો આવું છું.'

વિદ્યુતે આગ્રહ કરીને કહ્યું: 'તો ચાલો પાછા આ જ ગાડીમાં!'

શિશિરે હસીને કહ્યું: 'કોઈના ઘરના બારણામાંથી પાછા વળી જવું એ ઠીક કહેવાય?'

વિદ્યુતને આ ખ્યાલ પણ નહોતો આવ્યો. શિશિરને લઈ જવાના ઉત્સાહમાં તેણે બોલી નાખ્યું હતું. પણ હવે શિશિરના શબ્દો સાંભળી તેને ભાન આવ્યું એટલે તેનું મોં લજ્જાથી લાલ થઈ ગયું. આગળ કંઈ પણ બોલ્યા વગર તે ઘરમાં દાખલ થઈ. શિશિર પણ તેના પાછળ પાછળ ઘરમાં ગયો.

ઓરડામાં સુનયની, રજત અને સંધ્યા બેઠાં હતાં.

શિશિર અને વિદ્યુતને એક સાથે આવતાં જોઈ સંધ્યાએ હસીને કહ્યું: 'વાહ! કેવાં જોડાજોડ ચાલે છે!'

વિદ્યુતે એકદમ આગળ ધસી આવી સંધ્યાને લાડમાં એક ટપલી મારી દીધી. સંધ્યાએ હસીને કહ્યું : 'ઠાકુરપો, આ મહિનાનો 'મુદ્રિકા' નો અંક જોયો ? તમે તો લોકોને ઠીક છેતરવા માંડ્યા છે હોં ! પણ અમારી આગળ તમારી ઠગાઈ ખુલ્લી પડી ગઈ છે તો !'

સંધ્યા શું કહેવા માગે છે તેની શિશિરને કંઈ સમજ ન પડવાથી તેણે હસીને કહ્યું: ' કેવી રીતે ? '

સંધ્યાએ હસતાં હસતાં કહ્યું: ' મુદ્રિકા ' માં છપાયેલો લેખ બધો તમારો લખેલો નથી, છતાં વખાણ બધે તમારાં થાય છે !'

શિશિરે નવાઈ પામી કહ્યું: ' તમને કોણે કહ્યું કે એ લેખ મારો લખેલો નથી ? '

સંધ્યા મોં પર એવો ને એવો વિનોદનો ભાવ રાખી હાસ્ય રેલાવીને બોલી: ' તમારા સહાયકે, તમારા મણેરી—પ્રૂફ જોતી વખતે જેણે તમારો લેખ આખો કાપકૂપ ને સુધારાવધારો કરી ફેરવી નાખ્યો છે તેણે, તમારા મિત્રે ! '

આમ કહી સંધ્યાએ રજતની સામે નજર કરી.

શિશિર પળવાર ચૂપ થઈ ગયો, પણ પછી રજતના નૂર વગરના મોં સામે નજર પડતાં જ, તેણે સંધ્યાની સામે જોઈ હસીને કહ્યું: ' ઓહ ! રજતે બધો ભેદ ખોલી નાખ્યો લાગે છે ! મેં કેટ-કેટલી ના કહી, મંત્ર છૂપો રાખવાનું કહ્યું, પણ બધું ખલાસ ! હવે તમને ખબર પડી ગઈ છે તો મારે છુપાવીને શું કામ છે !— જાણો છો ભાભી, એ ' ચંપાકળી ' નું મથાળું અને મારું નામ— આ બે સિવાય અંદરના લખાણનો પંદર આની ભાગ રજતે પોતે લખેલો છે. મેં તો એને ઘણું કહ્યું કે એમાં મારી કશી મહેનત નથી, તો પછી એ તારા જ નામે છપાવને ! પણ એ સાંભળે તોને !

કહે કે શરૂઆત તો તેં કરેલી છેને! પછી મેં બે જણનાં નામ મૂક-
વાનું કહ્યું, ત્યારે મને ધમકાવીને તેણે વાત ઉડાવી દીધી. કહે, મારે
બધાને ચમકાવવા છે! પણ જુઓ, ચોરી કેટલા દિવસ ઢાંકી રહેવાની?
1 તમારી આગળ હું પકડાઈ ગયો, વિદ્યુતને પણ ખબર પડી, અને
षट्कर्णो भिद्यते मंत्रः—કાલે બધાં જાણશે. તે વખતે શરમથી હું
મોં નહિ દેખાડી શકું!'

સંધ્યાએ ગંભીર બની એને દિલાસો દેતાં કહ્યું: 'ના, ના,
આપણે ઘરનાં માણસો સિવાય બહાર કોઈને કેવી રીતે ખબર
પડવાની છે?'

રજત ધીરેથી ઊઠીને ઓરડામાંથી બહાર નીકળી ગયો.

સુનયની પુત્રનો મિત્રપ્રેમ જોઈ હરખઘેલી થઈ બોલી: 'એમાં
થઈ શું ગયું, શિશિર! તું શું રજતને મન પરાયો છે?'

શિશિરે મ્લાન મુખે સુનયનીની સામે જોઈ કહ્યું: 'હું એ કશાં
નથી જાણતો, મા!'

સંધ્યાએ હસીને કહ્યું: 'બીજી પણ એક ગમત થઈ છે, જાણો
છો? એમણે 'સંગ્રહ' ની માસિક સાહિત્યસમાલોચનામાં 'સુકાની'-
ની સમાલોચના લખી છે, અને તેમાં પોતાના લેખની અને તમારા
નામે છપાયેલા પોતાના લેખની, એ બે લેખોની એવી સખત ઝાટકણી
કાઢી છે કે શું વાત કરું! વાંચતાં જ વાચકને થઈ જાય કે આ
વિવેચક કેવળ ઇર્ષ્યાને લીધે કમર કસીને નિંદા કરવા બેઠો છે! અને
પરિણામે એનું મન આપોઆપ લેખક પ્રત્યે સહાનુભૂતિથી ભરાઈ જાય!
લોકોને છેતરવાની કેવી અજબ યુક્તિ!'

શિશિર અંતરની તીવ્ર વેદના છુપાવી, હસીને બોલ્યો: 'રજતને
આવી યુક્તિઓ લડાવતાં પણ આવડે છે! મને પ્રખ્યાત કરી મૂક્યા
વગર એ જંપીને બેસે એવું લાગતું નથી!'

સુનયનીએ કહ્યું: ' એનું તો એ કર્તવ્ય છે, બાબા ! એ પોતે પ્રખ્યાત થયો છે, અને હવે પોતાના ભાઈને પણ પ્રખ્યાત કરવા માગે છે. '

વિદ્યુત છાની માની બેસી રહી હતી. ભય, લજ્જા, વેદના અને શોકથી તે થંભી ગઈ હતી. શિશિર ધરમૂળથી જૂઠી વાત બનાવી કાઢીને કહે છે એવું તે સ્પષ્ટ સમજી ગઇ હતી. આ જૂઠાણાનો પડદો ચીરીને જો રજતની ઇર્ષ્યા નગ્ન સ્વરૂપમાં બહાર પડી જાય તો સુનયની અને સંધ્યાને કેટલું દુઃખ થાય, અને પોતાની મા અને પત્નીની આગળ રજત કેટલો તિરસ્કારપાત્ર બની જાય, તેનો વિચાર કરતાં વિદ્યુતનું મન અસ્વસ્થ બની ગયું હતું. તે ચટ દઈને ઊભી થઈ જઈ બોલી: ' મારું શરીર ઠીક નથી, હું ઘેર જાઉં છું. '

સુનયનીએ ગભરાઈને તેના ઉદાસ મોં સામે જોઇ કહ્યું: ' શું થયું, હેં ! '

વિદ્યુતે કહ્યું: ' માથું બહુ દુખે છે અને છાતીમાં કંઇ કંઇ થાય છે. મને આવું ઘણીવાર થાય છે. '

સ્નેહથી તેના શરીર પર હાથ મૂકી સંધ્યાએ કોમળસ્વરે કહ્યું: ' અહીં જરા સૂઇ રહે ! કંઈક ઠીક થાય, પછી ઘેર જજે ! '

' ના, હું જાઉં છું. ' કહી વિદ્યુત ઘરમાંથી બહાર નીકળી ગઇ.

શિશિર વિદ્યુતની તબિયત સારી નથી એવું સાંભળી મનમાં મનમાં બહુ વિહ્વળ બની ગયો હતો, પણ આવી જગાએ વિહ્વળતા બતાવવી અજુગતી છે એમ સમજી તે ચુપચુપ ઊભો હતો.

વિદ્યુતને એકલી જતી જોઈ તેની વ્યાકુળતા ખૂબ જ વધી રહી હતી. પરંતુ શરમથી તે તેની સાથે પણ જઈ શકતો નહોતો. આવી હાલતમાં તેની વહારે ધાઇ સુનયની. તેણે એકદમ કહ્યું: ' અરે

શિશિર, વિદ્યુતની સાથે જા, એને ઘેર પહોંચાડી આવ ! એનું શરીર સારૂં નથી. એવે વખતે એ એકલી જાય એ ઠીક નથી.'

હુકમ થતાં જ શિશિર દોડ્યો.

સુનયનીએ સંધ્યાને કહ્યું: 'છોકરીને કદાચ માનો રોગ થયો હશે—હાર્ટ ડિસિઝ કંઈ સાધારણ રોગ નથી.'

પોતાની ગોઠણને આવી માંદગી લાગુ પડવાનો સંભવ જોઈ દુ:ખી થઈ, સંધ્યાએ સાસુની સામે જોઈ કહ્યું: ' કદાચ ગરમીને લીધે પણ એને એવું થતું હોય !' પણ તરત જ પાછી તે હસીને બોલી: 'શિશિર ઠાકુરપોને લઈને ભાગવાની યુક્તિ પણ હોય !'

સુનયની વહુનું બોલવું સાંભળી હસવા લાગી.

ગાડીમાં બેઠા પછી વિદ્યુતે શિશિરને કહ્યું: ' આમ જૂઠું બોલીને મિત્રનું ક્યાં લગી રક્ષણ કરી શકશો ?'

વિદ્યુતની બુદ્ધિ અને વિચક્ષણતા જોઈ શિશિરે મનમાં મનમાં ખુશ થઈ કહ્યું: 'જૂઠું શું બોલ્યો ?'

વિદ્યુતે શબ્દો પર ભાર દઈને કહ્યું: ' મારાથી પણ તમારે છુપાવવું છે ? મને શું રજત બાબુની શૈલીની ખબર નથી ? 'ચંપાકળી' માં એક અક્ષરે રજત બાબુનો લખેલો નથી. આવું લખતાં આવડતું હોત તો તેમને કશું ન લાગત, પણ નથી આવડતું તેથી તો ખૂબ્યાં કરે છે !'

શિશિરે નીચું જોઈ નિ:શ્વાસ નાખી કહ્યું: ' શી ખબર ક્યા ખરાબ ચોઘડિયે મારા લેખોનો થોકડો રજતના હાથમાં આવ્યો ! હવે તો એ અટકાવવાનો કોઈ રસ્તો નથી ! આજે તો પાછા 'સંગ્રહ' 'મુદ્રિકા' અને ' મંદિર ' વાળા પણ આવીને લેખો લઈ ગયા છે.'

વિદ્યુત આનંદમાં આવી બોલી ઊઠી: 'મુદ્રિકા' વાળા પણ લઈ ગયા છે? બહુ સરસ! એની સાથે તો રજત બાબુને બોલવા વહેવાર પણ નથી. હવે કેવી રીતે કહેશે કે મેં 'મુદ્રિકા' નાં પ્રૂફ જોતી વખતે બધું સુધારી નાખ્યું છે!'

શિશિરે જરા વિચારમાં પડી કહ્યું: 'હું પ્રૂફ મગાવી લઈશ; મને જોતાં આવડતું નથી, એટલે રજતની પાસે જોવડાવીશ.'

વિદ્યુત શિશિરની મોટાઈ જોઈ આભી બની, તેના મોં સામે જોઈ રહી.

ગાડી જોરથી દોડી રહી હતી, પરંતુ અંદર બેઠેલાં બંને ચૂપ હતાં.

: ૧૮ :

બીજે દિવસે કોલેજમાં જતાં જ ખગેન મેલું ધોતિયું અને મેંદો જામો પહેરીને શિશિરની અડોઅડ ઊભો રહી, પોતાના સ્વભાવ પ્રમાણે બૂમ પાડીને બોલ્યો: 'રજત બાબુએ તો તને એક રાતમાં પ્રખ્યાત કરી-નાખ્યો !'

શિશિરે હસીને કહ્યું: 'રજતનું ચાલે તો મને રાજા બનાવી દે! પહેલે જ દિવસે એનું ઓળખાણ થતાં હું એ સમજી ગયો છું !'

ખગેને મુરબ્બીની અદાથી કહ્યું: 'રજત બાબુમાં કેવી અજબ શક્તિ છે ! પોતાની શૈલીની કોઈને ખબરે ન પડે એવી રીતે, અને તમારી શૈલીમાં ભળી જાય એવી રીતે તમારો લેખ સુધારી નાખ્યો !'

શિશિરે હસીને કહ્યું: 'એથી જ રજતની આટલી પ્રખ્યાતિ છે. એનામાં ગજબ શક્તિ છે !'

રજત ત્યાંથી આઘો ખસી ગયો. ખગેને ગળગળા થઈ જઈને કહ્યું: 'રજત બાબુને આત્મપ્રશંસા સાંભળવી ગમતી નથી.'

કાલિદાસ આભો બની અત્યાર સુધી ખગેન અને શિશિરની વાતચીત સાંભળતો હતો. તેણે કહ્યું: 'તને કોણે કહ્યું કે 'ચંપાકળી' માં રજતની કલમ છે? શું એ સાચી વાત છે, શિશિર?'

શિશિર કંઈ બોલે તે પહેલાં જ ખગેન એકદમ બોલી ઊઠ્યો: 'શિશિર બાબુ ઋણનો સ્વીકાર કરે એવું માનશો નહિ! રજત બાબુ બિચારા બહુ દુ:ખી થઈને કહેતા હતા કે હું શિશિરને ખાવાનું આપું છું, પહેરવાનું આપું છું, છાત્રાલયના ઘરવાળાએ ભાડું ઓછું કર્યું છે એમ કહીને છૂપી રીતે એની ઓરડીનું ભાડું ચૂકવું છું, એનું નામ થાય એટલા વાસ્તે જાતે નવલકથા લખીને એના નામે છપાવું છું, પણ શિશિર એવો નિમકહરામ છે કે કદી કશાનો જાહેર સ્વીકાર કરતો નથી. રજત બાબુને મોંએ જ અમે આ બધું સાંભળ્યું છે!'

માથે વજ્ર પડ્યું હોય તેમ શિશિરે સ્તબ્ધ બની કાલિદાસની સામે જોયું. કાલિદાસે શિશિરના મન ઉપર થયેલા આઘાતને રૂઝવવા ધીરેથી કહ્યું: 'બધું જૂઠું છે! આટલી બધી નોટો સુધારીને ફરીથી લખવાનો રજતને વખત ક્યાંથી મળ્યો? ભૂધર બાબુ પોતે અમારા છાત્રાલયમાં આવીને શિશિરનાં વખાણ કરતા હતા તે મેં કાનોકાન સાંભળ્યું છે!'

ખગેને કહ્યું: 'હવે ભૂધર કૂધરની વાત જવા દોને. સંપાદકો તો રથની ધજા જેવા છે—પોતે કશું કરે નહિ, પણ સૌની ઉપર બેસીને પોતે રુવાબ કરે, અને સૌના પહેલાં લોકોની નજરે ચડે! ભૂધર બાબુએ જોયું કે શિશિર ચક્રવર્તી પ્રખ્યાત થયો છે, એટલે તરત પોતાનું કામ પકવવા તેમણે એની પ્રશંસા કરવા માંડી. પોતાના છાપામાં જેનો લેખ છપાય તે સારામાં સારો લેખક!'

કાલિદાસે કહ્યું: 'પણ લેખ તો પહેલો 'સુકાની' માં પ્રગટ

થયો છે, અને 'સુકાની'વાળો લેખ વખાણવાલાયક લાગ્યો ત્યાર-પછી જ તેમણે પોતાના છાપામાં લેખ છાપવા લીધો. નહિ તો એ લેખ ક્યારનો યે એમણે વાંચ્યા વગર નાખી મૂક્યો હતો!'

ખગેને મોટેથી હસીને કહ્યું: 'સુકાની' માં છપાયેલો લેખ કેવો વખાણવાલાયક છે તે આ મહિનાનું 'સંગ્રહ' બહાર પડશે ત્યારે ખબર પડશે!'

શિશિરને સંધ્યાના શબ્દો યાદ આવ્યા. કડવી ટીકાનાં એ તીક્ષ્ણ બાણ સનનન કરતાં આવી રહ્યાં છે, અને શિખંડીની પાછળ છુપાયેલા અર્જુનનાં બાણથી જેમ ભીષ્મ ઘવાયા હતા, સુગ્રીવની પાછળ છુપાયેલા રામચંદ્રનાં બાણથી જેમ વાલી ઘવાયો હતો, તેમ 'સંગ્રહ'ની પાછળથી આવતાં રજતનાં બાણ પોતાને ઘાયલ કરશે એવું તેને લાગવા માંડ્યું હતું. હજી પણ વધારે અપ્રિય વેણ સાંભળવાં પડશે એ બીકે તે ત્યાંથી જતો રહ્યો.

કાલિદાસ પણ ખગેનના બોલવાના ઢંગ જોઈ, ખિજાઈને ત્યાંથી ખસી ગયો. વનમાલી હા હા હા હા કરી ખગેનની સાથે હસવા લાગ્યો. રજતે વનમાલીને રાજશાહી કૉલેજમાંથી બદલાવી કલકત્તામાં આણ્યો હતો, અને હવે તેના ભણવાનો ખરચો તે આપતો હતો.

કૉલેજમાંથી છાત્રાલયમાં જતાં જ શિશિરે રડું રડું સ્વરે કાલિદાસને કહ્યું: 'રજત મને અનેક રીતે મદદ કરી રહ્યો છે. તે હું કબૂલ કરું છું, પણ તું જ કહે, હું કદી પણ એની પાસે મદદની

ભીખ માગવા ગયો હતો! સ્નેહના નામે દબાણ કરીને તે મારી પાસે દાન લેવડાવે છે એમ સમજીને હું તે સ્વીકારતો હતો—અને તે ય પણ મેં મફતમાં લીધું નથી. એના બદલામાં શું મેં એને કશું નથી આપ્યું?'

કાલિદાસે કહ્યું: 'રજત એવું કદી બોલે નહિ. મને તો એ બધા ખગેનના બળાપા લાગે છે. તું એવું કશું કાને ધરતો નહિ!'

શિશિરે ક્રુદ્ધ સ્વરે કહ્યું: 'ગમે તેમ કહો, ભાઈ! પણ જ્યારે વાત જાગી છે ત્યારે હું કોઈને કશું કહેવા બારી મળે એવું નહિ રાખું!'

શિશિરે પોતાની પથારીમાં બેસીને કાગળ લખવા માંડ્યો. જે માસિકપત્રવાળાઓ તેના લેખો લઈ ગયા હતા તે દરેકને તેણે કાગળ લખી નાખ્યો કે હવે પછી મારો એક પણ લેખ ન છાપવાનો મારો ખાસ આગ્રહ છે. મુખરજી બેનરજી ચેટરજીની કુંપનીને પણ લખી નાખ્યું કે ચોપડી છપાવવાની નથી.

તે પછી તે ઘરમાંથી બહાર નીકળી પડ્યો.

પહેલાં તે વિદ્યુતને ઘેર ગયો. આજે વિદ્યુત ઘેર નહિ હોય એવું તે જાણતો હતો, છતાં કદાચ હોય તો એ એને કહેવા ગયો કે મારા જામાનું માપ ભલે લીધું, પણ જામો બનાવવાનો નથી. વિદ્યુત નહિ માને તો એની માને કહેતો આવીશ એવું તેના મનમાં હતું. તેણે નિર્ણય કર્યો હતો કે હવે કદી પણ હું કોઈની યે આગળ હાથ લાંબો નહિ કરું!

વિદ્યુતને ઘેર જઈને જોયું તો વિદ્યુત પણ નહોતી અને ક્ષણપ્રભા પણ નહોતી; માત્ર એમનો નોકર ઘરમાં હતો. ક્ષણપ્રભા ક્યાં

હશે એમ પૂછતાં નોકરે જવાબ દીધો: 'દૂસરા જાયગામેં ગિયે હૈં, શનિચરકો સવેરે આયેંગે.'

શિશિર ત્યાંથી પાછો ફર્યો. રસ્તામાં બહુ વાર સુધી ઊભા રહી તેણે વિચાર કર્યો કે રજતને ઘેર જવું કે નહિ! છેવટે અન્યમનસ્કભાવે, કંઈ પણ સાફ નિર્ણય ન કરી શકવા છતાં, માત્ર ટેવને લીધે તે રજતના ઘર તરફ વળ્યો.

રજતના ઘરમાં તે સીધો સંધ્યા કે સુનયની પાસે પહોંચી જતો; પરંતુ આજે તેણે રજતના બેઠકખંડમાં પ્રવેશ કર્યો. ત્યાં ખગેન, વનમાલી, હેમ અને પૂર્ણ વગેરે બેઠા બેઠા કંઇ વાતો કરતા હતા ને ખડખડ હસતા હતા. શિશિરને આવતો જોઈ બધા એકદમ ચૂપ થઇ ગયા, પરંતુ તેમના ચહેરા પરનું હાસ્ય તેમનું તેમ રહ્યું.

શિશિરે ખંડમાં પગ દેતાં જ, લાગલું કહ્યું: 'ભાઈ રજત, તું મહિને મહિને મારી ઓરડીનું ભાડું આપે છે તેની મને ખબર નહોતી...'

ખગેને પૂર્ણના કાનમાં કહ્યું: 'ખબર નહોતી! ખરો નફ્ટ!'

શબ્દો શિશિરના કાને પહોંચ્યા, પણ એ લોકો તરફ ધ્યાન આપ્યા વગર તેણે રજતને જ કહેવા માંડ્યું: 'હવે ઘરવાળાને રૂશ્વત આપશો નહિ, કારણકે હું એ જગા છોડીને જાઉં છું......'

ખગેને આંખો મીચકાવી, ફરી આડું જોઈ, ધીરેથી પણ શિશિર સાંભળે એ રીતે કહ્યું: 'વિદ્યુતસુન્દરીને ઘેર ને?'

એ લોકોની પરવા કર્યા વગર જ શિશિર પોતાની વાત કરતો રહ્યો: 'અને વનમાલીને તમે પૈસા આપશો નહિ—'

વનમાલી વચમાં બોલી ઊઠ્યો: 'કેમ ભાઈ, મારો શો ગુનો થયો છે?'

શિશિરે દઢ ગંભીર સ્વરે કહ્યું: 'ગુનો તારો નથી થયો, પણ મારો થયો છે. મારે લીધે રજત તને રુપિયા આપે છે, પણ હજી મારે એની પાસેથી કેટલું લેવું? લીધું એટલું થોડું છે? તું રાજ-શાહી પાછો જતો રહે! હું પહેલાં મોકલતો, તેમ તને ત્યાં મહિને દશ રુપિયા મોકલતો રહીશ '

વનમાળી આટલા દિવસ આ દશ રુપિયાની મદદને મોટી મદદ સમજી શિશિરનો અનહદ ઉપકાર સમજતો હતો. એને કલકત્તામાં આવે હજી તો એક જ મહિનો થયો હતો, પણ એટલા વખતમાં રજતે ઉદાર હાથે એને મદદ કરી હતી. તેથી તેના મનની મુરાદ વધી ગઇ હતી, અને તેનો સ્વભાવ બદલાઈ ગયો હતો. શિશિરના શબ્દો સાંભળી ગભરાઈને તેણે રજતના મોં સામે જોયું. તેણે જોયું તો શિશિરના શબ્દોથી ગુસ્સે ન થતાં રજત મરક મરક હસતો હતો. એ જોઈને કોણ જાણે કેવી રીતે વનમાળીમાં હિંમત આવી. તેણે બોલી નાખ્યું: 'તમારી મહેરબાની હવે મારે નથી જોઇતી! દશ રુપિયા પણ નહિ આપો તો ચાલશે. બહુ મોટી રકમ આપતા હતા ખરાને, તે પાછા મહેણું મારવા નીકળ્યા છો!'

વનમાળીનું બોલવું સાંભળી શિશિર સ્તબ્ધ બની ગયો. પળવાર તેના મોં સામે તાકીને જોઈ રહ્યા પછી તેણે દીર્ઘ નિ:શ્વાસ નાખી કહ્યું: 'ભલે, તો તેં મને આ ઋણમાંથી મુક્ત કર્યો! જો ભાઈ રજત, જે છાપાંવાળાઓ મારા લેખો લઇ ગયા છે તે બધાઓને મેં તે છાપવાની મના લખી નાખી છે. હું એ બધાની ઑફિસોમાં પણ જવાનો છું. તું પણ જરા મદદ કર, જેથી એ લોકો કોઈ કશું છાપે નહિ......'

હવે રજત બોલ્યો. તેણે હસીને કહ્યું: 'હા, એટલે લોકો સમજે કે રજત રાયથી શિશિર ચક્રવર્તીની ખ્યાતિ વધે તે જોવાતું

નથી, તેથી સંપાદકોને ફોડવાનું કરતા ફરે છે. હું તો એ લોકો તારા લેખો પાછા ન આપે એવું જ કરવાનો !'

શિશિરે હતાશાનું મ્લાન હાસ્ય કરીને કહ્યું : ' તું મારા પર ઋણનો બોજો વધારતો જ જવાનો !'

શિશિર ધીરે ધીરે ઓરડામાંથી બહાર આવી, ઓસરીમાં ઊભો રહીને વિચાર કરવા લાગ્યો કે અંતઃપુરમાં જવું કે નહિ ! ઘડીભર તેને થયું કે આ લોકોની સાથેનો તમામ સંબંધ ખતમ કરી નાખીને હમણાં ને હમણાં બહાર જતો રહું. પરંતુ સુનયની અને સંધ્યાને આમ એકદમ છોડીને જતા રહેતાં એનો જીવ ચાલતો નહોતો— એનું હૈયું રડતું હતું. તે હળવે પગલે અંતઃપુરમાં ગયો.

તેનું ઊતરેલું મ્લાન મોં જોઈ સંધ્યા બોલી ઊઠી: ' ઠાકુરપો, તમારી તબિયત ઠીક નથી કે શું ?'

શિશિરે ખિન્ન હાસ્ય કરીને તેને આશ્વાસન આપવાનો પ્રયાસ કરતાં કહ્યું : ' ઠીક છે, ભાભી !'

સુનયનીએ સંધ્યાને કહ્યું: ' તું મૂરખ થઈ કે શું ! કૉલેજમાંથી સીધો આવે છે, એટલે ભૂખથી મોં સુકાયેલું દેખાય છે. આવ, બાબા, ખાવા બેસ !'

શિશિરની આંખો ભીની થઈ આવી. તેણે કહ્યું: ' હવે હું નથી ખાવાનો, મા ! ચાલો, ભાભી ! ભણવા ચાલો !'

શિશિરનો મુખભાવ જોઈ સુનયની સમજી ગઈ કે કંઈક બન્યું છે. તેણે પાસે આવી શિશિરના ખભા પર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું : ' શું થયું છે, શિશિર ?'

એવામાં રજત પણ ઘરમાં આવી ઊભો. એને જોઇને સુનયનીએ

પૂછ્યું: 'અરે રજત, શું થયું છે તે શિશિર ખાવાની ના કહે છે?'

રજતે કહ્યું: 'શું થયું છે? હું તો કશું જાણતો નથી!'

સુનયનીએ ફરી શિશિરની સામે જોઈ કહ્યું: 'શું થયું છે? મને નહિ કહે, બાબા?'

શિશિરે મ્લાન મુખે રજતની સામે જોયું. પછી નીચું મોં કરી તે બોલ્યો: 'કૉલેજના છોકરાઓ મારી મશ્કરી કરીને કહેતા હતા કે રજત મને ખાવાનું આપે છે, પહેરવાનું આપે છે, ઘરનું ભાડું આપે છે.........!'

સુનયનીએ ગુસ્સે થઈ, અંગાર ઝરતી આંખે રજતની સામે જોઈ કઠોર સ્વરે પૂછ્યું: 'રજત, છોકરાઓ આવું બોલે એનું કંઇ કારણ?'

રજતે હસીને કહ્યું: 'તું ખાલી ગુસ્સે થાય છે, મા! લોકો બોલે એમાં આપણે શું કરી શકીએ?'

સુનયનીએ તેવા જ તીવ્ર સ્વરે પૂછ્યું: 'ઘરભાડાની વાતની તેમને કેવી રીતે ખબર પડી?'

રજતે જાણે કશું જાણતો ન હોય તેવી રીતે કહ્યું: 'છાત્રાલયના કોઈ છોકરાએ કહ્યું હશે!'

સુનયનીએ તીવ્ર દૃષ્ટિ કરી પુત્રની સામે જોઈ, શિશિરના હાથ પોતાના હાથમાં લઈ કહ્યું: 'ભાઈ શિશિર, તારા તેજસ્વી ત્યાગનું અને તેં સ્વેચ્છાએ અપનાવેલી દરિદ્રતાનું અમે ધનના મદમાં, સ્નેહને નામે અપમાન કર્યું છે. તું અમને ક્ષમા કર.........'

શિશિર સુનયનીના પગમાં પડી બોલ્યો: 'આ શું, મા, આ શું! હું તો તમારો દીકરો છું!'

રજત વાત બગડી ગઇ જોઈ ત્યાંથી છટકી ગયો.

સુનયનીએ નીચાં નમી શિશિરને પગ ઉપરથી ઉઠાડીને કહ્યું: ' હું તારી મા છું, એનો મને ગર્વ છે. એટલે તને હલકો પાડવામાં મારે જ હલકા પડવાનું થાય છે. પરંતુ તું અમારો સંબંધ એકદમ છોડી દેતો નહિ.'

શિશિરે કહ્યું: ' ના, મા, હું રોજ ભાભીને ભણાવવા આવીશ.'

સુનયનીએ કહ્યું: ' તારી પાસેથી અમે કેવળ લેશું, પણ તને કશું દેશું નહિ. અમે પૈસાદાર છીએ, અમને માત્ર લેતાં જ આવડે છે!'

શિશિરે હસીને કહ્યું: ' તમારી પાસેથી મને જે મળ્યું છે, મા, તે આ ચામડાના જોડા સિવડાવું તોયે હું નહિ વાળી શકું!'

સુનયની ખૂબ ગંભીર બની ત્યાંથી જતી રહી—તેની આંખોમાં આંસુ ભરાઈ આવ્યાં હતાં.

સુનયનીની આ ન્યાયપરાયણતા અને ગરીબાઈ તરફની માનબુદ્ધિ જોઈ શિશિરનું હૃદય ભક્તિભાવથી ભરાઈ ગયું. તમામ ક્ષોભ ભૂલી જઈને પ્રસન્ન હાસ્ય કરી તેણે સંધ્યાને કહ્યું: ' ચાલો, ભાભી, ભણવા!

લજ્જા અને ક્ષોભથી સંધ્યા મરું મરું થઇ ગઇ હતી. તે ધીરે ધીરે પોતાના ઓરડામાં જઈને ચોપડી લઇને બેઠી. પરંતુ હમેશની પેઠે આજે ભણવામાં તેનું મન લાગ્યું નહિ. હમેશનો હાસ્ય વિનોદ આજે જતો રહ્યો હતો—આજે શિશિર માસ્તર હતો અને સંધ્યા શિષ્ય હતી; શિશિર વક્તા હતો, ને સંધ્યા કેવળ શ્રોત્રી હતી. આ સિવાય બન્ને વચ્ચે બીજો કોઈ સંબંધ ન હતો.

: ૧૯ :

શિશિર નિયમિત સંધ્યાને ભણાવવા આવતો હતો, પરંતુ સુનયની કે સંધ્યા બેમાંથી કોઈ તેને હવે ખાવાનો આગ્રહ કરતું નહિ. રજત ચોરની પેઠે આવી, એકલો એકલો જમીને, બેઠકખંડમાં દોડી જતો, કે ક્યાંક બહાર ફરવા નીકળી જતો. એની માનો અને ઓનો સ્વભાવ એવો ગંભીર બની ગયો હતો કે તેનાથી ટકાતું નહોતું. શિશિરને મોં દેખાડવાનું તો એને માટે એથીયે વધારે અઘરું બની ગયું હતું.

રજતની આવી વર્તણૂક જોઈ સુનયની અને સંધ્યા બંનેને એવું લાગ્યું હતું કે શિશિરનું અપમાન કરવામાં રજતનો પણ હાથ છે. તેથી રજતની આગળ શિશિર વિષે કંઈ પણ વાત કાઢતાં તેમને સંકોચ થતો હતો, અને મનની વાત મનમાં દબાવી રાખવી પડતી હતી. તેથી રજતની સાથે પણ તેઓ દિલ ખોલીને વાત કરી શકતાં નહિ.

આવી રીતે રજત પોતાના ઘરમાં, પોતાની મા અને ઓની

આગળ પણ પરાયા જેવો થતો જતો હતો. શિશિરને લીધે જ આવું બને છે એમ સમજી રજતનું મન શિશિરની ઉપર વધારે ને વધારે નાખુશ અને વિરોધી બનતું ગયું.

શિશિરને પણ હવે આ ઘરમાં પહેલાંના જેવું ગોઠતું નહોતું. તે પહેલાંની પેઠે નિઃસંકોચ ઘરની અંદર ચાલ્યો આવતો નહિ; બહારથી ખબર કહેવડાવતો, અને કોઈ બોલાવવા આવે ત્યારે જ તે અંદર સંધ્યાને ભણાવવા જતો. સંધ્યા પણ હવે પહેલાંની પેઠે હાસ્યવિનોદ કરીને તેનો સત્કાર કરી શકતી નહિ, વિદ્યાર્થીની પેઠે માત્ર ભણવા માટે જ તે શિશિરની પાસે આવી બેસતી. આવી હાલત શિશિરને કલેશકર લાગતી હતી, છતાં પણ તે રોજ આવતો હતો. કારણકે તે માનતો કે હું ઋણી છું, ઋણ જેટલું વાળી શકું તેટલું મારે વાળવું જોઈએ; અને આ ઋણ વાળતાં મને જેમ વધારે કલેશ થાય, મારે જેમ વધારે દુઃખ સહેવું પડે તેમ સારું, કારણકે તેથી ઋણનો ભાર હલકો થઈ જાય છે ને મન પ્રફુલ્લ બની જાય છે.

તે દિવસે શનિવાર હતો. શિશિર ખબર કહેવડાવી ઘરમાં આવ્યો કે તરત સંધ્યા પહેલાંની પેઠે પ્રફુલ્લ મુખડે હસીને બોલી ઊઠી: 'ઠાકુરપો, આ મહિનાનો 'સંગ્રહ'નો અંક જોયો? હમણાં જ આવ્યો!'

સંધ્યાના પ્રફુલ્લ હાસ્યથી, છેલ્લા સાત દિવસનો આંભીર્યનો ભાર, દખણાદા વાયરાથી ચોમાસાનો અંધકાર ખસી જાય, તેમ ઘડીકમાં ખસી ગયો. બધી દિશાઓ હાસ્યના ઉજાસથી સાફ સ્વચ્છ બની ગઈ. શિશિરની છાતી પરથી એક વિરાટ શિલા ખસી પડી.

તેણે પણ હસતાં હસતાં કહ્યું: 'મને તો હજી એ મળ્યો નથી, ભાભી! મારા લેખની પેલી ટીકા છપાઈ લાગે છે!'

સંધ્યાએ હસતાં હસતાં કહ્યું: 'હા, ટીકા જરા વાંચી તો જુઓ! તમારી 'ફૂલનો પંખો' નવલકથા પણ આ મહિનાથી શરૂ થઈ છે.'

સંધ્યાએ શિશિરના હાથમાં 'સંગ્રહ'નો અંક મૂક્યો. શિશિરે સમાલોચનાનું પાનું કાઢી વાંચવા માંડ્યું. વાંચતાં વાંચતાં તેનો ચહેરો વિસ્મય અને આનંદથી જેમ ઉજ્જ્વળ બનતો જતો હતો, તેમ સંધ્યાનો ચહેરો પણ ઉજ્જ્વળ બનતો જતો હતો. શિશિરે જોયું તો 'સુકાની'ની સમાલોચના કરતાં લખનારે રજતના લેખની નિંદા કરી હતી, અને શિશિરની નવલકથાની મુક્ત કંઠે પ્રશંસા કરી હતી. પોતાના મિત્રને ઊંચે ચડાવવા માટે, રજત પોતાને ઉતારી પાડી, કેવું અપૂર્વ કઠોર કાર્ય નિઃસ્વાર્થભાવે કરી રહ્યો હતો તેનો વિચાર કરતાં શિશિરનું મન રજત પ્રત્યે માનની લાગણીથી ભરાઈ ગયું. પોતાનું મન આ પહેલાં રજતથી જરા પણ ઊંચું થયું હતું એ તેને પોતાનો ભારે અપરાધ લાગ્યો, અને એ અપરાધનો તેને પારાવાર પસ્તાવો થયો, તથા મનમાં ને મનમાં તે રજતની અસંખ્ય વાર માફી માગવા લાગ્યો.

શિશિર અને સંધ્યાના મુખનો ભાવ જોઈ, તેમના આનંદમાં ભાગ પડાવવા માટે સુનયનીએ હસીને પૂછ્યું: 'શું થયું છે, શિશિર?'

સુનયનીના મુખે પહેલાંના જેવું વહાલભર્યું સંબોધન સાંભળીને, અતિશય આનંદથી પ્રફુલ્લિત બની જઈને શિશિર બોલી ઊઠ્યો: 'જુઓ, જુઓ, મા! રજતનું કામ! પોતાના લેખની વગરકારણે ખોટી ટીકા કરી છે, ને મારા નમાલા લેખનાં વખાણ કરી મને સાતમા આસમાને ચડાવી દીધો છે. મેં તમામ છાપાઓને મારા લેખો છાપવાની મના લખી નાખી હતી, અને બધા જ લેખો પાછા મગાવ્યા હતા, ત્યારે એ જઈને બધાને કહી આવ્યો કે કોઈએ મારું

માનવું નહિ, એટલે હવે એક એક બધાં છાપાંમાં મારા લેખો છપાવાના, અને એ આમ મારાં વખાણ કર્યા કરવાનો!—આવું એણે નક્કી કર્યું લાગે છે.'

સુનયની પુત્રનો વાંક ભૂલી જઈ, તેના આ પ્રાયશ્ચિતની વાતો સાંભળી ખુશ થઇ વાત્સલ્યભરપૂર હૃદયે સ્નેહાર્દ્ર સ્વરે બોલી: 'રજતને તારા પર ભાઈના જેવો પ્રેમ છે. જેને જેના પર પ્રેમ હોય તે તેને પોતાના કરતાં પણ ચડિયાતો જોવાની ઇચ્છા રાખે છે.'

એવામાં રજત ત્યાં આવી પહોંચ્યો, અને બધાને પ્રફુલ્લ જોઈ, એકદમ ગંભીર બની ચમકીને ઊભો રહ્યો. શિશિર એકદમ આગળ આવી બોલ્યો: 'આ તેં કેવો અન્યાય કર્યો કહેવાય, રજત?'

રજતે ગંભીર બની કહ્યું: 'એમાં અન્યાય શાનો? મિત્ર હો કે ગમે તે હો, પણ સાચું લાગે તે કહેવું પડે! સમાલોચકને બહુ કઠોર કર્તવ્ય બજાવવાનું હોય છે.'

શિશિરે હસીને કહ્યું: 'એટલે આમ પક્ષપાત કરવાનો? પોતાના લેખની થાય એટલી નિંદા, અને મિત્રના લેખની થાય એટલી પ્રશંસા! ખરું પૂછે તો તારા જેવું તો હજી મને લખતાં યે નથી આવડતું!'

રજતે નવાઈ પામી હાથ લંબાવી કહ્યું: 'જોઉં, ક્યાં છે?'

રજતની આ નવાઈ જોઈ સૌને હૃદયમાં જરા આંચકો લાગ્યો.

સંધ્યા એકદમ બોલી ઊઠી: 'પહેલાં તો તમે બંનેની ટીકા કરી હતી, પછી આ બદલ્યું ક્યારે?'

'સંગ્રહ'માં સમાલોચના વાંચતાં વાંચતાં રજતે ગંભીર બની કહ્યું: 'પાછળથી મેં બદલી નાખ્યું હતું.'

સંધ્યાના હાથમાં 'સંગ્રહ' પાછું મૂકી, ચાલ્યા જતાં જતાં શુષ્ક હાસ્ય કરી રજતે કહ્યું: 'તમને બધાને કેવાં છેતર્યાં!'

રજતના વિસ્મય અને ગાંભીર્યે જે આંચકો લગાડયો હતો તે રજતના આ હાસ્યે નિર્મૂળ કરી નાખ્યો.

એવામાં વિદ્યુત આવી પહોંચી. તેને જોતાં જ સંધ્યાએ હસીને કહ્યું : 'વિદ્યુત, આ મહિનાનો 'સંગ્રહ'નો અંક જોયો ? એમાં ઠાકુરપોની 'ફૂલનો પંખો' નવલકથા શરુ થઈ છે, અને 'ચંપાકળી'નાં ખૂબખૂબ વખાણ આવ્યાં છે !'

વિદ્યુતનું મોં આનંદથી ઉજ્જ્વળ બની ગયું. તેણે શિશિર તરફ એક નજર કરી લઈ સંધ્યાના હાથમાંથી 'સંગ્રહ' લીધું. પછી સમાલોચના વાંચીને કહ્યું: 'એક અક્ષરે વધારે પડતો નથી.'

શિશિરે સંધ્યાની સામે જોઈ કહ્યું : 'અક્ષરે અક્ષર મિત્રપ્રેમને લીધે વધારે પડતો લખેલો છે.'

શિશિરનું બોલવું સાંભળી મનમાં મનમાં ખુશ થઇ, સંધ્યાએ પતિસૌભાગ્યની લજ્જા છુપાવવા, વિદ્યુતની તરફ મોં કરી કહ્યું: 'તારા હાથમાં આ શું છે ?'

વિદ્યુતે શિશિરની સામે કટાક્ષ કરી કહ્યું: 'જામો સીવીને લાવી છું. તારો સિવાઇ રહ્યો ?'

સંધ્યા મુસીબતમાં પડી ગઈ. તેણે શિશિરનો જામો સીવીને રાખી મૂક્યો હતો, પણ વચમાં મન ઊંચાં થયાં એટલે તે શિશિરને આપવાની તેની હિંમત ચાલી નહોતી. એ અપ્રીતિકર ઘટનાની સ્મૃતિને તે અત્યાર સુધી હસવામાં દબાવી દેવાની કોશીશ કરતી હતી, પરંતુ વિદ્યુતે અજાણે એ સ્મૃતિને જ પાછી જાગૃત કરી નાખી હતી. આથી સંધ્યાએ એકદમ ગંભીર બની, વિદ્યુતનો પગ દાબ્યો. સંધ્યાનો ઇશારો થતાં જ વિદ્યુતે પણ એકદમ ખચકાઈને, ગભરાઇને, સંધ્યાના ગંભીર મોં સામે નજર કરી, તરત શિશિરની સામે જોયું.

શિશિરે હસીને સંધ્યાને કહ્યું: 'તમારું કામ દેખાડો, ભાભી, અત્યારે વિદ્યાની પરીક્ષા થવાની છે.'

શિશિરના મોં પર સહજ હાસ્ય જોઈ, તથા સહજભાવે એને બોલતો સાંભળી, સંધ્યાનો ભય હટી ગયો; તે દોડતી જઈને જામો લઈ આવી.

વિદ્યુત બે તસરના જામા સીવી લાવી હતી, અને સંધ્યાએ બે લાલ રેશમના સીવ્યા હતા.

એ જોતાં જ શિશિર બોલી ઊઠ્યો: 'ભાભી જીતી ગયાં! એમણે પોતાના સ્નેહના રંગમાં જામાને રંગી નાખ્યો છે! જાઓ, ભાભી, રજતને પકડી લાવો, એને બતાવું તમને મારા પર કેટલો સ્નેહ છે તે!

ત્રણે જણાં ખુશ થઈને હસવા લાગ્યાં. સંધ્યા ઊઠીને રજતને શોધવા ગઈ.

વિદ્યુતને એકલી જોઈ શિશિરે કહ્યું: 'તમને મારે એક વિનંતિ કરવાની છે.'

વિદ્યુતે શિશિરની સામે કોમળ નજરે જોયું.

શિશિરે ભયભીત મુખે કહ્યું: 'હું કમાતો ન થાઉં ત્યાં લગી તમારે ઘેર આવવાનો નથી, અને તમે પણ કોઈ મને એવો આગ્રહ કરશો નહિ. આ ઘરમાં પણ મારું ચાલે તો હું ન આવું, પણ મા, ભાભી અને તમને ત્રણેને એક સાથે મળવાનું થાય છે એટલે આવું છું!'

શિશિરે રજતનું નામ ન લીધું, એટલે વિદ્યુત સમજી ગઈ કે રજતે એને ક્યાંક વ્યથા કરી છે, અને એ વેદનાએ જ એ સ્વાભિમાનીને ભયભીત બનાવી દીધો છે. વિદ્યુતે પોતે જ એક દિવસ રજતના રોષ તરફ શિશિરનું ધ્યાન ખેંચ્યું હતું એ યાદ આવતાં વિદ્યુતને

જરા આત્મસંતોષ થયો, પણ શિશિરની મનોવેદના પ્રત્યે સહાનુભૂતિથી અને હવે પછી દર રવિવારે શિશિર પોતાને ત્યાં નહિ આવે એ ખ્યાલથી તેનું મન બહુ ખિન્ન બની ગયું. તેણે મ્લાન નજરે શિશિરની સામે જોઈ તરત નજર નીચી ઘાલી.

સંખ્યાએ પાછી આવી હસીને કહ્યું: 'મને અહીંથી કાઢી મૂકીને બે જણાં શું ગુસપુસ કરવા લાગી ગયાં? તમારા ભાઈ ક્યાંક જતા રહ્યા છે, ઠાકુરપો ! પાછા આવે ત્યારે મારા સ્નેહના સમાચાર તેમને સંભળાવજો, હમણાં તો તમારા પોતાના સ્નેહની ખબર લો. હું જતી રહું?........'

સંખ્યાએ ચાલ્યા જવાનો ઢોંગ કર્યો. વિદ્યુતે તેનો હાથ પકડી રાખ્યો. પણ વિદ્યુતની સામે નજર પડતાં જ તેના મોં પરનું હાસ્ય ઊડી ગયું. વિદ્યુતનું મોં એકદમ ખિન્ન અને મ્લાન બની ગયું હતું— જાણે એમાંથી વેદના ઝરી પડતી હતી! તેણે શિશિરની સામે નજર કરી તો શિશિરનું મોં હસતું દેખાયું, પણ એ હાસ્ય રુદન કરતાંયે વધારે કરુણ હતું.

સંખ્યાનું મોં પણ એકદમ નિસ્તેજ બની ગયું. તેને થયું કે કોઇ અમંગલ ઘડીનો અંધકાર અમને ચારે તરફથી ઘેરી રહ્યો છે! આટઆટલા પ્રયત્નો કરવા છતાંયે, પ્રસન્ન હાસ્યના પ્રકાશ વડે એ અંધકારને દૂર કરી, અમંગલનાં વાદળાંને હઠાવી શકતાં નથી!

તેનો સ્વર ભયથી દર્દમય બની ગયો. તેણે વિદ્યુતને પૂછ્યું: 'શું થયું રે?'

વિદ્યુતે હસીને વેદનાને દાબી દેવાનો મિથ્યા પ્રયત્ન કરી કહ્યું: 'થાય શું? કશું નહિ!'

એવામાં રજતના નોકરે આવીને શિશિરને કહ્યું કે ગાડીવાળો આવીને કહે છે કે બાબુ નાટક જોવા ગયા છે. બહાર જતીન બાબુ અને કાલિદાસ બાબુ આવ્યા છે. તેઓ આપને બોલાવે છે.

શિશિર ઊઠીને જતો રહ્યો.

સંધ્યાએ નવાઈ પામી કહ્યું: 'તેઓ નાટક જોવા ગયા છે? એ તો કદી નાટક જોવા જતા નથી. આજે સમિતિની બેઠક છે, એ મૂકીને એ નાટક જોવા ગયા!'

વિદ્યુતે જડ મુખ ઊંચું કરી સંધ્યાની સામે જોયું. સંધ્યાના મોં પર કોઈ અજાણી અમંગલની આશંકા ફૂટી નીકળેલી જોઈ તેણે બે હાથે તેને ખેંચીને પોતાની પાસે બેસાડી. બન્નેનાં હૃદય અનેક લાગણીઓના આવેગથી એવાં વિક્ષુબ્ધ બની ગયાં હતાં કે કોઈ એક અક્ષર પણ બોલી શક્યું નહિ.

## : ૨૦ :

'સંગ્રહ' માં શિશિરના વખાણ વાંચ્યાં કે તરત રજત ગાડી જોડાવીને 'સંગ્રહ' ની ઓફિસમાં પહોંચી ગયો. ઓફિસમાં પગ દેતાં જ તેણે ભૂધર બાબુને કહ્યું: 'તમે મારો લેખ આવી રીતે બદલ્યો કેમ ?'

ભૂધર બાબુએ કહ્યું: 'સાવ ખોટું હું કેવી રીતે છાપી શકું ?— વળી સમાલોચના સંપાદકના નામે છપાય છે!'

'તો પછી મારી વાર્તાની ટીકા કેમ રહેવા દીધી ?'

'એમાં કશું ખોટું નહોતું એટલે.'

રજતે ગુસ્સે થઈને બોલી નાખ્યું: 'શિશિરના લેખો મળતા નહોતા તે વખતે તો તમે કદી આવી હિંમત બતાવી નથી!'

આ અપમાનથી ગુસ્સે થવા છતાં પણ ભૂધર બાબુએ પોતાની સ્વાભાવિક ગંભીરતા સાચવીને કહ્યું : 'જુઓ રજત બાબુ, 'સંગ્રહ'ના

સંપાદક ભૂધર મહારાજમાં હિંમત નથી એવા શબ્દો બોલવાની ધૃષ્ટતા બંગાળ દેશમાં એક તમારા જેવા બિનઅનુભવી બાલક સિવાય બીજા કોઇમાં નથી. તમારામાં શક્તિ જોઈ મેં તમારા લેખો છાપવા માંડ્યા હતા, પણ એથી તો તમારો દંભ એટલો વધી ગયો કે તમે તમને પોતાને એક જબરા આજન્મ લેખક માનવા લાગી ગયા! બાકી તમે લખી લખીને ઘરડા થઈ જશો અને તમારી કલમ ઘરડાઈ જશે તોયે શિશિર બાબુ જેવું આજે લખે છે તેવું તમે લખી શકવાના નથી!'

રજતે અપમાનિત થઈને કહ્યું: 'તો હવે તમારા એ અસાધારણ લેખક શિશિરને લઇને બેસી રહેજો, તમારી સાથે હવે હું કોઈ જાતનો સંબંધ રાખવાનો નથી મેં છૂપી રીતે કેટલા ગ્રાહકોના નામે લવાજમના કેટલા રૂપિયા 'સંગ્રહ' ને આપ્યા છે તે ખબર છે?'

ભૂધર બાબુએ કહ્યું: 'હવે પછી તમે સંબંધ રાખવા માગો તો પણ મારાથી રાખવાનું બને એમ નથી, અને તમારી દયાનું દાન નહિ મળે તો પણ 'સંગ્રહ' ચાલશે, જો એનામાં ગુણ હશે તો!'

રજત ગુસ્સામાં પગ પછાડતો બહાર નીકળી ગયો. પછી ખગેન, પૂર્ણ, હેમ, વનમાલી વગેરે પોતાના પ્રશંસકોને એકે એકે ભેગા કરીને તેણે તે બધાની આગળ ભૂધર બાબુની હિંમતનું વર્ણન કર્યું, અને તે સૌને શિશિર તથા ભૂધરની સામે ખૂબ જ ઉશ્કેરી મૂક્યા. પછી ઉશ્કેરાયેલા મગજને શાંત કરવા રસ્તામાં આવેલી એક હોટેલમાં જઈને તેમણે પેટ ભરીને ખાધું. હજી પણ રજતને ઘેર પાછા ફરવાનું મન થતું નહોતું; કારણકે બધા અનિષ્ટનું મૂળ શિશિર હજી ઘેર બેઠો હતો, અને સંધ્યા પણ કદાચ હજી શિશિરનાં વખાણ કરી ગુસ્સામાં વધારો કરે એનો ભય હતો.

તેણે દોસ્તોને પૂછ્યું: 'ઘેર જવાનું મન થતું નથી, ક્યાં જશું?'

સૌએ એક સ્વરે કહ્યું: 'આજે શનિવાર છે, ચાલો નાટક જોવા જઈએ.'

રજતે જરા વિચાર કરીને કહ્યું: 'ચાલો!'

રજત દોસ્તોને લઈ નાટક જોવા ગયો. ભૂધર બાબુ તો બધો સંબંધ પૂરો કરી નાખીને બેઠા હતા. એટલે બેઠકમાં આજે બેઠકો ખાલી રહી. માત્ર જતીન અને કાલિદાસ આવ્યા હતા.

કાલિદાસે શિશિરને બોલાવીને કહ્યું: 'થયું છે શું? જજમાન નાટક જોવા ગયા છે, ને મેમાનો કોઈ દેખાતા નથી, એનો અર્થ શો? મંડળ ભાંગી તો નથી ગયું ને?'

શિશિરે હસીને કહ્યું: 'મને કેવી રીતે ખબર પડે, ભાઈ?'

'તો ખાવાનું મગાવો, ખાઈને વિદાય થઈએ. છાત્રાલયમાંથી ખાધા વગર નીકળ્યો છું.'

શિશિરે હસીને કહ્યું: 'આ ઘરની સાથે મારો કોઈ સંબંધ નથી. હું પણ તારા જેવો જ બહારનો માણસ છું.'

'તો રસ્તો માપીએ!' આમ કહી કાલિદાસ અને જતીન ચાલી ગયા.

સુનયનીએ નોકરને બહાર ખાવાની થાળીઓ લઈ જવાનું કહ્યું, પણ નોકરે ખબર આપ્યા કે માત્ર બે બાબુઓ આવ્યા હતા અને તે યે જતા રહ્યા છે.

સુનયની વિચારમાં પડી ગઈ. ઢગલો ખાવાનું આજે એમનું એમ પડી રહ્યું.

શિશિરે ઘરમાં પાછા આવીને જોયું તો ચારે તરફ ખાવાનાની થાળીઓ કાઢીને સુનયની તેની વચમાં ગુપચુપ બેઠી હતી; તેની

બાજુમાં સંધ્યા દુઃખથી પાષાણની પ્રતિમા જેવી બનીને ઊભી હતી, અને વિદ્યુત ઓરડામાં એકલી શૂનમૂન બેઠી હતી.

શિશિરને થયું કે મારે લીધે આ લોકોનો સુખનો મેળો ભાંગી જવા બેઠો છે. તેણે કહ્યું: 'શનિની દૃષ્ટિ જેવો હું જ્યાં જાઉં છું ત્યાં તમામ આનંદ અને સુખનો નાશ કરી નાખું છું, એટલે હું જવાની રજા માગું છું, મા! હું નહિ આવું તો કદાચ બધું પાછું પહેલાંના જેવું થઇ જશે.'

સુનયના મ્લાન મુખે કેવળ શિશિરની સામે જોઈ રહી, તે કંઇ જ બોલી નહિ. તેની છાતીમાં તે વખતે રુદન ઉછાળા મારતું હતું.

શિશિરે સુનયનાને પ્રણામ કરી તેના પગની રજ લીધી. પછી તેણે સંધ્યાની સામે જોઈ કહ્યું: 'ભાભી, તમારો સૌનો સ્નેહ મારા જીવનની સૌથી મોટી મૂડી બની રહેશે. અજાણે મારાથી અપરાધ થઈ ગયો છે, મને માફ કરો!'

શિશિરે ઊંચું જોયું તો સંધ્યાની આંખો છલકાઈ આવી હતી. શિશિર પણ પોતાની આંખોનાં આંસુ છુપાવવા વાસ્તે પાછો ફરી ગયો. નીચે જઇને જોયું તો કોઈ ને કંઈ પણ કહ્યા વગર વિદ્યુત ચાલી આવી હતી, અને ગાડીમાં બેસવા જતી હતી.

શિશિરે ગાડીનું બારણું પોતે બંધ કરીને પૂછ્યું: 'એકલાં જશો?'

વિદ્યુતે ખિન્ન સ્વરે કહ્યું: 'પહેલાં પણ એકલી જતી, અને હવે પણ એકલી જઇશ'

શિશિરે અજાણે ગાડીની બારીમાંથી વિદ્યુતની સામે હાથ લાંબો કર્યો. વિદ્યુતે પોતાનો જમણો હાથ શિશિરના હાથમાં મૂક્યો. શિશિરે હૃદયના પ્રબળ આવેગથી તે હાથ પકડી રાખીને કહ્યું: 'આ છેલ્લો મેળાપ છે. ફરી સંગમ થાય ત્યારે ખરો!'

વિદ્યુતે ધીરે ધીરે હાથ પાછો ખેંચી લઇ ગાડીવાળાને કહ્યું: ' ચલાવો !'

ગાડી ચાલવા માંડી. એની પાછળ પાછળ શિશિર પણ રજતના ઘરમાંથી બહાર નીકળ્યો. તેને થતું હતું કે છેલ્લામાં છેલ્લું જે મળવાનું તે આજે મળી ગયું. માણસને હવે આનાથી વધારે શું સુખ જોઇએ ? શું આનંદ જોઇએ ? સુનયનીનાં લાડ, સંધ્યાનો સ્નેહ અને વિદ્યુતનો મૂગો પ્રેમ પૂરા એક મહિના લગી—ત્રીસ ત્રીસ દિવસ સુધી મેં ભોગવ્યો છે. એ અતિ દુર્લભ સૌભાગ્ય કાયમ રાખીને હું મારી જીવનયાત્રામાં આગળ વધું છું. એટલે હવે ગમે તેવાં દુ:ખ પડે તો પણ સુખની આ અનુપમ સ્મૃતિને લીધે હું તે દુ:ખોને સહેલાઇથી તુચ્છ ગણી કાઢીશ. રજતની જે ગાઢ મૈત્રી મેં પ્રાપ્ત કરી હતી, તે તૂટે તે પહેલાં જ હું વચમાંથી સરી જાઉં છું. મેં મનમાં બહુ મોટી આશાઓ બાંધી હતી તેથી જ ભગવાને મને આ સજા કરી છે. ગમે તેમ પણ આટલી બધી મૂડી બચાવી રાખીને હું છૂટો પડું છું એ ઓછું નથી.

તે રસ્તામાં આવીને ઊભો ત્યારે માથા પર ચમકતા તારાઓ, અને રસ્તા પર ઝગમગતા દીવા જોઇ તેને થયું કે આવી જ સંધ્યાના નિર્મળ સ્નેહની ઉજ્જવળ દૃષ્ટિ છે; સાંજનો શીતળ પવન તેને સુનયનીના હાથના સ્પર્શ જેવો લાગ્યો. દુકાને દુકાને આવી રહેલા પૂજા (દશેરા) ના તહેવારની સામગ્રીઓ જોઇ તેને વિદ્યુતના નીરવ હૃદયનું ઐશ્વર્ય યાદ આવ્યું. આખી સૃષ્ટિમાં તેને આ ત્રણ વ્યક્તિઓના સ્નેહનું ચિત્ર દેખાવા લાગ્યું. એ જોતો જોતો તે એ ત્રણેથી ધીરે ધીરે વધારે ને વધારે આઘો જઇ રહ્યો હતો. રસ્તા પર એક જગાએ રજનીગંધાની તીવ્ર સુવાસે જેમ પવનને પાગલ કરી નાખ્યો હતો, તેમ શિશિરનું મન પણ સુખદુ:ખની તીવ્ર લાગણીથી પાગલ બની ગયું હતું.

## :૨૧:

જે પોતાનો કોઈ સગો ન હતો, અને મહિનો માસ પહેલાં જેને કોઈ ઓળખતું પણ નહોતું, તે શિશિર કેટલો બધો પોતાનો બની ગયો હતો તેની આજે સુનયની અને સંધ્યાને બરાબર ખબર પડી. શિશિરને ખોઈ બેસવાની વેદના વધારે ને વધારે પ્રબળ બનતી જતી હતી, કારણકે એમાં રજતની સાથે પણ અણબનાવ થવાનો સંભવ દેખાયા કરતો હતો. સુનયની ખાવાનાની થાળીઓ પાથરીને સ્તબ્ધ બની બેસી રહી હતી, સંધ્યા તેની પાછળ બારણું પકડીને જડવત ઊભી રહી હતી—શિશિર જાણે એમની પ્રાણશક્તિનું હરણ કરી ગયો હતો!

એટલામાં રજતનો કોલાહલ સંભળાયો. તે પોતાના દોસ્તોની સાથે ઘેર પાછો ફર્યો હતો. રજતનો અવાજ સાંભળતાં જ ચકિત થઈને સુનયનીએ વહુની સામે જોયું. સંધ્યાના મોં પરથી એકદમ ખોટી આશંકાનો અંધકાર દૂર થઈ ગયો, અને એનું સદાપ્રફુલ્લ મુખ ફરી ખીલી ઊઠ્યું.

રજત દોસ્તોના આગ્રહથી નાટક જોવા ગયો ખરો, પણ ત્યાં એને ચેન પડયું નહોતું. ઘેર બેઠકમાં આવેલા સાહિત્યકાર મિત્રો રાહ જોતા હશે, મા અને ભો ચિંતા કરતાં હશે, શિશિર કદાચ સમજતો હશે કે મારી બીકે એ નાસી ગયો છે—આવા બધા વિચારોથી રજતનું મન અશાંત બની ગયું હતું.

ખગેન અને વનમાલી ભૂધરની હિંમત અને ' સંગ્રહ 'નો દંભ દબાવી દેવાના અનેક રસ્તાઓ શોધી શોધીને રજતને સંભળાવતા હતા. તેવામાં રજત બોલી ઊઠયોઃ ' આપણે એક માસિક કાઢીએ તો કેવું ? '

ખગેન ખૂબ ઉત્સાહમાં આવી જોરથી તાળી પાડીને બૂમ પાડી ઊઠયોઃ ' વાહ વાહ ! ખરો ઇલાજ શોધી કાઢયો ! '

એનો અવાજ સાંભળી ખિજાઈને નાટકના બીજા પ્રેક્ષકોએ બૂમ પાડીઃ ' આસ્તે, મશાય ! આસ્તે. '

રજત આ વખતે ઊભો થઇને બોલી ઊઠયોઃ ' ચાલો, ઘેર જઇએ. આજ ને આજ પ્લાન ઘડી કાઢીએ ! '

ખગેને ઉત્સાહમાં આવી કહ્યુંઃ ' હા, હા, ચાલો ! '

પૂર્ણ અને હેમને તે ગમ્યું નહિ. તેમણે ખિન્ન સ્વરે કહ્યું : ' આજે નાટક જોઇએ, અને કાલે પ્લાન કરીએ તો નહિ ચાલે ? '

ખગેને રોકડો જવાબ દીધોઃ ' નહિ, નહિ, શુભસ્ય શિઘ્રમ્ ! '

એટલે છેવટે ખચકાતે મને પણ તેમને નાટક છોડી રજતની પાછળ પાછળ બહાર નીકળવું પડ્યું.

ઘેર આવીને રજતે જોયું તો બેઠકમાં કોઇ મળે નહિ. નોકરને પૂછતાં ખબર મળ્યા કે બે જણ આવ્યા હતા, પણ તે ખાધા વગર

જ પાછા જતા રહ્યા છે. શિશિર પણ જતો રહ્યો છે; અને મા ખાવાનું કાઢીને હજી બેસી રહ્યાં છે.

ભય અને લજ્જાથી રજતનું મોં સુકાઇ ગયું. મિત્રોને બેસવાનું કહી તે સૂકા મોં પર જેમ તેમ કરી હસવું ખેંચી આણીને, ઘરમાં દાખલ થયો. તેને જોતાં જ સુનયનીએ તીક્ષ્ણ નજરે તેની સામે જોયું. રજતે ભયની લાગણીને જોર કરી દબાવી દઈ, સ્વાભાવિક ભાવે જ બોલવા પ્રયત્ન કર્યો: 'બેઠકના સભાસદો ખાધા વગર જતા રહ્યા, મા? શિશિર હતો એટલે મને થયું કે મારે ચિંતા કરવાનું કંઇ કારણ નથી, પણ શિશિર તો ખરો!'

સુનયનીએ તીવ્ર સ્વરે પૂછ્યું: 'તું તો નાટક જોવા ગયો હતો ને?'

રજત જરા શરમાયો, પણ શરમનો ભાવ દેખાવા દીધા વિના જ તેણે કહ્યું: 'હા મા! અપ્સરા થિયેટરનો મેનેજર મને ઘણા દિવસથી એક નાટક લખી આપવાનું કહ્યા કરે છે, તેથી એ વિષે તેની સાથે થોડી વાત કરવા ગયો હતો! કદાચ મને આવતાં મોડું થાય એ બીકે મેં ગાડીવાળાની સાથે શિશિરને ખબર કહેવડાવ્યા હતા!'

આખી રાતના ઉકળાટ પછી સવારના પહોરમાં પવનથી જેમ આરામ લાગે, તેમ રજતના શબ્દો સાંભળી સુનયની હાશ કરી ઊઠી. તેણે હસીને કહ્યું: 'ઓહ! આમ વાત છે! મારો રીસાળ શિશિર તો ઊંધું સમજી રડીરડાવીને જતો રહ્યો!'

જૂઠું બોલીને મા અને પત્નીને ખુશી કર્યાં ન કર્યાં ત્યાં તો ફરી રજત ભયથી મૂઢ બની ગયો. તેણે શુષ્ક મુખે પૂછ્યું: 'શાથી?'

શિશિર જતો રહ્યો એવું સાંભળતાં જ રજતનું મોં પડી ગયું, એ જોઇ સુખનો અનુભવ કરી સુનયનીએ કહ્યું: 'એનું શું કહેવું, ભાઇ ? એ મારો ગાંડો છોકરો છે જ એવો રીસાળ—વાતવાતમાં એને ખોટું લાગી જાય છે! એણે માની લીધું કે તું એના પર ગુસ્સે થઈને જતો રહ્યો ! અત્યારે તો રાત પણ ઘણી થઈ છે, નહિ તો એને બોલાવવા મોકલત.'

રજતે મોં બગાડી કહ્યું: 'કાલે એની મેળે આવશે, અને નહિ આવે તો રહ્યો !'

રજત મૈત્રીની રીસમાં આવું બોલે છે એમ સમજી સુનયનીએ હસતાં હસતાં કહ્યું: 'એ તો જાણે પત્યું, પણ આ આટલું બધું ખાવાનું તૈયાર પડ્યું છે એનું શું ?'

રજત બહાર નીકળતાં નીકળતાં કહેતો ગયો—'ઠીક, તો મોકલી આપો બહાર, મારા સુદ્ધાં પાંચ જણ છીએ.'

આખી કચોળી મોમાં મૂકીને ખગેને કહ્યું: 'આપણા છાપાના સંપાદક રજત બાબુ થશે એ તો જાણે નક્કી જ છે, પણ છાપાનું નામ શું રાખશું ?'

રજતે હસીને કહ્યું: 'પહેલાં તમે બધા કહો.'

ખગેને એક પૂરીની અંદર શાક ભરીને બીડું વાળી મોંમાં મૂકી, હાઉ હાઉ કરીને ચાવતાં ચાવતાં કહ્યું: 'છાપાનું નામ રાખો 'સંજય !'

રજતે હસીને કહ્યું: 'એના કરતાં ધનંજય વધારે સારું છે. ધનંજયની સાથે મારામારીનો સંબંધ છે.'

પૂર્ણે કહ્યું: 'નારદ' નામ રાખો.'

હેમે કહ્યું: 'નહિ, નહિ, જનમતાં જ ઝગડાને નોતરવાની જરૂર નથી.'

રજતે હસીને કહ્યું: 'ઝગડામાંથી તો એનો જનમ છે.'

એ સાંભળીને બધાએ ઉત્સાહમાં આવી કહ્યું: 'સરસ નામ છે, નારદ રાખો !'

રજતે કહ્યું: 'મેં એક નામ નક્કી કરી રાખ્યું હતું—જહન્નમ! પણ છાપાનું નામ નારદ જ ઠીક છે. સમાલોચના-વિભાગનું નામ જહન્નમ રાખશું તો ચાલશે.'

આ સાંભળી બધા એવા ખુશ થઇ ગયા, અને અટ્ટહાસ્ય કરી એવો કોલાહલ કરવા લાગી ગયા કે કારણ ન જાણવા છતાં પણ ઘરની અંદર બેઠેલી સંધ્યાએ આનંદમાં આવી હસીને સુનયનીને કહ્યું 'તોફાનીઓ ભેગા થઇને કરે છે શું?'

કેટલા ફર્માનું છાપું થશે, ક્યા ક્યા લેખકોના લેખો છાપવા, ચિત્રો રાખવાં કે નહિ, પૂઠું કેવું રાખવું, ક્યા છાપખાનામાં છપાવવું, કેવો આકાર રાખવો, કેટલા રતલનો કાગળ વાપરવો, અને એન્ટિક વાપરવો કે આઇવરીફિનિશ વાપરવો વગેરે અનેક પ્રશ્નોનો નિર્ણય કરતાં કરતાં રાતના બાર વાગી ગયા, તોયે કશો નિર્ણય થયો નહિ.

છેવટે એવું નક્કી થયું કે આવતી કાલે બપોરે મળવું, ને આનો છેવટનો નિર્ણય કરી નાખી, આ મહિનામાં જ અંક બહાર પાડી દેવો.

દોસ્તોને વિદાય કરી રજત ઓરડામાં સૂવા આવ્યો કે સંધ્યાએ હસતાં હસતાં પૂછ્યું: 'મધરાત લગી આ શાની ધમાધમ હતી?'

રજતે હસીને કહ્યું: 'અમે એક છાપું કાઢવાનો ઠરાવ કર્યો છે.'

સંધ્યાએ ખુશ થઈ કહ્યું: 'ક્યારથી કાઢો છો? શું નામ રાખ્યું?'

રજતે વિનોદમાં હસીને કહ્યું: 'આ મહિનામાં જ બહાર પડશે. એનું નામ 'સંધ્યા' રાખવાનો વિચાર કર્યો છે!'

સંધ્યાએ ખુશ થઈ, પતિના ખભા પર માથું ઢાળી, સ્નેહાળ સ્વરે કહ્યું: 'ના, મા, બધા શું ધારે?'

રજતે પત્નીને ચુંબન કરી હસીને કહ્યું: 'ધારશે કે સંધ્યાના માલિક અને સંપાદક શ્રી રજતચંદ્ર રાય છે.'

સંધ્યાએ સુખથી ગદ્‌ગદ થઈને પૂછ્યું: 'તમે એકલા સંપાદક થશો કે સાથે શિશિર ઠાકુરપોનું નામ પણ મૂકશો?'

રજતે ગંભીર બની જઈ કહ્યું: 'રજત રાય એકલા સંધ્યાના સંપાદક હોય તો નહિ ચાલે, કે સાથે શિશિર ચક્રવર્તીને ખેંચવા પડે?'

રજતના ગાંભીર્ય તરફ લક્ષ આપ્યા વગર, તે કેવળ ગમત કરે છે એમ સમજી, સંધ્યાએ, તેના બજે હાથ વીંટાળી કહ્યું: 'ના, મશ્કરી નહિ, સાચું બોલોને! શિશિર ઠાકુરપોનું નામ છાપાના સંપાદક તરીકે મૂકશો કે નહિ? તમારાં બે જણનાં નામ હશે તો સરસ લાગશે.'

રજતે ગંભીર બની કહ્યું: 'એ નવો લેખક કહેવાય, એને કેટલા ઓળખે?'

સંધ્યાએ બચાવ કરતાં કહ્યું: 'પણ તમારા કરતાં આજકાલ તેમનું નામ વધારે જાણીતું થયેલું છે! જેને તેને મોઢે હમણાંનું

તેમનું નામ સંભળાય છે, અને ખરું પૂછો તો શિશિર ઠાકુરપો લખે છે યે તમારા કરતાં વધારે સારું !'

ઇર્ષ્યાથી બળવા છતાં પણ રજતે કોમળ સ્વરે કહ્યું: 'પરંતુ એક વખત મારા લેખો તને સૌથી સારા લાગતા હતા, સંધ્યા !'

પતિના મનનો ભાવ ન સમજી, સંધ્યાએ હસીને કહ્યું: 'તમારી જ કવિતાની બે લીટીમાં તમારા સવાલનો જવાબ છે—

આગિયા ને તારા પેલા ઝગમગ થાય,
સૂરજ ઊગે કે બધા કહીં ડૂબી જાય !

રજતે ખિન્ન થઈને કહ્યું: 'બીજા કહે એ સહન થાય, પણ સંધ્યા, તુંયે શિશિરનો પક્ષ ખેંચીને મને ઉતારી પાડવાની ? હું તારો પતિ છું, શિશિર તારો કોણ ?'

પતિના કાતર સ્વરને કૃત્રિમ સમજી સંધ્યાએ કહ્યું: 'યાદ નથી ? જે દિવસે તમે શિશિર ઠાકુરપોને લઈ આવ્યા, તે દિવસે તમે જ તેની 'સંધ્યાના શિશિર' તરીકે ઓળખાણ આપી હતી ને ? આજે મેં શિશિર ઠાકુરપોને લાલ જામો આપ્યો ત્યારે ઠાકુરપો કહે કે આ જામો તો મારી ભાભીના સ્નેહના રંગથી રંગાયેલો છે. તમે મારા પતિ, અને એ મારા ઠાકુરપો—બેય મારે તો પોતાનાં છે, એટલે સાચું લાગે તે કહેવું પડે ને !'

રજત મૂગો બની પૂંઠ કરી જામો કાઢવા લાગ્યો.

રજતના મોં ઉપર પ્રલયનો અંધકાર ધસી આવ્યો છે એ જોયા વગર જ સંધ્યા પોતાના મનમનથી બોલે જતી હતી: આહા! તમે જો આ છાપું એક મહિના પહેલાં કાઢ્યું હોત તો શિશિર ઠાકુરપોના આટઆટલા લેખો બીજાના હાથમાં જાત નહિ. પહેલા જ અંકથી આપણા છાપાનો વટ પડત !

એકદમ તેની સામું જોઈ ક્રોધયુક્ત સ્વરે રજત બોલી ઊઠ્યો: 'શિશિરના વખાણનારાઓને હું દેખાડી આપીશ કે એના લેખ વગર પણ છાપાનો વટ પડે છે કે નહિ! બંગાળ દેશમાં શું એકમાત્ર તમારા શિશિરને જ લખતાં આવડે છે, અને બીજા કોઈ ને નથી આવડતું? એના લેખોમાં કશો દમ નથી એ હું તારા જેવાં મૂરખ માણસોને આંખમાં આંગળી નાખીને બતાવી આપીશ.'

રજતનો ગુસ્સો જોઈ સંધ્યા ખૂબ ભોંઠી પડી ગઈ. તે અત્યાર સુધી મિત્રની આગળ મિત્રનાં વખાણ કરીને વિનોદ માણતી હતી, પરંતુ શિશિરનાં વખાણ સાંભળી રજત આટલો બધો અસહિષ્ણુ અને ગરમ થઈ ગયો એ જોઈ સંધ્યાના ક્ષોભ અને લજ્જાનો પાર રહ્યો નહિ. તે ચોખ્ખું જોઈ શકી કે રજત શિશિરની શ્રેષ્ઠતાનો સ્વીકાર કરવા ઇચ્છતો નથી, અને બીજા કરે તો એને દુઃખ થાય છે. સાચું બોલીને પોતે પોતાના પતિના અણગમાનું પાત્ર બની એનું સંધ્યાને દુઃખ થયું, પણ એને વધારે દુઃખ એ વાતથી થયું કે શિશિરનો પક્ષ કરીને હું રજતના મનને શિશિરની જ વિરુદ્ધ ઉશ્કેરી મૂકવાના કારણરૂપ બની! તેણે ખૂબ દુઃખી થઈને પ્રતિજ્ઞા કરી કે હવે પછી કદીપણ રજતની આગળ શિશિરનાં વખાણ નહિ કરું — જૂઠું બોલીને તેની નિંદા પણ નહિ કરું, પરંતુ સત્ય પ્રગટ નહિ કરું.

રજતને સાન્ત્વનના બે શબ્દો કહેવાના પણ સંધ્યાને જડ્યા નહિ. તે જડસડ બની, વ્યથાની પ્રતિમા સમી બનીને ઊભી રહી.

રજત પણ આગળ કંઈ બોલ્યા વગર પથારીમાં આડો પડ્યો. તેણે સંધ્યાને બોલાવી પણ નહિ. સંધ્યા થોડીવાર ઊભી રહી, પછી ચોરની પેઠે વીજળીના દીવાનું બટન દાબી, ઓરડામાં અંધારું કરી, ધીરેથી જઈને પથારીમાં એક ખૂણે પડી રહી.

: ૨૨ :

ગરીબ શિશિરને મદદ કરીને રજતે જે પ્રમાણમાં આત્મ-પ્રસાદ અનુભવ્યો હતો, સગાંસાગવી વિનાના એકાકી શિશિરને આ અને પત્નીનો પરિચય કરાવીને જે પ્રમાણમાં તેણે અહંકાર અનુભવ્યો હતો, તે જ પ્રમાણમાં આજે, પોતાનું સ્થાપિત ગૌરવ હણાતાં, અને ધરતી ફાડીને ઓચિંતાના નાકળો પડેલા યશસ્વીની આગળ પોતાની હાર થતાં, તે ઈર્ષા અને ક્રોધ અનુભવી રહ્યો હતો. સંધ્યાને મોઢે શિશિરનાં વખાણ સાંભળી રજત વધારે આઘાત પામ્યો હતો. તેણે પ્રતિજ્ઞા કરી કે ગમે તેમ કરીને પણ હું શિશિરના યશની આ ઉન્નત ધજાને ધૂળભેગી કર્યા વગર નહિ રહું.

બીજે દિવસે પોતાના મુખ્ય પ્રશંસક ખગેનની સાથે વાટાઘાટ કરવા માટે, રજત વહેલો વહેલો જમીને બહાર નીકળવાનું કરતો હતો. એવામાં સુનયનીએ કહ્યું: 'અરે રજત, તું પહેલાં શિશિરને બોલાવી આવ, પછી તારા છાપાના કામે જા!'

રજતે ગંભીર બની કહ્યું: 'જોઉં છું, બનશે તો જઈશ.'

રજત ઓરડામાં આવી જામો પહેરતો હતો. સંધ્યાએ સ્નાન-

મુખે આવીને પૂછ્યું: ' મા શિશિર ઠાકુરપોને કાગળ લખવાનું કહે છે. લખું ? '

સંધ્યાની સામું જોયા વગર જ રજતે જામામાં હાથ નાખતાં નાખતાં કહ્યું: ' લખવો કે નહિ તે તું જાણે ! આ પહેલાં કેટલી યે વાર તેં કાગળો લખ્યા છે, તે વખતે રજા માગવા આવી હતી ? '

સંધ્યાએ કહ્યું: ' તે વખતે તમે એમની ઉપર ખુશ હતા. '

રજતે ભોંઠા પડી કહ્યું: ' આનું નામ સ્ત્રીબુદ્ધિ ! કોઇનો લેખ અમને ન ગમ્યો એટલે શું અમે એની ઉપર નાખુશ થઈ ગયા એમ માની લેવાનું ? જેવો શિશિર વાતવાતમાં મોઢું ચડાવે છે, એવા તમે બધા છો ! '

રજતના આ શબ્દોથી ખુશ થઈ સંધ્યા કાગળ લખવા બેઠી:
ઠાકુરપો,

તમારી સમજ ખોટી છે, તમારી ભૂલ થાય છે ! મા તમને આવવાનું કહે છે, હું તમને આવવાનું કહું છું, અને તમારા ભાઈ પોતે તમને બોલાવવા આવે છે ! મારા સમ, ન આવો તો ! નહિ આવો તો માને બહુ દુ:ખ થશે, અને મને ગુસ્સો ચડશે,—વધારે લખતી નથી.

લિ૦

તમારી સ્નેહમુગ્ધ ભાભી

સંધ્યાએ કાગળ લખીને રજતના હાથમાં મૂક્યો. રજત બહાર નીકળી ગયો.

રજતે શિશિરના મુકામે જઈ, તેને સંધ્યાનો કાગળ આપી, તેની આશંકા દૂર કરી, તેની રીસ ભુલાવી દીધી. શિશિરે ફરી સરળ ભાવે પ્રફુલ્લ બની રજતની સામે જોયું.

રજતે કહ્યું: 'તેં સાંભળ્યું તો હશે, અમે એક યુક્તિ કરી છે.'

શિશિરે ઉત્સુક બની પૂછ્યું: 'શું?'

રજતે કહ્યું: 'અમે એક છાપું કાઢીએ છીએ. આ મહિનાથી જ બહાર પડશે. એનુ નામ 'નારદ', એનું કામ ઝગડા કરવાનું! જ્યાં કંઈ અન્યાય કે ભૂલ માલૂમ પડી ત્યાં એ ફરી વળશે. તને પણ મિત્ર સમજીને છોડશે નહિ, એટલું યાદ રાખજે.'

શિશિરે હસીને કહ્યું: 'તો તો બહુ સરસ! ઘડીકમાં પ્રખ્યાત બની જવાશે.'

રજતે ગંભીર બની મુરબ્બીની અદાથી કહ્યું: 'અમારી સમાલોચનાનો આદર્શ અમે ખૂબ ઊંચો રાખ્યો છે.'

શિશિરે તેવા હસમુખા મોંએ કહ્યું: 'બહુ સરસ! એવું જ હોવું જોઈએ.'

રજતે કહ્યું: 'આજે બહુ સરસ કહે છે, પણ તે વખતે ખોટું લગાડીશ તો નહિ ચાલે, એ તને કહી દીધું. હું 'નારદ'ના કામમાં રોકાયેલો છું, જાઉં છું.'

શિશિર રજતને બારણાં સુધી વળાવવા ગયો.

રજતને વિદાય કર્યા પછી શિશિર, સંધ્યાના નિમંત્રણથી મનમાં હર્ષ પામતો એકદમ ઘરમાંથી બહાર નીકળી પડ્યો.

શિશિર ઘરમાં દાખલ થયો કે સંધ્યા હસતી હસતી આગળ આવી, તેની સામે હાથ લાંબો કરી બોલી: 'ઈનામ?'

શિશિરે કૌતુકપૂર્વક હસીને કહ્યું: 'શાનું?'

સંધ્યાએ હસીને કહ્યું: 'જે મળતાં તમે સૌથી વધારે ખુશી થાઓ તે આપું તો?'

શિશિરે ઉત્સુક બની ઓરડામાં ચારે તરફ નજર કરી લઈ, પછી સંધ્યાના મોં સામે જોયું.

સંધ્યાએ મંદ મંદ હસતાં હસતાં કહ્યું: 'ઓરડામાં વિદ્યુત છે કે નહિ એ જોવા ફાંફાં મારો છો ને? ઠીક, તો તમારે માટે એને પહેલેથી જ અહીં બોલાવી રાખી છે. એનું જ હું ઇનામ માગું છું.'

શિશિરે કૃતજ્ઞતાથી આર્દ્ર સ્વરે કહ્યું: 'દરરોજ હું તમારી પાસેથી જે વણમાગ્યો અણધાર્યો આનંદ પામી રહ્યો છું, ભાભી, એના બદલામાં હું મારું સર્વસ્વ ધરી દઈને બેઠો છું. એ પછી પણ જો કંઈ આપવાનું બાકી રહેતું હોય તો રાજા હરિશ્ચંદ્રની પેઠે જાતે વેચાઈને આપવાનું મારાથી બને તેમ નથી, કારણકે હું પોતે તો તમારી સૌની આગળ ક્યારનો યે વેચાઈ ગયેલો છું!'

સંધ્યાની આંખોમાં તોફાનની વીજળી રમી ગઈ. વિનોદી હાસ્યથી મોં ઉજ્જ્વળ કરી તે બોલી: 'તો તમે મારા વેચાણ છો. તમારા ઉપર મારો અધિકાર છે. હું તમને વેચી નાખું કે કોઈને દાનમાં પણ આપી દઉં. ચાલો, અહીં આવો!'

આમ કહી શિશિરનો હાથ પકડી સંધ્યા તેને અંદર ખેંચી ગઈ, અને વિદ્યુતના હાથમાં તેનો હાથ મૂકી બોલી: 'લે બાઈ વિદ્યુત, આ હું તને દઈ દઉં છું. સાચવીને રાખજે, આવું રત્ન બહુ પુણ્ય કર્યાં હોય તો હાથ લાગે!'

સંધ્યાની આ ભૂમિકાથી સુખનાં મોજાં ઊછળ્યાં, અને હાસ્ય-વિનોદ, ગમ્મત, તથા ગાનવાદનના પ્રબળ પ્રવાહમાં સૌ તણાઈ ગયાં.

મનની રજેરજ ગ્લાનિ દૂર કરીને, સાંજે શિશિર રજા લઈને જવાનું કરતો હતો, ત્યાં સુનયનીએ તેને બોલાવ્યો: 'શિશિર, જરા અહીં આવ તો!'

શિશિરને બાજુના ઓરડામાં બોલાવીને સુનયનીએ પૂછ્યું: 'હાં રે, તું ભણીગણીને નોકરી કરવા જઇશ ત્યારે પગાર લેવાનો કે મફતમાં વૈતરું કૂટવાનો ?'

સુનયનીના સવાલનો ભાવાર્થ સમજી શિશિર માત્ર હસ્યો.

સુનયનીએ બોલવા માંડ્યું: 'પગાર લઇશ તો શું લોકો તે વખતે તારી નિંદા કરશે ?'

શિશિર સુનયનીની સ્નેહવ્યાકુળતા જોઈ ખુશ થઈ બોલ્યો: 'મા, મને તો અત્યારે કશાની ખોટ નથી ! શિષ્યવૃત્તિમાંથી મારું ખરચ નીકળે છે. વળી છાપાંમાં લેખો છપાય છે, તેમાંથી પણ કંઇક મળે છે. ચોપડીઓવાળા આગળથી થોડા રૂપિયા પણ આપી જાય છે. અને વનમાળીને હવે કશું આપવું પડતું નથી.'

આ સાંભળી સુનયનીએ સંતુષ્ટ થઇ કહ્યું: 'પણ કાલિદાસ તો કહેતો હતો કે તેં એક વનમાળીને બદલે દશ વનમાળી ભેગા કર્યા છે—કયા છોકરાની પાસે ચોપડીઓ ખરીદવાના પૈસા નથી, કોની પાસે લુગડાં નથી; કોણ ફી આપી શકે તેમ નથી, કઇ વિધવાને પેટ ભરવાના સાંસા છે, એ બધું તું શોધતો ફરે છે !'

શિશિરે હસીને કહ્યું: 'ગરીબાઇનું દુઃખ કેવું હોય છે તેની મને ખબર છે ને, મા !'

સુનયનીએ કહ્યું: 'એટલે તો હું કહેતી હતી કે તારાં આશ્રિતોનું તારી પુંજીથી પૂરું ન થઇ શકતું હોય તો મને કહેજે !'

શિશિરે પ્રણામ કરી કહ્યું: 'અન્નપૂર્ણાનો પ્રસાદ લેવા માટે મારા જેવા ઘણા કંગાળોને હું અહીં ખેંચી લાવીશ, મા !'

શિશિર અને વિદ્યુતના ગયા પછી થોડીવારે રજત ઘેર પાછો

આવ્યો. પહેલાં રજત બહારથી ઘેર આવતાં જ સીધો અંતઃપુરમાં આવતો, મા અને પત્નીની સાથે બે અક્ષર વાતચીત કર્યા વગર તે કદી પણ કામમાં પરોવાતો નહિ. પરંતુ હવે તે પહેલાંની પેઠે મા અને પત્નીની પાસે દોડી જતો નહોતો—તે બહારના બેઠકખંડમાં જ બેસી રહેતો, ખાવા સૂવાનો વખત થાય ત્યારે જ તે અંદર આવતો. તે વખતે પણ તેને કેટલી બૂમો પાડીને ઉઠાડવો પડતો.

આજે તે ઘેર આવ્યો ત્યારે સંધ્યાએ ધાર્યું કે આજે તો તેણે જાતે શિશિરને અહીં મોકલ્યો છે એટલે શિશિરના ખબર કાઢવા તે તરત જ ઘરમાં આવશે. શિશિર જતો રહ્યો છે એવું જાણે તો પણ બહાર ભરાઈ રહેવા જેવો સંકોચ એણે મનમાં રાખી મૂકવાનું કંઈ કારણ નથી. એટલે સંધ્યા આતુરતાપૂર્વક તેની રાહ જોઈ રહી, પરંતુ રજત ઘરમાં ગયો જ નહિ. અંદરથી સંધ્યા રજતના લખવા વાંચવાના ઓરડામાં દીવો બળતો જોઈ શકતી હતી. બહુ વાર સુધી રાહ જોયા પછી છેવટે નિઃશ્વાસ નાખી તે ધીરે ધીરે બહારના ઓરડામાં આવી.

રજત એકલો તે ઓરડામાં ખુરશીમાં શૂનમૂન બેઠો હતો. ભૂતથી બીને માણસ જેમ ચમકી પડે, તેમ રજત સંધ્યાને ઉદાસ મોંએ ઓરડામાં દાખલ થતી જોતાં જ ચમકીને બોલી ઊઠયો. 'તું અહીં કેમ?'

સંધ્યાએ મૃદુ સ્વરે કહ્યું: 'તમે તો મને અહીં ખેંચી આણી છે. અહીં ન આવું તો તમારાં દર્શન થતાં નથી.'

રજતે બેપરવા ભાવે કહ્યું: 'હં સંધ્યા, અત્યારે શું આવી રોતલ વાતોમાં પડયા રહેવાની ઊંમર અને વખત છે? છાપું કાઢવાનું છે, એટલે અત્યારે તો એ સિવાય બીજો કોઈ જ વિચાર મારા મગજમાં આવતો નથી.'

સંધ્યાએ પતિના શબ્દોથી પીડા અનુભવીને કહ્યું: 'તમે ક્યાં કશું કરો છો તે? શૂનમૂન બેસી રહ્યા છો! આટલો વખત ઘરમાં ન બેસાત?'

રજતે કહ્યુ: 'સ્ત્રીઓને લોકો અમથા મૂરખ નથી કહેતા! વિચાર ન કરીએ તો કામ થાય કેવી રીતે? વિચાર એ જ કાર્યનું મૂળ છે'

બોલતાં બોલતાં સંધ્યાની નજર મેજ ઉપર પડેલા એક કાગળ ઉપર પડી હતી. તે કાગળ ઉપર શિશિરનું નામ જોઇ, આકર્ષાઈને તેણે તે વાંચવા માંડયો હતો—

'શિશિર બાબુના લેખની ખોટી નિંદા હું 'સંગ્રહ' માં છાપી શકું તેમ નહોતો, તેથી મેં તમારી ઇર્ષ્યાથી ધગધગતી કટુ સમાલોચના કાઢી નાખીને, તેને બદલે મારો પોતાનો અભિપ્રાય છાપ્યો હતો. તેને લીધે તમે મારી ઓફિસમાં આવીને જંગલીની પેઠે મને અપમાનકારક શબ્દો સંભળાવી ગયા ને ઝગડો કરી ગયા...

આટલું વાંચતાં એનું કુતૂહલ વધી ગયું એટલે વધારે વાંચવા વાસ્તે તેણે હાથ લાંબો કર્યો. સંધ્યાને બેધ્યાન જોઈ તેની દૃષ્ટિનું અનુસરણ કરતાં રજતે તેની નજર ક્યાં પડી હતી તે જોઇ લીધું. તે જ વખતે સંધ્યાએ કાગળ લેવા હાથ લાંબો કર્યો.

રજતે એકદમ ભૂધર બાબુનો કાગળ ખેંચી લઇ કહ્યું: 'જે તે પર તારે નજર નાખવાનું કારણ?'

સંધ્યાએ છાતી ચીરી નાખે તેવો દીર્ઘ નિઃશ્વાસ નાખી કહ્યું: 'મારાથી તમારે કંઇ છુપાવવાનું હોય છે એવું આજ લગી હું જાણતી નહોતી.'

રજત કંઇ બોલ્યો નહિ. સંધ્યા મેજ ઉપર બે હાથ ટેકવીને

માથું નીચું ઘાલી ઊભી રહી. તેના સ્વમાન ઉપર આઘાત થવાથી તેનું સમસ્ત અંતઃકરણ રૂદન વાટે વહી જવાનું કરતું હતું. બહુ વાર પછી રજત બોલ્યો: 'ઘરમાં જા, હમણાં કોઈ આવી પહોંચશે.'

સંધ્યા પતિના મોં સામે જોઈ દીર્ઘનિઃશ્વાસ દબાવી દઈ, ધીરે ધીરે ત્યાંથી જતી રહી. પોતાને ઓરડામાંથી કાઢી મૂકવા માટે પતિને અધીરો બનેલો જોઈ તેને બહુ આઘાત થયો. બે વરસથી તેઓ સાથે રહેતાં હતાં, પણ આજ લગી પતિના હાથની પકડમાંથી પાલવ છોડાવવા બહુ આજીજી વિનંતિ કરવી પડતી! કેટલું કરે ત્યારે સાસુને ઘરકામમાં મદદ કરવા જવાની એને રજા મળતી. અને આજે ચાહીને એ એમની પાસે ગઈ, તો પણ એની સાથે બે ઘડી વાત કરવાની એમને ફુરસદ નહોતી. ઊલટા એને કાઢી મૂકવા તે અધીરા બન્યા હતા. સંધ્યાની આંખોમાંથી પાણી પડવા માંડ્યું. એનું મન વિહ્વળ બની બનીને એને પૂછતું હતું કે આવું કેમ થયું? આવું શાથી થયું?

હવે સંધ્યાને યાદ આવ્યું કે 'સંગ્રહ'માં શિશિરનાં લખાણ છપાયાં છે એવું જાણતાં જ રજત ચમકી ઊઠ્યો હતો, અને તરત જ ઘરમાંથી બહાર નીકળી ગયો હતો. તેને હવે સમજ પડી કે ભૂધર બાબુ કેમ હવે અહીં આવતા નથી, રજતની સાહિત્યસભા શાથી ભાંગી પડી, અને શાથી એણે પોતે નવું છાપું કાઢવાનો ઠરાવ કર્યો છે! આ બધાનું કારણ ભલા સાલસ નિર્દોષ શિશિર પ્રત્યેની રજતને ઈર્ષ્યા છે એ સમજતાં પણ સંધ્યાને વાર લાગી નહિ. જેમ જેમ એ શિશિરના લેખો વાંચતી હતી, તેમ તેમ એને વધારે ને વધારે ખાતરી થતી જતી હતી કે 'સુકાની'માં શિશિરના નામે પ્રગટ થયેલો લેખ મારો લખેલો છે એવું રજતે કહ્યું ત્યારે તે નરાતાળ જૂઠું જ બોલ્યો હતો. તેને થયું કે હું તો એ જુઠાણાને સાચું માની લઇ, શિશિ-

રને ભોંઠા પાડવા ગઈ હતી, પણ શિશિરે મારા પતિનો મિથ્યા આરોપ કેવો પ્રસન્ન મુખે સહન કર્યો હતો—મને એણે સાચી વાતની ખબરે પડવા દીધી નહોતી! શિશિરના મહત્ત્વની તુલનામાં પોતાના પતિની આ ક્ષુદ્રતા જોઈ તે ખિન્ન બની ગઇ, અને તેનું હૃદય શિશિર તરફ કરુણા અને સન્માનથી ભરાઈ ગયું. પોતાના પતિના અપરાધને લીધે, પોતે શિશિરનો અપરાધ કર્યો છે, એવું માની તે મનમાં લજ્જા અનુભવવા લાગી. શિશિર હમણાં જ અમારે ઘેર આવીને હસ્યો, વાતો કરી, ગાન વાદન કરીને ગયો! રજત શું કરી રહ્યો છે તેની કદાચ તેને ખબર પણ હશે. તેના હૃદયની આ મોટાઇ અને આનંદમય ક્ષમા સંધ્યાની નજરે પરમ સુન્દર દેખાયાં—તે જોઇ તેનું મન મુગ્ધ બની ગયું. પોતાના પતિની સાથે તુલના કરી જોતાં તેને શિશિર ખૂબ ચડિયાતો લાગવા માંડ્યો.

શિશિર સંધ્યા અને સુનયનીની રજા લઇને પોતાના મુકામે જતો હતો, ત્યાં રસ્તામાં તેને ભૂધર બાબુ મળી ગયા. ભૂધર બાબુએ હસીને કહ્યું: 'નમસ્તે શિશિર બાબુ, તમારા દોસ્તને તમે ગાંડો કરી મૂક્યો છે!'

શિશિરે હસીને પૂછ્યું 'કેવી રીતે?'

'તેણે તમારા લેખની બદબોઇ ભરેલી સમાલોચના લખીને 'સંગ્રહ' માં છાપવા મોકલી હતી. પણ મેં એ ન છાપી, અને મારી મરજી પ્રમાણે સમાલોચના લખીને છાપી, તેથી તે આવીને મારી સાથે ઝઘડો કરી ગયો! હવે કહે છે કે તમને ગાળો દેવાનું ફાવે એટલા માટે તે એક છાપું કાઢવાનો છે.'

ભૂધર બાબુને મોંએ રજતની આ નિષ્ઠુર ક્ષુદ્રતાનો પરિચય મળતાં શિશિરને ખૂબ દુઃખ થયું. તેમ છતાં તે દુઃખ છુપાવીને બોલ્યો:

'માણસ માણસના મત જુદા હોય છે, અને જુદા જ રહેવાના...... આજે તો મને માફ કરો, ભૂધર બાબુ, હું અત્યારે બહુ કામમાં છું.'

આમ કહી એ ભૂધરના હાથમાંથી છટકી તો ગયો, પણ રજતની વર્તણૂક પર એને ખૂબ જ શરમનો અનુભવ થતો હતો. કોઇ રજતની નિંદા કરે તો તેથી એને દુઃખ થતું હતું, એથી એને શરમાવા જેવું લાગતું હતું. આ નિંદાનું પરોક્ષ કારણ પોતે હતો તેથી નહિ, પરંતુ રજત તેનો પરમ હિતેચ્છુ મિત્ર હતો, રજતની મા અને બ્રી તેનાં સ્વજન હતાં તેથી.

શિશિરના મનમાં માત્ર એક જ સવાલ ઘોળાવા લાગ્યો: 'રજત શા માટે આવું કરે છે? એને શું જોઈએ છે?'

: ૨૩ :

આખા બંગાળને ભપકાદાર દીવાલપત્રોથી છાઇ નાખીને દરેક દરેક છાપામાં ' તમ' પ્રત્યયવાળાં વિશેષણોના ઢગલા સાથે જાહેર ખબરો છપાવીને પોતાનાં માણસોની જીભે જીભે, ઘંટાનાદ કરાવી મહા ધામધૂમપૂર્વક રજતે 'નારદ' નું પ્રાગટ્ય કર્યું. બંગાળનાં તમામ માસિકપત્રો કરતાં એ મોટું હતું, તમામ કરતાં એમાં વધારે ચિત્રો હતાં, તમામ કરતાં એમાં વપરાયેલા કાગળ ઊંચી જાતના હતા, લેખોમાં માત્ર વાર્તાઓ, નવલકથાઓ ને ટૂચકા—લોકોના વિચારો અને માન્યતાઓની વિરુદ્ધ એક અક્ષરે નહિ. ચિરકાલના સંસ્કારોનું સમર્થન કરવા માટે સનાતન હિંદુ ધર્મની જયઘોષણા અને સસ્તી ગુલબાંગોનો એમાં પાર ન હતો. ઉપરાંત એમાં બીજાં તમામ માસિક પત્રોની અતિ કડક સમાલોચના કરેલી હતી. આથી કરીને 'નારદ' બહાર પડતાંવેંત આવકાર પામવા લાગ્યું, એકી સાથે આટલી બધી વાતો વાંચવાના લોભે સ્ત્રીઓએ એનો પ્રચાર વધારી દીધો. હિંદુ ધર્મના રક્ષક તરીકે સનાતનીઓએ તેનો સત્કાર કર્યો. તમામ માસિકોના

કડક સમાલોચક તરીકે યુવાનોમાં એનું માન થયું. ચિત્રોથી ભરપૂર જોઈને બાળકો અને નિરક્ષરો પણ એનાં વખાણ કરવા લાગ્યા. તમામ શ્રેણી અને તમામ અવસ્થાના માણસો ઉત્સાહથી ' નારદ ' ખરીદવા લાગ્યા—કોઈએ છૂટક અંક ખરીદ્યો, તો કોઈએ વરસનું લવાજમ ભર્યું.

અવિરત પ્રશંસાનો ઢોલ પીટી પીટીને આખા બંગાળમાં ઘેરઘેર સૌનાં મનમાં કુતૂહલ અને ઉત્સાહ જગાડવામાં આવ્યો હતો, તેથી જાળમાં માછલાં દોડી આવે તેમ ઘણા લોકો સહેલાઈથી 'નારદ' તરફ આકર્ષાયા હતા. આખા બંગાળમાં ' નારદ 'નો જયજયકાર બોલાઈ ગયો હતો. ઘેરે ઘેર નારદ પહોંચી ગયું. જ્યાં જુઓ ત્યાં લોકોના હાથમાં ' નારદ ' જોવા મળે ! માસિકપત્રનું નામ પડતાં જ લોકો પહેલું ' નારદ ' નું નામ દેતા—સૌને ખાતરી હતી કે આવું પત્ર न भूतो न भविष्यति ।

સૌના કરતાં વધારે આનંદ સંધ્યાને થયો હતો. પરંતુ એનો એ આનંદ નિર્મળ અને અખંડ રહી શક્યો નહિ કારણકે પહેલા જ અંકથી સમાલોચનામાં લીટીએ લીટીએ શિશિરના લેખો વિષે શ્લેષ, વ્યંગ, અને કટૂક્તિના પ્રયોગો કરવામાં આવ્યા હતા, એટલે પતિના આ છાપાથી એને ગર્વ થયો હતો, છતાં પણ તે દિલ ખોલીને પોતાનો આનંદ પ્રગટ કરી શકી નહિ.

' નારદ ' હાથમાં લઈને શિશિરે હસતાં હસતાં આવીને કહ્યું: ' ભાભી, જોયું, મારો ભાઈ કંઈ જેવો તેવો છે ?'

પણ આ સાંભળી સંધ્યાના મોં પર આનંદને બદલે શરમ ધસી આવી. તેને થયું કે રજતે હવે શિશિરને ખૂબ ગાળો દીધી છે તેનો ઉલ્લેખ કરીને શિશિર એની મશ્કરી કરે છે ! ભલે રજત સાહિત્ય-સમાલોચનાના ઊંચા આદર્શની મોટી મોટી બડાઈઓ હાંકે, પણ

સંખ્યા છેક મૂરખ નહોતી, તે પણ સાહિત્યમાં સારું ખોટું સમજી શકતી હતી, શિશિરના લેખોને તે કેમે નકામા, તુચ્છ અને અર્થહીન કહી શકતી નહોતી. તે કોમળ હૃદયની હતી, અને શિશિર પ્રત્યે તેને મમતા હતી. તેથી તેનાથી થોડી પક્ષપાતની અતિશયતા થતી હોય તે બાદ કરીને જોતાં પણ શિશિરના લખાણ તરફ તે રજતના જેવી નિર્દય અને કઠોર બની શકતી નહોતી. પોતાના પતિની આ સમાલોચનામાં તેને ન્યાયપરાયણતાને બદલે વધારે તો વ્યક્તિગત ગુસ્સો અને ઈર્ષ્યા જ દેખાતાં હતાં. પોતાના પતિની આ ક્ષુદ્રાશયતા જોઈ તે એવી શરમાતી હતી કે પોતે પોતાને શિશિરની અપરાધણ માનવા લાગી હતી.

પરંતુ 'નારદ'ની કઠોર સમાલોચનાથી શિશિરને નુકસાન થવાને બદલે ઊલટો ફાયદો થયો. 'નારદ' સિવાયનાં બીજાં બધાં છાપામાં શિશિરની ખૂબ ખૂબ પ્રશંસા આવતી, અને એકમાત્ર 'નારદ'માં તેની ખૂબ ખૂબ નિંદા આવતી. આ સ્તુતિ અને નિંદાએ સૌની આગળ સિદ્ધ કરી દીધું કે શિશિર ભલે નવો લેખક રહ્યો, પણ એ કોઈ સાધારણ લેખક નથી. કેટલાંક માસિકપત્રો એટલાં બધાં અનિયમિત હતાં કે બબ્બે ત્રણ ત્રણ મહિને તેમનો અંક પ્રગટ થતો; તેમના સંપાદકોએ પણ હવે શિશિરનો લેખ વહેલો વહેલો પ્રગટ કરી દેવાના ઉત્સાહમાં એકીસાથે બબ્બે ત્રણ ત્રણ અંકો છપાવીને પ્રગટ કરી નાખ્યા, અને ઊંચા પ્રકારનાં માસિકપત્રોમાં પોતાના માસિકની ગણના કરાવી દીધી. વાચકો પણ એકીસાથે અનેક છાપાંના અનેક અંકોમાં શિશિરના લેખો જોઈને તેની શક્તિનો સારો પરિચય પામી, તેના તરફ આકર્ષાયા, ને મુગ્ધ બન્યા. તેમના એ ભક્તિભાવ ઉપર આઘાત કરીને એક તરફ નારદે સૌને શિશિરના વધારે અનુરાગી બનાવ્યા અને બીજી તરફ તેમનામાં, શિશિર બાબુને 'નારદે' આજે કઈ ગાળ દીધી છે એ જોવાનું કુતૂહલ પેદા કર્યું.

આ અણધારી સફળતાથી રજતનો ગર્વ, દંભ, અને અહંકાર ખૂબ વધી ગયો પરંતુ શિશિરની આગળ તેનો વિજયગર્વ પાંગળો બની જતો. શિશિરને જોતાં જ તેને શરમનો અનુભવ થતો, પોતે અન્યાય કરી રહ્યો છે તેવું લાગતું; શિશિર હસતે મોઢે 'નારદ'નાં વખાણ કરતો તે તેનાથી સહેવાતાં નહિ, શિશિરને મોઢે 'નારદ'નાં વખાણ તેને મશ્કરી જેવાં લાગતાં.

શિશિરને 'નારદ'નાં વખાણ કરતો જોઈ એક વખત ખગેને મલોકાંમાં પાનનો ડૂચો ભરીને બૂમ પાડી પૂછ્યું: 'શિશિર બાબુ, સમાલોચના કેવી લાગી ?'

શિશિરે હસીને કહ્યું: 'એકંદરે ખરાબ નહિ. શાક ચટણીના જેવી લહેજતદાર લાગી !

રજત આ સાંભળતો હતો. પણ તે વખતે શિશિરની સામે જોવાની તેની હિંમત ચાલી નહિ.

ખગેને કહ્યું: '' સુકાની 'ની સમાલોચના વનમાલીએ લખી છે મેં 'મુદ્રિકા 'ની લખી છે, અને રજત બાબુએ 'સંગ્રહ 'ની લખી છે.'

શિશિરે રજતની સામે જોઈ હસીને કહ્યું: 'સંગ્રહ 'ની સમાલોચના રજતે લખી છે તે હું તેના તીખા તમતમાટ પરથી જ સમજી ગયો હતો. આવો મસાલો પાકી કલમ સિવાય મળવો મુશ્કેલ. વનમાલી પણ મને ગાભો દઈને કલમ કસતો લાગે છે.'

વનમાલી શરમ અને ક્રોધથી કાળો પડી ગયો. તેણે નીચું જોયું. રજત કંઈ પણ બોલ્યા વગર ઊઠીને જતો રહ્યો.

રજત ઘરમાં આવ્યો ત્યારે સંધ્યાએ બીતાં બીતાં, સફળતાના ગર્વથી મહિમાવાન બનેલા પતિની પાસે જઈને કુંઠિત મુખે કહ્યું:

'શિશિર ઠાકુરપોને આવી રીતે ગાળો દઈને ઉતારી પાડવાનું કરો છો તે તમને શોભતું નથી.'

રજત સંધ્યાની સામે તીવ્ર નજર ફેંકી, કંઈપણ બોલ્યા વગર ત્યાંથી જતો રહ્યો.

ઓરડામાંથી બહાર નીકળતાં જ સુનયનીએ કહ્યું: 'અરે રજત, તારા છાપામાં શિશિરને આવી ગાળો ભાંડવાનું શું કારણ? આ તું શું કરે છે?'

અહીંથી પણ હડસેલો ખાઈને રજત છટકી ગયો.

આવી રીતે 'નારદ'ના જેટલા અંકો બહાર પડે તે બધાયમાં મોટે ભાગે શિશિરની જ કડક ટીકા થતી. રજત કેમે એ પ્રવૃત્તિને દાબી શકતો નહોતો—તે દાબવા માગે તો ખગેન અને વનમાલી એને ઉશ્કેરી મૂકી કહેતા કે આ ટીકાના પ્રતાપે તો 'નારદ'ની આટલી પ્રતિષ્ઠા છે, હવે શિશિરની દયા ખાઈને આત્મહત્યા કરવી છે શું? પરંતુ જેમ જેમ શિશિરની ઉપર વધારે ને વધારે અપમાનનો વરસાદ વરસાવવામાં આવતો, તેમ તેમ શિશિરને હસતું મો દેખાડતાં તેને શરમ આવતી હતી. તેની મા હવે કંઇ કહેતી નહોતી, પરંતુ માની ગંભીર મૂર્તિ જોઈને તેનું મન ત્રાસી જતું હતું. સંધ્યા પણ કશું કહેતી નહોતી, પરંતુ તે પણ હવે પહેલાંની પેઠે રજતના લેખોનાં કાગળિયાં પડાવી લઈને ઉત્સાહથી વાંચવા બેસી જતી નહોતી; રજતના લેખમાં શી ખબર શું અપ્રિય વાત લખેલી હશે એ બીકે તે એ તરફ ડોકિયું કરતાં પણ ગભરાતી હતી. તે હવે પહેલાંની પેઠે પતિની સાથે ઉત્સાહથી સાહિત્યની ચર્ચા પણ કરતી નહિ આખો દિવસ તે ઉદાસ રહેતી, અને પતિને અપરાધીની કોટીમાં મૂકી દેતી. તે બીજાં છાપાંમાં છપાતા શિશિરના લેખો રજતથી છૂપી રીતે વાંચતી, અને રજત આવી ચડે તો એકદમ

છાપું બંધ કરી હતી. તે વખતે રજતને થતું કે 'નારદ' પ્રગટ કરીને મેં બહાર ભમે એવી બહાદુરી બતાવી હોય, અને વાહવા મેળવી હોય પણ મારા ઘરમાં તો હું વધારે ને વધારે પર બની રહ્યો છું. મારાં સ્વજનોના મનમાં મારી રીતભાતને લીધે આ છૂપી વેદના પળેપળે મારા પ્રત્યે અણગમો પેદા કરી રહી છે.

જો શિશિરે પણ રજતના ઉપર એવો અણગમો બતાવ્યો હોત, અને એ એનાથી આઘો રહ્યો હોત, તો કદાચ રજત પોતાનાં સ્વજનોથી આટલો દૂર ન પડી ગયો હોત. પરંતુ શિશિરનું પ્રસન્ન હસતું મુખ જોઈ, રજત પોતાને સ્વસ્થ રાખી શકતો નહોતો. કોઈ વખત તેને થતું કે શિશિર મારા આ મરણિયા પ્રયત્નની નિષ્ફળતા જોઈ મને હસે છે,—તે વખતે શિશિરને છૂંદીને નામશેષ કરી નાખવાનો તેનો સંકલ્પ વધારે પ્રબળ બની જતો. વળી કોઈ વખત તેને થતું કે શિશિરે મારો આ અપરાધ શાંત ઉદાર ભાવે માફ કર્યો છે, અને તમામ અપમાનોની વેદના તે હસીને બરદાસ્ત કરી રહ્યો છે— તે વખતે શિશિરના ચારિત્ર્યબળ આગળ પોતાને હીન અને હારેલો જોઈ રજત દુઃખ અને ક્ષોભથી વધારે ઉગ્ર બની જતો. કોઈ માણસ કોઈ બાબતમાં મારા કરતાં આગળ વધી, બહાદુરી લઈ જાય એ ખ્યાલ પણ એનાથી વેઠાતો નહિ. હું મારી મા અને સ્ત્રીની આગળ આ શિશિરની ખાતર પરાયો બની રહ્યો છું, અને એ શિશિર તેમનો લાડકો બની રહ્યો છે, તથા તેઓ તેને સ્નેહ અને મમતાથી નવરાવી રહ્યાં છે, એ જોઈ રજતનું ચિત્ત ગરમ અને ઈર્ષાળુ બની જતું. હવે તે શિશિરને કાંસ સમજવા લાગ્યો હતો, તે માથી બીતો હતો, અને સ્ત્રીની આગળ સંકોચ અનુભવતો હતો. તેને ઘેર ભરાતી સમિતિની બેઠકો બંધ થઈ ગઈ હતી, ગાનવાદન અને આનંદવિનોદ બંધ થઈ ગયાં હતાં. પોતાનું જ ઘર તેને હવે ભયાનક લાગતું હતું. —આ ઘરમાં શિશિર આવતો હતો, વિદ્યુત આવતી હતી, મા હતી,

ત્રી હતી, પણ એમાંના કોઈની પણ સામે એ આંખો ઊંચકીને જોઈ શકતો નહોતો ! શિશિર હસતો, વિદ્યુત ગંભીર રહેતી, મા ઉદાસ હતી, અને ત્રી વિચારવશ હતી. તેઓ આખી દુનિયાની વાતો કરતાં, પણ સાહિત્યની વાત ન કાઢતાં; માસિકપત્રોની, 'નારદ'ની કે સમાલોચનાની વાત ન કાઢતાં—અને રજતને તો એ સિવાય બીજું કંઈ સૂઝતું નહોતું. શિશિર કોઈ વખત એ વાત કાઢવાનો પ્રયાસ કરતો, તો રજતને થતું કે આમાં આનો કોઈ દુષ્ટ હેતુ છે, આમ કરીને કદાચ એ મારી હાંસી કરવા માગે છે. આ પ્રસંગ નીકળતાં જ વિદ્યુત એકદમ ગંભીર બની જતી, સંધ્યા ઉદાસ બની ત્યાંથી ઊઠી જતી, અને સુનયની તરત જ એ વાતને ટાળી દેવા બીજી વાત કાઢતી. રજત લજ્જા, ક્રોધ, અને ઉશ્કેરાટને લીધે મનમાં મનમાં બળી રહેતો. આવી રીતે આ લોકોની સાથે રહેવું તેને માટે બહુ અઘરું અને દુઃખદાયક બની ગયું હતું. તેથી હવે તે એમનાથી આઘો ને આઘો રહેવાનું કરતો હતો છાપખાનું, લેખક, ઑફિસ, વગેરેની પાછળ દોડાદોડી કરવામાં હવે એનો બધો વખત જતો હતો. જ્યારે ક્યાંય જવાનું ન જડે ત્યારે તે પોતાના સાથીદારોને લઈને નાટક કે સિનેમા જોવા ઊપડી જતો, તો કોઈ કોઈ વખત નર્તકીઓને ઘેર નાચગાનના જલસાઓમાં પણ દિલ બહેલાવવા જતો. તેણે હવે કૉલેજ છોડી દીધી હતી, અને આ બધામાં પડ્યો હતો.

શિશિર મોઢે તો હસતો, પણ ધીમે ધીમે રજતનું અધઃપતન થઈ રહેલું જોઈ તેના અંતરમાં અપાર વેદના થતી હતી. આને માટે તે પોતાને જ જવાબદાર ગણતો. એના પર રજતને ઈર્ષ્યા પેદા થઈ, અને એમાંથી જ એની આ ખરાબીની શરૂઆત થઈ હતી, પણ એ અટકાવવાનો કોઈ પણ ઉપાય એને જડતો નહોતો. તે સમજી શકતો હતો કે મારાથી દૂર રહેવા વાસ્તે જ રજત બહાર

ભટકતો રહે છે, અને મારા તરફ મમતા હોવાને લીધે જ રજતની મા અને બી પણ રજતથી અસંતુષ્ટ બની ગયાં છે અને એથી જ રજત પણ તેમનાથી દૂર ભાગે છે. પરંતુ વખતે સંધ્યા અને સુનયનીને વધારે દુ:ખ થાય એ બીકે તે પોતાનો સંબંધ એકદમ તોડી નાખી શકતો પણ નહોતો, તેમ છતાં બની શકે તેટલો સંબંધ કાપી નાખવાનો તે હમેશાં પ્રયત્ન કરતો જ રહેતો હતો. પરીક્ષા પાસે આવી છે કહીને તેણે હવે રોજ આવવાનું માંડી વાળ્યું હતું. પરંતુ રજતની રીતભાતથી મને ખોટું લાગ્યું છે માટે હું નથી આવતો એવું એમને ન લાગે એટલા માટે તેણે આવવાનું છેક બંધ પણ કરી નાખ્યું નહોતું. 'નારદ' નો અંક બહાર પડતાં જ શિશિર હસતો હસતો આવીને ઊભો રહેતો,—કદાચ કલહના અવતાર 'નારદ' નાં શબ્દબાણ તેને દેવર્ષિ નારદની વીણાના સ્વર જેવાં મીઠાં લાગતાં હશે ! સંધ્યા હસીને તેનો સત્કાર કરતી, પણ એ હાસ્યમાં દુ:ખની છાયા પડેલી રહેતી; તેની વર્તણૂકમાં પહેલાંના જેવો આનંદનો ઊભરો નહોતો, અને વાણીમાં ફૂર્તિ નહોતી. યુવતી સંધ્યા આ થોડાક મહિનામાં પ્રૌઢા જેવી ગંભીર બની ગઈ હતી.

આનંદમયી સુનયની પુત્રવિયોગના શોકથી મૂઢ બનેલી હતી. તે મહા મુસીબતે હસી શકતી. આ નિરાનંદપુરીમાં શિશિર બળાત્કારે હસતો, બબડતો, ગાતો બજાવતો, અને એમ બે કલાક જૂની સુખ-સ્મૃતિ જગાવીને, આનંદ કરવાનો પ્રયત્ન કરીને તે હસતે મોઢે છૂટો પડતો—જાણે અસંગત કે અપ્રીતિકર કશું બન્યું જ નથી એવો એનો ભાવ હતો. પરંતુ દરવાજામાંથી બહાર નીકળતાં જ તે આંખો લૂછતો. ઘરની અંદરના અજવાળામાંથી નીકળતાં જ બહારનો ધૂળ-ધુમાડાવાળો અંધકાર તેના અંતરને ઘેરી લેતો.

ધીમેધીમે 'નારદ'ની સાહિત્ય-સમાલોચના વ્યક્તિગત સમાલોચના બની ગઈ, ખાસ કરીને શિશિરની બાબતમાં.

શિશિર એટલે ઝાકળ. તે ઝાકળનું બિંદુ છે, અને વૃષ્ટિધારાની તોલે પહોંચવાની હામ ભીડે છે. એના હૃદયમાં પરાયું અજવાળું પડે ત્યારે જ એ ચળકે છે; પણ એ ઋણ ભૂલી જઇને એ રજતની સ્વાભાવિક ઉજ્જવળતાને હરાવવાની હોડ બકે છે. એ ખાલી માત્ર શીશી છે, કાચા કાચની સાધારણ શીશી થઈને એ કસ્તુરીનો આધાર થવાની હોંશ રાખે છે. એ છોકરું છે, હજી તો કોલેજમાં ભણે છે, અને સાહિત્યસમ્રાટ થવાની અભિલાખા રાખે છે. જેની પાસે એક કાણી કોડી નથી, એ શરાફીની દુકાન કાઢીને બેસવાના મનસૂબા રાખે છે, ઝાકળનું એક બિંદડું સાહિત્યની ટંકશાળમાં છપાઇને જેની કિંમત નક્કી થઇ ગઇ છે એવા રજતની તોલે આવવાની ખવાયેશ રાખે છે! આવી આવી કંઇ કંઈ ટીકાઓ લખાવા માંડી.

આ વાંચી શિશિરે રજતને ઘેર જઇને કહ્યું: ‘ રજત, તારા ‘ નારદે ’ હવે આ શું શરૂ કર્યું ? લેખના ગુણદોષની સમાલોચના કરતાં કરતાં લેખકની પણ સમાલોચના કરવા માંડી ? વ્યક્તિગત આક્ષેપ કરવો એ ઠીક છે ? ’

રજતે કહ્યું: ‘ આમાં કયાં કોઇની બદનક્ષી કરી છે ? બદનક્ષી ન થાય ત્યાં સુધી મને એમાં કંઇ દોષ દેખાતો નથી, અને જો કોઇને લાગે કે એમાં બદનક્ષી થઈ છે તો કોરટનાં બારણાં ઉઘાડાં છે, એ જઈ શકે છે!’

શિશિરે હસીને કહ્યું: ‘ ઠીક, તો હું કોરટમાં જઇશ. ન્યાયાધીશ તું! મા અને ભાભી જુરી! ’

રજતે ગુસ્સે થઈને કહ્યું: ‘ બધી વાતે બૈરાં આગળ શરો છે તું! પુરુષો પુરુષો શક્તિની પરીક્ષા કરે, તેમાં બૈરાં આગળ ફરિયાદ કરી રોકકળ કરવાનું કાંઈ કારણ ? આમ કરી કરીને તેં મા અને સંખ્યાને મારા ઉપર ગુસ્સે કરી મૂક્યાં છે! ’

શિશિરે હસીને કહ્યું: 'આમાં તારી ભૂલ થાય છે, રજત! જીતવાનું તો વિધાતાએ મારા કપાળમાં લખેલું જ નથી, જન્મથી હું હારતો જ આવું છું. જેનો વિધાતા જ વાદી છે તે કોની પાસે ફરિયાદ કરવા જવાનો છે, અને કઈ આશાએ?'

રજત મૂગો બની બેઠો. શિશિર ત્યાંથી બહાર નીકળી ગયો. મારી મા અને સ્ત્રી શિશિરની ઉશ્કેરણીથી મારી ઉપર અણગમો બતાવે છે એવું રજતને માનતો જોઈ શિશિરને દુઃખ થયું, અને આનંદ પણ થયો. તેને થયું કે સુનયની અને સંધ્યા એટલાં બધાં નિષ્પક્ષ છે અને મારા તરફ એટલી બધી મમતા ધરાવે છે કે તેઓ પોતાના પુત્ર અને પતિનો આ સાધારણ અપરાધ પણ ક્ષમા કરી શકતાં નથી.

શિશિર હવે અઠવાડિયે કે પખવાડિયે રજતને ઘેર આવતો, પણ હજી યે તેણે આવવાનું ઓછું કરી દેવાનો ઠરાવ કર્યો.

'નારદ' માં હવે વ્યક્તિગત આક્ષેપો વધવા માંડ્યા હતા. શિશિર ગરીબ છે, માએ એને કાઢી મૂક્યો હતો. બાપે વેચી માર્યો હતો, દત્તક પુત્ર થયો, અને ત્યાંથી પણ ઝાડુ મળ્યું! એ પારકાનું ખાઈને જીવે છે વગેરે વગેરે શબ્દોમાં તેનો લાંબો પરિચય અપાવા માંડ્યો.

સંધ્યા હાથમાં 'નારદ' લઈને રજતની પાસે જઈને મ્લાન મુખે ઊભી રહી. લખતાં લખતાં રજતે એક પળ તેની સામું જોઈ લઈ કહ્યું: 'ઠપકો દેવા આવી છો?'

સંધ્યાએ દુઃખી સ્વરે કહ્યું: 'હું તમારી પાસે આવું એટલે ઠપકો દેવા જ આવું છું એમ માની લેવાનું?'

રજતે રોષમાં કહ્યું: 'આજકાલ એ સિવાય તમારી સાથે મારો કોઈ સંબંધ દેખાતો નથી.'

સંધ્યાએ પણ રોષભર્યાં કંઠે કહ્યું: 'તમે પણ ક્યાં પહેલાંનો સંબંધ રાખ્યો છે?...'

રજત કંઇક બોલવા જતો હતો, પણ સંધ્યાએ એને બોલવા દીધા વગર જ એકદમ કહ્યું: 'હું લડવા આવી નથી, ઠપકો દેવાયે આવી નથી, હું તો તમારી પાસે એક ભીખ માગવા આવી છું.— 'નારદ' બંધ કરી દો, આ બધી રસાકસી, ને દ્વેષાદ્વેષી છોડી દો, ફરી આપણો પહેલાંનો આનંદ પાછો લાવો! શિશિર ઠાકુરપોએ તમારું એવું શું બગાડ્યું છે કે તમે એમની સામે આમ લાગ્યા છો?'

રજતે ગુસ્સે થઇ, લખવાનું રહેવા દઈ, સંધ્યાની સામે ફરી, તીખા સ્વરે બોલી નાખ્યું: 'બગાડયું નથી એમ? એણે મારી માનો અને મારી બીનો પ્રેમ સુદ્ધાં પડાવી લીધો છે, એણે મારી કીર્તિનો નાશ કર્યો છે—

રજતનો ઉશ્કેરાયેલો અવાજ સાંભળીને સુનયનીએ ઓરડામાં આવી કહ્યું: 'પણ એમાં તો તારો પોતાનો જ વાંક છે.'

માને આવતી જોતાં જ રજત બીજે બારણેથી પલાયન થઈ ગયો.

સંધ્યા પણ પતિના દુષ્કર્મની શરમથી સાસુની આગળ મોં ખુપાવતી. તે પણ નીચું માથું કરી બહાર જતી રહી.

પોતાના ઓરડામાં જઈને સંધ્યા શિશિરને કાગળ લખવા બેઠી:

ઠાકુરપો,

જે લોકો તમારા ઊંચે ફરકતા યશોધ્વજને ધૂળભેગો કરવાનો પ્રયત્ન કરે છે, તેઓ પોતે જ ધૂળભેગા થઇને પોતાની અશક્તિનો પરિચય કરાવી રહ્યા છે. તમે તેજસ્વી દિવાકર છો, ધૂળ ઉડાડી તમારા તેજને ઢાંકી દેવાની દુરાશા રાખ-

નારાઓની છેવટે દુર્દશા જ થશે. તમે એ મૂર્ખ અશક્તોને પ્રસન્ન મનથી ક્ષમા કરી શકો છો એ જ એમનો સૌથી મોટો પરાજય છે.

લિ૦ તમારી દુઃખી ભાભી

સુનયનીએ પણ શિશિરને કાગળ લખ્યો :

બાબા,

મારા પેટના દીકરાના દુષ્કર્મથી હું એવી શરમાઉં છું કે એ શરમનો ભાર, કેવળ મારા સ્નેહના દીકરાની માણસાઈના ગૌરવથી જ હું સહી શકું છું.

તારી મા

રજતના હલકા આચરણથી શિશિરના મનમાં જે દુઃખ અને ગ્લાનિ પેદા થયાં હતાં, તે સુનયની અને સંધ્યાના આ બે સ્નેહભર્યા પત્રોથી દૂર થઈ ગયાં. એ વાંચતાં જ શિશિર એકદમ દોડતો આવ્યો, અને સુનયની અને સંધ્યાની સાથે હમેશના સ્વાભાવિક હસતા મોંએ વાતો કરવા લાગ્યો—કંઈક બની ગયું છે, અથવા તો મને તમારા કાગળો મળ્યા છે એવો ઈશારો સુદ્ધાં તેણે કર્યો નહિ. તે વખતે સુનયની અને સંધ્યાને થયું કે આને કાગળ ન લખ્યો હોત તો યે ચાલત—આ આશુતોષ પોતે હસતે મોઢે ઝેર પીવાનો, ને બીજાને અમૃત પાવાનો !

આવા અભદ્ર આક્રમણ પછી પણ શિશિર પોતાને ઘેર આવે છે અને હસીને વાતો કરે છે એ જાણી રજતે કહ્યું: ' અસલ બેશરમ ! આવો નફ્ફટ કોઈ જોયો નહિ !'

વનમાળી બોલી ઊઠયો : ' તે ન હોય ? કેવા ઘરમાં એનો જનમ થયો છે !'

વનમાળીના મુખના આ શબ્દો ખુશામદપ્રિય રજતને પણ અણુછાજતા લાગ્યા. તે આગળ કંઈ બોલ્યો નહિ.

એવામાં કાલિદાસ ત્યાં આવી ઊભો.

રજતે હસીને કહ્યું: 'કેમ રે કાલિદાસ, તું તો હમણાંનો કંઈ દેખાતો પણ નથી ?'

કાલિદાસે રૂઢ સ્વરે કહ્યું: 'તમારી પાસે કોઈ ભદ્ર પુરુષ આવી શકે એવો રસ્તો જ તમે ધીમે ધીમે બંધ કરી રહ્યા છો. કેટલાક ખુશામતિયા ને હલકા માણસો હવે તમારા સાગરિદો બન્યા છે—આને તમે તમારી મોટી બહાદુરી સમજો છો ! પણ આ મૂઠીભર માણસો સિવાય આખી દુનિયા તમારા પર ફિટકાર વરસાવે છે એની ખબર છે ?'

રજતે હસીને કહ્યું: 'શિશિર બાબુના વકીલ બનીને મારે ઘેર મને ગાળો દેવા આવ્યા છો ! ઠીક, આવો ! આજ લગી હું સમજતો હતો કે મારાં શબ્દબાણ ગેંડાની પીઠે જ વાગતા લાગે છે; પણ એકાદ બે હૈયામાં એ ચોંટે છે એ જોઈને મને આનંદ થાય છે. લીધેલી મહેનત છેક નકામી નથી ગઈ એટલું સમજાયું.'

કાલિદાસે અગ્નિશર્મા થઈને કહ્યું: 'મહેનત નકામી શાની જાય ? પોતાના અધઃપતનનો ખાડો સારી પેઠે ઊંડો ખોદી રહ્યા છો ! તમારી આ દુર્દશા જોઈ ખરેખર બહુ લાગી આવે છે.'

રજતે હસીને કહ્યું: 'આપના ઉદાર આશ્વાસન માટે આપનો બહુ આભાર માનું છું, મારા માનવંતા વણમાગ્યા મિત્ર !'

કાલિદાસ રજતની રીતભાતથી સ્તબ્ધ બની ત્યાંથી જતો રહ્યો.

કાલિદાસનો ઘાંટો સાંભળીને ઘરમાંથી શિશિર બહાર દોડી આવ્યો હતો. કાલિદાસને બૂમ પાડતો પાડતો તે તેની પાછળ દોડ્યો. 'અરે કાલિદાસ, ઊભો રહે, ઊભો રહે ! ગુસ્સે થઈને કેમ જાય છે !'

પણ કાલિદાસ રોષમાં ચાલ્યો જ જતો હતો; શિશિરે દોટ મૂકીને તેને પકડી પાડ્યો, ને ઊભો રાખ્યો. પછી હસીને પૂછ્યું: ' આવો ગુસ્સામાં કેમ ? '

કાલિદાસે હસીને તમામ દુઃખ અને ક્રોધ દબાવી દઈ કહ્યું: ' કશું નથી. એ તો મારી એક ખાનગી બાબત છે. '

એટલામાં ખગેને ત્યાં આવી પહોંચી છૂટે મોએ બોલવા માંડ્યું: ' કાલિદાસ બાબુ, તમે તો અમને પણ બાબો સંભળાવી દીધી કાંઈ! અમારે તો શિશિર બાબુ પણ દોસ્ત છે, રજત બાબુ પણ દોસ્ત છે— રજત બાબુ લખવાનું કહે છે, એટલે શું કરીએ, કહો ! લખવું પડે છે. જે લખીએ તે છપાય છે અને બદલામાં સારી દક્ષિણા પણ મળે છે. વગર પૈસે ખાણું મળે અને ઊંચો વિલાયતી દારૂ મળે એ કંઈ ઓછું નથી ! શિશિર બાબુ આવી કંઈ વ્યવસ્થા કરે તો અમે એમના પક્ષમાં રહીને બાયો ચડાવીએ ! '

કાલિદાસે તિરસ્કારપૂર્વક એની સામે જોઈ જોરથી ચાલવા માંડ્યું. શિશિરે ખગેનનો ખભો થાબડી હસીને કહ્યું: ' મોટા માણસોને બકરાં, મુરઘાં ને બુલબુલની લડાઈઓ પોસાય. હું તો ગરીબ માણસ છું, ખગેન બાબુ, એવો વિલાસ મને કેમ પોસાય ? '

ખગેનને શ્લેષ સમજતાં વાર લાગતી. તેથી તે બોલ્યો: ' ના, હું તો તમે લોકો અમને દોષી ગણો છો કે નહિ તે પૂછું છું. '

શિશિરે છૂટા પડતાં પડતાં બીજી બાજુ જોઈ, હસીને કહ્યું: ' હું તો કોઈને દોષી ગણતો નથી. '

: ૨૪ :

તે દિવસે બુધવાર હતો. વિદ્યુતની બોર્ડિંગમાં એક છોકરીને શીતળા નીકળવાથી બોર્ડિંગ છોડી સૌને ઘેર જવાનો હુકમ થયો હતો. એટલે સાંજે ગાડી ભાડે કરીને, વિદ્યુત પોતાનો સરસામાન લઇને પોતાને ઘેર આવી. ગાડીમાંથી ઊતરતાં જ તેણે એક હિંદુસ્થાની નોકરને ઘરના બારણા આગળ બેઠેલો જોયો, પણ એ એમનો હંમેશનો નોકર ધુરી નહોતો. વિદ્યુતને ગાડીમાંથી ઊતરતી જોઇ તે ઊઠીને ઊભો થયો. એની પડખે થઈને વિદ્યુત ઘરમાં પેસવા જતી હતી, ત્યાં તેણે તેને અટકાવીને કહ્યું: 'ઘરમાં કોઇ નથી.'

વિદ્યુતે પાછા ફરી કહ્યું: 'માઇજી ક્યાં ગયાં છે?'

જવાબ મળ્યો: 'માઇજી સોનાબાછીવાળા ઘરમાં ગયાં છે.' 'બાઇજી' શબ્દ સાંભળી ચમકીને વિદ્યુત તેની સામે જોઈ રહી.

ભૈયાએ બોલવા માંડ્યું: 'બાઇજી આ ઘરમાં રહેતાં નથી. તેમની એક નાની બેટી છે, એનાથી છૂપી રીતે તેઓ સોનાબાછીવાળા

ઘરમાં રહે છે. શનિવારે એ બેઠી આ ઘરમાં આવે છે, એટલે તેઓ પણ અહીં આવે છે; અને સોમવારે પાછાં જતાં રહે છે. આજે બાઇજીનાં નાચગાનનો જલસો છે, એક મોટા બાબુને મજરો કરવાનો છે; ફક્કડ મજલિસ જામવાની છે!'

આ માણસનો પ્રલાપ સાંભળી, રોષ, શરમ અને ઘૃણાથી અને કોઈ અજ્ઞાત ભયથી એકદમ વિદ્યુતના મોં પરથી લોહી ઊડી ગયું. તેણે મહા કષ્ટે પૂછ્યું: 'ધુરી ક્યાં ગયો?'

'તે મને આ ઘરની ચોકીદારીનું કામ સોંપી, બાઇજીનાં નાચગાન જોવા સોનાગાછી ગયો છે. તમારે પણ ત્યાં જવાનું છેને? તમારો પણ નાચવાનો વાયદો છેને?'

જેમતેમ આત્મસંવરણ કરી વિદ્યુતે પૂછ્યું: 'એ ઘર ક્યાં આવ્યું? તને ખબર છે?'

'હા, ધુરી મને કહેતો ગયો છે. થાનાદારની ગલીમાં તીન નંબર!'

વિદ્યુતની આંખોમાંથી આગ વરસતી હતી. તેના શરીરના બુંદે બુંદમાં આગ લાગી ગઈ હતી. તેના જન્મની લજ્જા, તેના પોતાના અસ્તિત્વની લજ્જા તેનો ફિટકાર કરી રહી હતી—મારી મા બજારની ધંધાદારી નર્તકી છે—એવું તેના માન્યામાં આવતું નહોતું. વીસ વરસની તેની ઉંમર થઈ હતી. તેને થયું, શું આટલાં બધાં વરસથી મારી મા મારાથી છુપાવીને આ શરમજનક ધંધો કરી રહી છે? આટલા માટે શું એણે મને નાનપણથી છાત્રાલયમાં રાખી છે? સ્કૂલ કૉલેજની રજાઓમાં હું ઘેર આવું છું ત્યારે એ આ ઘરમાં આવી જાય છે, ને મને એને વિષે કશી ખબર પડવા દેતી નથી, પણ બાકીના દિવસો તે વેશ્યાવાડામાં ગાળે છે!

આ વિચાર આવતાં જ વિદ્યુતનું મન પોતાની મા પ્રત્યે એકી સાથે ઘૃણા અને ભક્તિભાવથી ભરાઈ ગયું. પોતે આવી હોવા છતાં

પણ મારી મા મને એવા હલકા માર્ગે ધસડી ગઈ નહિ, અને મારા જીવનને કે મનને એણે કલુષિત કર્યું નહિ, એ વિચારે વિદ્યુતનું મન મા પ્રત્યે કૃતજ્ઞતાથી ભરાઈ ગયું. પરંતુ તેની સાથે સાથે 'મારી આવી મા!' એ વિચારથી તેનું મન ઘૃણાથી ભરાઇ ગયું.

ગાડી એ સમાજની દીવાલો બહારની કળી તરફ આગળ વધવા લાગી, તેમ તેમ વિદ્યુતને લાગવા માંડ્યું કે મારું આખું જીવન લજ્જા-મય બની ગયું છે. મારી જીવનભરની આશાઓ આકાંક્ષાઓ હવે ધૂળભેગી થઇ ગઇ છે, મારી હોંશો મરી ગઇ છે. તે મનમાં વિચારો ઘોળતી હતી કે એક દિવસ શિશિરની સહધર્મિણી થઈને હું શિશિરને સુખી કરી શકીશ. પરંતુ એની એ આશા, શિયાળાની સાંજના ધુમ્મસની પેઠે ઓગળી ગઈ! તેને થયું: આ કલંકિત જીવન હવે જગતમાં ક્યા કામમાં આવશે? શું મોં લઈને હવે હું સમાજની પાસે કોઇ અધિકારનો દાવો કરી શકીશ?

સોનાગાછીમાં ગાડી પેસતાં જ, ત્યાંના અંધિયાર દૂષિત વાયુથી જાણે વિદ્યુતનો શ્વાસ બંધ થવા આવ્યો. પણ પાછા ફરવાનું તેને મન નહોતું. મારી મા કેવી છે તે એક વખત નજરોનજર જોયા વિના ક્યાંય ઠરીને બેસી નહિ શકું, એવું એને લાગતું હતું. વળી જવું પણ ક્યાં? કોનો આશ્રય લેવો? જે દુર્ગતિમાંથી મને બચાવવા મારી માએ આટઆટલા પ્રયાસો કર્યા છે, તે જ દુર્ગતિના પંકમાં શું છેવટે મારે ડૂબવું પડશે? આ વિચારે તે કમકમી ઊઠી.

વિદ્યુતને ગાડીમાં જતી જોઈ કોઈ બાબુ બોલી ઊઠ્યોઃ 'કેવી ખૂબસૂરત છે!'

બે યુવકો ઇસ્તરીબંધ પહેરણની બાંયો પર ફૂલની માળા લટ-કાવીને, લાઠી ફેરવતા ફેરવતા જતા હતા. તેમાંનો એક વિદ્યુતને જોઈ બોલી ઊઠ્યોઃ 'અરે જો, જો! બુલબુલ! ક્યા માળામાં રહે છે એ!'

બીજો યુવક ટપ દઈને ગાડીના પગથિયા પર ચડી જઈને બોલ્યો: 'તારું ઘર ક્યાં આવ્યું, બાઈ!'

વિદ્યુતનું મોં ભય અને લજ્જાથી લાલ થઈ ગયું. તેમ છતાં તેણે સ્વસ્થતાપૂર્વક કહ્યું: 'હું અહીં નથી રહેતી.'

એ માણસે કહ્યું: 'એ હું જાણું છું, બાબા! આ મહોલ્લામાં એકે ઘર મારું અજાણ્યું નથી. સુન્દરી કહીએ તો અહીં એક ક્ષણપ્રભા બાઈજી છે—પણ એ યે તારા જેવી નહિ!'

આ શબ્દો સાંભળી વિદ્યુતને હજાર હજાર વીંછીના ડંખ લાગ્યા હોય એટલી વેદના થઈ. તેણે એકદમ ઊંચી થઈને બે હાથે એ માણસને ધક્કો મારી, બૂમ પાડી: 'ગાડી જોરથી લો!'

એ માણસ રસ્તા પર ચતોપાટ પડી ગયો. રસ્તા પરથી લોકો તેની આસપાસ ભેગા થઈ ગયા. સૌએ ધાર્યું કે દારુના કેફમાં લથડિયું ખાઈ બાબુ ધૂળમાં આળોટી પડ્યા છે.

થાનાદારની ગલીમાં ત્રણ નંબરના ઘર આગળ જઈને ગાડી ઊભી રહી. ગાડીવાળાએ ઊતરીને બારણું ઉઘાડતાં જ, જાણે કોઈએ એને પાછળથી ધક્કો માર્યો હોય એમ વિદ્યુત એકદમ નીચે ઊતરી પડી—રસ્તા પરથી જ તેને તેની માના ગળાનો મધુર અવાજ સંભળાતો હતો—એ અવાજ તેનો જાણીતો હતો. કારણ કે પોતે ગાનવાદન અને નૃત્ય પોતાની મા પાસેથી જ શીખી હતી. હવે વિદ્યુતને સમજ પડી કે કેવું ભયંકર નુકસાન વહોરીને તેની મા સંગીત અને નૃત્યમાં આવી નિપૂણ બની શકી હતી. ઘરમાં દાખલ થતાં એના પગ ધ્રૂજતા હતા. એની મા તે વખતે જે ગીત ગાઈ રહી હતી તે સાંભળીને જ તેને શરમ અને ઘૃણાથી મરી જવા જેવું લાગતું હતું! આવું ગીત, અજાણ્યા પુરુષોની આગળ, એમના પૈસાના બદલામાં, એમના મનોરંજનાર્થે મારી મા ગાઈ રહી છે

એવી કલ્પના કરતાં પણ વિદ્યુતને મૃત્યુ કરતાં વધારે પીડા થતી હતી. ઘરમાં આગળ વધવાની એની હિંમત ચાલતી નહોતી. આ તરફ આ રૂપાળી મનોહારિણી રૂપવતી યુવતીને ઘરની બહાર વ્યાકુળભાવે ઊભી રહેલી જોઈ રસ્તે જતા પુરુષો લોલુપતાથી ભેગા થતા હતા. એટલે, ન છૂટકે વિદ્યુત ઘરમાં જઈને ઊભી.

બોંયતળિયાની એકેએક ઓરડીમાં વારાંગનાઓ રહેતી હતી.—કોઈ માથું ઓળતી હતી, કોઈ મોઢે પાઉડર લગાડતી હતી, તો કોઈ હુક્કો ગગડાવતી હતી. મેડા ઉપર જવાની નિસરણી શોધવા વિદ્યુત વ્યાકુળભાવે ચારે તરફ નજર નાખતી હતી, પરંતુ કોઈને તે કશું પૂછી શકતી નહોતી. ઘૃણા અને લજ્જાથી તેની જીભ સિવાઈ ગઈ હતી. કોઈ પુરુષ એક ઓરડીમાંથી હાથમાં હુક્કો લઈને બહાર દોડી આવ્યો, અને દારુથી ગંધાતા સ્વરે બોલ્યો: 'તારે કોનું કામ છે, માઈ ડીઅર! હું તારા શ્રીચરણની રજ છું!'

આમ કહી તે હાથ લંબાવી વિદ્યુતનો હાથ પકડવા ગયો. વિદ્યુતે હાથ સરકાવી લઈ અદ્ભુત ધીરતા સાથે સહજભાવે પૂછ્યું: 'ઉપર જવાનો દાદર દેખાડશો!'

વિદ્યુતને વિનયથી બોલતી જોઈ તે માણસે પણ વિનયથી કહ્યું: 'આવો, આવો, હું દેખાડી દઉં! હું આપના શ્રીચરણની રજ છું—જેમ હુકમ કરશો તેમ કરીશ.'

વિદ્યુત બીતી બીતી તે માણસની પાછળ પાછળ ગઈ, અને દાદર નજરે પડતાં જ ઝડપથી બેત્રણ પગથિયાં એક સાથે કૂદીને ઉપર ચડી ગઈ.

ઉપર ચડ્યા પછી, પરસાળના અંધારામાં ઊભીને વિદ્યુતે જોયું તો સામેના એક ખંડમાં, વીજળીના દીવાઓના ઝાકાર અજવાળામાં,

એની મા, અંગેઅંગમાં ઘરેણાં પહેરીને, જરિયાન આસમાની ઓઢણીનો પાલવ બે બાજુએ બે પાંખોની પેઠે ફરકાવીને, શ્રોતાઓની સામે હાસ્યછટાપૂર્વક કટાક્ષો ફેંકી ફેંકીને અપ્સરાની પેઠે નૃત્ય કરતી ગાઈ રહી હતી; અને મિજલસમાં પાનની ડબી અને દારુની પ્યાલીઓ લઈને રજત તથા તેના સાથીદારો—ખગેન, પૂર્ણ, હેમ, વનમાળી વગેરે બેઠા હતા. એ લોકો નૃત્યના તાલે તાલે શરીર ઊંચું નીચું કરતા હતા, તથા રહીરહીને મોટેથી વાહવા વાહવા પોકારતા હતા. વિદ્યુત થોડીવાર જડની પેઠે ઊભી ઊભી આ દૃશ્ય જોઈ રહી. એવામાં રજત હાથમાં મદિરાની પ્યાલી લઈને ઊભો થયો. પછી ક્ષણપ્રભાની કમરે હાથ વીંટાળીને, તેણે એ મદિરાપાત્ર તેના હોઠને અડકાડ્યું. અસહ્ય લજ્જાની મર્મદારક વેદનાથી, આકાશને ચીરી નાખીને વીજળી પડે, તેમ તેનો કંઠ ફાડીને દુઃખની ચીસ બહાર નીકળી પડી—'મા !'

આ દર્દનાક ચીસથી ચમકીને ક્ષણપ્રભાએ એક ઝટકો મારી રજતને આઘો હડસેલી દીધો, પછી અંધારા ભણી તીક્ષ્ણ આંખો ફેરવીને તેણે પણ ચીસ પાડી : 'વિદ્યુત્ !'

વિદ્યુતને જે જોવું હતું તે જોવાઈ ગયું હતું. પોતાની માને પણ મોં બતાવતાં તેને શરમ આવતી હતી. તે જેવી દોડતી ઉપર ચડી આવી હતી, તેવી જ દોડતી નીચે ઊતરી પડી, અને એકદમ ગાડીમાં ચડી બેસી, શ્વાસભેર બોલી ઊઠી: 'જલદી ચલાવો !'

વિદ્યુતને ચાલી જતી જોતાં જ ક્ષણપ્રભાએ પણ દોટ મૂકી. તેણે બૂમો પાડવા માંડી : 'વિદ્યુત્, ઓ વિદ્યુત, મને પણ તારી સાથે લઈ જા !'

ક્ષણપ્રભા ઘરના બારણા આગળ આવી તે વખતે વિદ્યુતની ગાડી ગલીના નાકા સુધી પહોંચી ગઈ હતી. પાછળ આવતી વિપત્તિ-

માંથી બચવાની વ્યાકુળતામાં બોલતી હોય તેમ વિદ્યુત તીવ્ર સ્વરે ગાડીવાળાને કહી રહી હતી: ' જલદી ! જલદી ! ' ક્ષણપ્રભાએ એ શબ્દો સાંભળ્યા.

ક્ષણપ્રભા પાષાણની પ્રતિમાની પેઠે બારણામાં ઊભી ઊભી વિદ્યુતને જતી જોઈ રહી.

કોઈ સ્ત્રીએ બાજુના ઘરમાંથી આવીને હસીને પૂછ્યું: ' હા રે બની, આ કે તારી છોકરી ? એ કોઈ બાજુની બંધાયેલી છે કે છૂટી ? ક્યાં રહે છે એ ? એને કેમ કદી અહીં લાવતી નથી ? '

ક્ષણપ્રભા પાગલની પેઠે આંખો કાઢી તેની સામે જોઈ કર્કશ સ્વરે બોલી: ' મારા મોં આગળથી ભાગ, કહું છું, નહિતો હમણાં તારો ટોટો પીસી નાખીશ. '

બોલતાં બોલતાં ક્ષણપ્રભાએ બંને હાથ તેની સામે લાંબા કરી, આંગળાં વાળીને દશે નખ કેવા ધારદાર છે એ બતાવ્યું. પેલી સ્ત્રીએ બીને ' ઓ મા ! આ તો ગાંડી થઇ ગઈ લાગે છે ! ' કહી કૂદકો મારી પોતાની ઓરડીમાં ભરાઇ જઈ, બારણું અંદરથી બંધ કરી દીધું.

ક્ષણપ્રભા એવા જ ઢંગમાં દોડતી ઉપર ગઈ કે રજતે હસીને તેને કહ્યું: ' ક્ષણપ્રભા, એ તારી છોકરી છે, એમ ? અહાહા ! આટલા દિવસ હું કેવો અંધારામાં રહ્યો ! તારાથી એ પકડાઈ નહિ ? '

ક્ષણપ્રભાએ એકદમ દારૂની બાટલી ઉપાડીને રજતને છૂટી મારી. માથું સરકાવી લેવાથી રજત બચી ગયો, પણ બાટલી જઈને વાગી બગેનને, અને તેના કાચના ટુકડાઓએ ઊડીને ઘાયલ કર્યાં વનમાલીને.

દારૂ અને લોહીથી આ લોકોને લાલ બનેલા જોઈ ક્ષણુપ્રભાએ બીજી બે બાટલીઓ બે હાથમાં પકડી બૂમ પાડી: 'ભાગો, કહું છું, નીકળો અહીંથી, નહિતો તમારી બધાની યે આવી દશા કર્યા વગર નહિ રહું! ધુરી, ધુરી, આ લોકોને બધાને બોચીમાંથી ઝાલી ઝાલીને બહાર કાઢ!'

ક્ષણુપ્રભાનું આ પાગલ લડાયક સ્વરૂપ જોઈ રજત વગેરે જોડા કે ચાદર લેવા રહ્યા વગર, જીવ બચાવવા ભાગી છૂટયા.

સૌને ભાગતા જોઈ ક્ષણુપ્રભા હાથમાંની બાટલીઓ ફેંકી દઈ, ફરસબંધી પર પછાડ ખાઈને પડી.

ઘરવાળીએ આવીને તિરસ્કારપૂર્વક કહ્યું: 'તને આ થયું છે શું, બની! છેવટે મારામારીનો મામલો કરી થાણામાં જવું છે?'

પણ ક્ષણુપ્રભા તરફથી કંઈ જવાબ ન મળ્યો, એટલે તેણે નીચા નમી તેના જડ શરીર સામું જોઈ બૂમ પાડી: 'ઓ મા, આ તો બેભાન થઈ ગઈ છે!'

એ ઘરમાં સૌને ખબર હતી કે ક્ષણુપ્રભાને કોઈ કોઈ વખત મૂર્છા આવે છે. તેથી દાક્તરને બોલાવવામાં આવ્યો.

અનેક પ્રયત્નો પછી, પાછલી રાતે ભાન આવતાં ક્ષણુપ્રભા પાલખી મગાવી, પોતાના શ્યામબજારવાળા ઘેર આવી. અહીં વિદ્યુતનો મેળાપ થશે એવી તેણે આશા રાખી હતી. પરંતુ વિદ્યુત એ ઘેર પાછી ગઈ જ નહોતી. ધુરીને ક્ષણુપ્રભાએ કોલેજના છાત્રાલયમાં તપાસ કરવા મોકલ્યો; તે સમાચાર લાવ્યો કે વિદ્યુત ત્યાં પણ નથી. છાત્રાલયમાં શીતળાનો રોગ ફેલાવાથી ગઈ કાલે સાંજે તે ત્યાંથી જતી રહી છે, પાછી આવી નથી. રજતને ઘેર તો વિદ્યુત ન જ

જાય એવી ખાતરી હોવા છતાં ક્ષણપ્રભાએ ત્યાં પણ ખબર કઢાવી. પરંતુ ત્યાંયે તે નહોતી.

હવે ક્ષણપ્રભાનું મન વ્યાકુળ બની ગયું. કલકત્તાના આવા માનવમહેરામણમાં એક બુદબુદ કયાં ખોવાઈ ગયું તે કેવી રીતે શોધવું ? એટલામાં તેને શિશિર યાદ આવ્યો. ક્ષણપ્રભાએ ભાંગેલા મને અને શરીરે પથારીમાં પડયાં પડયાં જ શિશિરને કાગળ લખ્યોઃ

કલ્યાણની મૂર્તિ,

એકદમ દયા કરી ઘડી આવી જાઓ. બહુ દુઃખમાં છું.

શુભેચ્છક ક્ષણપ્રભા.

: ૨૫ :

તાર જેવો આ કાગળ મળતાં શિશિર ગભરાઇ ગયો. શું થયું હશે ? કાલે રાતે ઓચિંતાની વિદ્યુત ગાડી લઇને એને ત્યાં આવી હતી, એ જોઇને તે નવાઈ પામી ગયો હતો કે આજે એ જાતે મને અહીં બોલાવવા કેમ આવી હશે ? નવાઈમાં ને નવાઇમાં તે એકદમ નીચે ઊતરી આવ્યો હતો.

એણે ગાડીમાં ડોકિયું કરીને જોયું તો ગાડીની અંદર અંધારામાં એક ખૂણે લપાઇને વિદ્યુત ખૂબ ગંભીર બનીને બેઠી હતી. ઝાંખા અજવાળામાં એનું મોં અડધું દેખાયું, અડધું ન દેખાયું, પણ એટલું જોઇને યે એ ચમકી ગયો. એણે પૂછ્યું: 'શું થયું છે ? આમ સરસામાન લઇને તમે ક્યાં જાઓ છો ?'

શિશિરના સવાલનો જવાબ ઉડાવી દઇ વિદ્યુતે અતિ ક્ષીણ સ્વરે કહ્યું: 'મારું એક કામ કરશો ? તમારા વગર મને મદદ કરે એવું આજે મારું કોઇ નથી.'

બોલતાં બોલતાં વિદ્યુતનો કંઠ ભૂંજી ઊઠ્યો, તેનો સ્વર આંસુથી ભરાઇ ગયો, તેની આંખોમાંથી પાણી પડવા લાગ્યું.

શિશિરે દુઃખી થઈ ગાડીમાં હાથ નાખી વિદ્યુતનો હાથ પોતાના હાથમાં લઇ દાબીને કહ્યું: ' શું કામ છે, કહે ! '

આ દારૂણ દુઃખના વખતે શિશિરના ' તું ' સંબોધને વિદ્યુતના કાનમાં અમૃતનો સંચાર કર્યો. વિદ્યુતે પોતાનો ગળાનો હાર, હાથની બંગડીઓ, કાનનાં એરિંગ વગેરે કાઢતાં કાઢતાં કહ્યું: ' આ બધું વેચીને કે ગીરો મૂકીને મને થોડા રુપિયા લાવી આપો, હું બહુ ભીડમાં છું. '

વિદ્યુતનાં ઘરેણાં પાછાં મૂકી દઇ શિશિરે કહ્યું: ' એ બધું ભલે રહ્યું તારી પાસે. તને હું રુપિયા લાવી દઉં છું. તું ઘેર જા, હું તને રુપિયા મોકલાવું છું. '

વિદ્યુતે ચમકી પડી કહ્યું: ' ઘેર ? મારે ઘર ક્યાં છે ? '

રસ્તામાં ઊભાં ઊભાં સુન્દરીની સાથે શિશિરને વાતો કરતો જોઇ લોકોનું કુતૂહલ વધવા માંડ્યું હતું. શિશિરના છાત્રાલયના છોકરા, કોઇ ઉત્સુક બની મેડા પરની પડાળીમાંથી ઝૂકીને જોતા હતા, તો કોઈ નીચેની ઓરડીઓની જાળીના સળિયાઓમાંથી ડોકિયાં કરતા હતા. એ જોઇ, તથા વિદ્યુતની સાથે હજી ઘણી વાત કરવાની છે એમ સમજી શિશિરે ગાડીમાં ચડી બેસી ગાડીવાળાને ગાડી હાંકવાનું કહ્યું.

ગાડીવાળો સમી સાંજના વખતથી શહેરના એક ભાગમાંથી બીજા ભાગમાં આ અદ્દભુત સવારીને લઇને ફરતો હતો. તેણે ચિડાઇને રુક્ષ સ્વરે કહ્યું કે હવે મારાથી નહિ જવાય, મારો ઘોડો થાકી ગયો છે.

શિશિરે કહ્યું: ' ઠીક, તો ચાલો, રસ્તામાં કોઈ બીજી ગાડી કરી તમને છોડી દેશું. '

સરસામાન લઇને વિદ્યુત નીકળી પડી છે, અને કહે છે કે ‘ મારે ઘર ક્યાં છે?’ એનો અર્થ શિશિર એવો સમજ્યો કે કદાચ તેને તેની માની સાથે બોલાચાલી થઇ હશે. ગાડીમાં વિદ્યુતની સામેની ગાદી પર બેસીને, બે હાથમાં વિદ્યુતના બંને હાથ પકડી રાખીને, શિશિરે ખુબ સ્નેહભર્યા સ્વરે દિલાસો આપતાં આપતાં કહ્યું: ‘ શું થયું છે, વિદ્યુત, મને બધી વાત કહે !’

વિદ્યુતે નીચા નમી, શિશિરના હાથમાં કેદી થઇ પડેલા પોતાના હાથમાં મોં છુપાવવાનો પ્રયાસ કરી કહ્યું: ‘ ના, ના, એ હું નહિ કહી શકું. હું બહુ કમનસીબ છું. એ સાંભળીને તમને પણ મારા પર તિરસ્કાર આવશે. ’

શિશિરનો મન ભેદ વધારે ગાઢો બની ગયો.

વિદ્યુતે પોતાનું મોં શિશિરના હાથમાં છુપાવ્યું હતું. એ હાથ ઉપર વિદ્યુતની આંખોમાંથી અવિરત આંસુનો પ્રવાહ વહી રહ્યો હોય એવું શિશિરને લાગ્યું. થોડી વાર ચૂપ રહી તેણે કહ્યું: ‘ ઘેર ન જવું હોય તો ચાલ, સંધ્યા ભાભીને ત્યાં. ’

વિદ્યુત એવી ને એવી વ્યાકુળતા અને વ્યગ્રતા અનુભવીને બોલી ઊઠી: ‘ ના, ના, મારાથી ક્યાંય જવાય એવું નથી. ’

શિશિરે વિચારમાં પડી કહ્યું: ‘ હું પણ ઘરબાર વગરનો છું. હવે તું ક્યાં રહીશ, કહે !’

વિદ્યુતે આંસુભીનું મુખ ઊંચું કરી કહ્યું: ‘ અત્યારે તો હું મારી કૉલેજની મેમ સાહેબને ત્યાં જઇશ. પણ તે પહેલાં મારે થોડા રૂપિયા જોઇએ છે. ’

રસ્તામાં એક બીજી ગાડી ભાડે કરી, શિશિરે તેમાં વિદ્યુતને

અને તેના સરસામાનને ચડાવીને કહ્યું: 'મારા થોડા રુપિયા રજતની પાસે પડયા છે. ચાલ, એની પાસેથી લાવીને તને આપી દઉં.'

રજતનું નામ સાંભળતાં જ વિદ્યુતના મોં પર એવી ભયાનક ઘૃણા દેખાઇ કે શિશિર એકદમ બોલી ઊઠયો: 'તું દરવાજા બહાર ગાડીમાં જ બેસી રહેજે, હું જઇને રુપિયા લઇ આવીશ.'

વિદ્યુત કંઈ બોલી નહિ, શિશિરે ગાડી રજતના ઘર તરફ લેવડાવી.

વિદ્યુતને દરવાજા બહાર ગાડીમાં જ બેઠેલી રાખીને, શિશિર રજતની પાસે રુપિયા લેવા ગયો. ઘરમાં પગ દેતાં જ તેણે રજત અને તેના સાથીદારોને ખૂબ હસી હસીને મહાકોલાહલ કરતા સાંભળ્યા. બધા એક સાથે બોલતા હતા. તેથી તૂટક તૂટક આટલા શબ્દો શિશિરના કાને પડયા: 'બેટી વિદ્યુતે આવી ચડીને બધી મજા બગાડી નાખી. એ ક્ષણપ્રભા બાઇજીની છોકરી છે એવી પહેલાંથી ખબર હોત તો બહુ સારું થાત!'

'હવે એક પોષમાં તો શિયાળો ખતમ થઇ જવાનો નથી ને? વિદ્યુત જવાની છે કયાં?'

શિશિરે બારણા આગળ આવીને બૂમ પાડી: 'રજત, જરા કામ છે.'

રજત ગાલ ભરી હસીને, પોતાના સાથીદારોની સામે નજર કરી લઈ, બહાર આવ્યો. શિશિરે ખૂબ ધીમેથી કહ્યું: 'મને પાંચસો રુપિયા ઉછીના આપશો? હું બહુ ભીડમાં છું. હમણાં ને હમણાં જોઇએ છે.'

અભિમાની શિશિર પોતાની પાસે રુપિયાની મદદ માગવા હાથ લંબાવી રહ્યો છે, એ જોઈ રજતનું મન વિજયના ગર્વથી ફૂલી ગયું. તેણે કહ્યું: 'આપું, ઉપર આવ.'

રજતે લોઢાનું કબાટ ઉઘાડી, તેમાંથી પાંચસો રુપિયા ગણીને કાઢ્યા. શિશિરે રુપિયા લઇ કહ્યું: 'કાગળ કલમ લાવો, હેન્ડનોટ—'

રજતે ના પાડતાં બેપરવાઇથી હસીને કહ્યું: 'હં! તારી પાસેથી હું હેન્ડનોટ લખાવું? બહુ રુપિયા ખરાને, તારું દિલ ચાહે ત્યારે આપજે, ન બને તો ન આપતો.'

ઘણે દિવસે રજતના મુખથી પહેલાંના જેવી આત્મીયતાની વાણી સાંભળી શિશિરે ખુશ થઇ હસીને કહ્યું: 'તોપણ જરા પહોંચ લખી રાખી હોય તો યાદ રહે.'

રજતે હસીને કાગળ કલમ આપી કહ્યું: 'ખરો છે ભાઈ, તું તો!'

શિશિરે હેન્ડનોટ લખી આપી રુપિયા લઇને ચાલવા માંડ્યું.

શિશિરનો અવાજ સાંભળી, તેને મળવા માટે સુનયની બહાર આવી, ત્યારે શિશિર ચાલ્યો ગયો હતો, અને રજત કબાટ બંધ કરતો હતો.

સુનયનીએ રજતને પૂછ્યું: 'શિશિર આવ્યો'તો કે શું?'

'હા, પાંચસો રુપિયા લઇ ગયો.'

'શું કરવા?'

'એ કંઇ કહ્યું નહિ!'

સુનયની ચિંતામાં પાછી ફરી ગઈ. તે વિચારમાં પડી ગઈ કે આટલી રાતે શિશિરને પાંચસો રુપિયાની શી જરૂર પડી હશે? આટલે દિવસે તે અહીં આવ્યો, છતાં અમને મળવા પણ ડોકાયો નહિ, એવી તે શી ઉતાવળમાં હશે એ?'

શિશિરે રુપિયા લાવી વિદ્યુતના હાથમાં મૂકી કહ્યું: 'પાંચસો છે. વધારે જોઇએ તો મને કહેજે.'

વિદ્યુત રુદનથી લાલ બનેલી આંખોમાં કૃતજ્ઞતા ભરીને શિશિરની સામે જોઈ રહી. શિશિરે ગાડીમાં હાથ લાંબો કર્યો. આજે વિદ્યુતે પોતાના બંને હાથમાં તેનો હાથ પકડી લઇને પોતાના હૃદયનો દર્દભર્યો પ્રણયાવેગ પ્રગટ કરી દીધો.

એ મેદી રાત્રિના અંધારામાં વિદ્યુતને વિદાય કરી આવ્યા પછી, આખી રાત શિશિરને ઊંઘ આવી નહોતી. સવારમાં જ તેને ક્ષણુપ્રભાની ચિઠ્ઠી મળી. તે તરત જ તેને ઘેર ગયો. વિદ્યુતની રીસનું કારણ અહીં જણાશે એવી તેને આશા હતી.

શિશિર ક્ષણુપ્રભાનું ફિક્કું મ્લાન મોં જોતાં જ બોલી ઊઠ્યોઃ 'તમે માંદાં તો નથી ને?'

આ સવાલનો જવાબ ન આપતાં ક્ષણુપ્રભાએ વ્યથિત સ્વરે કહ્યું: 'વિદ્યુત મને છોડીને જતી રહી છે. હું હવે ઝાઝું જીવવાની નથી. આ કાગળ તમારી પાસે રાખજો, તમે વાંચીને એને આપજો.'

આમ કહી ક્ષણુપ્રભાએ શિશિરના હાથમાં એક ખૂબ મોટું પરબીડિયું મૂક્યું. એની અંદર બીજાં ઘણાં કાગળિયાં સીલ કરીને મૂકેલાં હતાં. પરબીડિયાની ઉપર મોટા મોટા અક્ષરે શિશિર અને વિદ્યુતનાં નામ અંગ્રેજીમાં લખેલાં હતાં, અને બંગાળીમાં લખેલું હતું કે 'શનિવાર પહેલાં ખોલશો નહિ.'

શિશિરે ક્ષણુપ્રભાને આશ્વાસન આપતાં કહ્યું: 'આદીકરીને બોલાચાલી થઈ—એમાં તમે આટલાં વ્યાકુળ શા સારુ બની જાઓ છો! કાલે રાતે વિદ્યુત મારે ત્યાં આવી હતી. તે કૉલેજની મેમ સાહેબને ત્યાં જવાની હતી, કહો તો હું જઇને તેને લઈ આવું.'

ક્ષણુપ્રભાએ ક્ષીણ સ્વરે કહ્યું: 'ના, એ નહિ આવે, અને એને લઈ આવીને કશું કામ નથી. હું એની આગળ દોષિત છું,

હું એને મોં નહિ બતાવી શકું. તમે તેની સંભાળ રાખજો, સાચવજો. તે બહુ ભલી છોકરી છે, નિષ્પાપ છે, નિષ્કલંક છે. જોજો, સંસારના વમળમાં પડીને એ ડૂબી ન જાય!'

શિશિરને થયું કે શરીર સારું નથી, અને મનમાં ઉદ્વેગ છે, તેથી ક્ષણપ્રભા આવું અર્થ વગરનું બબડયા કરે છે.

તેણે કહ્યું: 'તમે ચિંતા ન કરો. વિદ્યુતની તમે બિલકુલ ફિકર કરશો નહિ!'

ક્ષણપ્રભાએ શાંતિથી એકી ટશે શિશિરની સામે જોઇ રહી દીર્ઘ નિ:શ્વાસ નાખ્યો. શિશિરે ઊભા થતાં કહ્યું: 'તો હવે હું જાઉં.'

તેના જવાબમાં પણ ક્ષણપ્રભા કશું બોલી નહિ.

: ૨૬ :

આવડા મોટા બીડામાં ક્ષણપ્રભાએ શું આપ્યું છે એ જાણવાનું કુતૂહલ હર પળે દબાવી રાખીને, સવાર થતાં જ શિશિર વિદ્યુતને મળવા, પરબીડિયું લઈને ગયો. શિશિરને મોંએ બધી વાત સાંભળી વિદ્યુત એકદમ ફિક્કી પડી ગઈ. તેણે કંપતા સ્વરે કહ્યું: 'તમે ખોલીને જુઓ !'

શિશિરે કહ્યું: 'ના, તું પહેલી જો. હું નહિ જોઉં તો ચાલશે.'

કોઈની કૌટુમ્બિક બાબત બીજાએ ન જાણવી ઠીક, એમ સમજી શિશિરે કુતૂહલને દાબી દીધું.

વિદ્યુતે ધ્રૂજતા હાથે પરબડિયું ઉઘાડીને જોયું તો એમાં એક સહીસિક્કાવાળું વિલ હતું, અને એક લાંબો કાગળ હતો. એના મથાળે જ લખેલું હતું: 'આ કાગળ તમે વાંચશો ત્યારે હું આ દુનિયામાં નહિ હોઉં. એટલે મારી શરમની કહાણી તમને કહેતાં હું શરમાતી નથી. મારું કલંક હું મારે જ હાથે મરણ વડે ઢાંકી દઈશ.'

આ વાંચતાં જ વિદ્યુત આંખે પાલવ દાબી ધ્રૂસકે ધ્રૂસકે રોવા લાગી. કાલે રાતના અંધારામાં જે શરમનું દુઃખ તેણે મહા કષ્ટે સહ્યું હતું, તે આજે દિવસના અજવાળામાં વધારે ભીષણ બની તેની સામે ઊભું હતું, અને તેમાં ઉમેરાઈ હતી માના મૃત્યુની શંકા. ગમે તેવી પણ એ મા હતી. એ માને જ તે નાનપણથી પોતાનું એક માત્ર સ્વજન ગણતી આવી હતી, એણે એને લાડ કર્યાં હતાં, અને એ પોતે પણ એની જ આગળ પોતાનું વહાલ દેખાડતી હતી. તે માએ પોતાના કલંકિત જીવનની હીનતા પોતે ભોગવી હતી, પણ એ કલંકની હીનતાથી પોતાની દીકરીના જીવનને તેણે મલીન થવા દીધું નહોતું. વીસ વરસ સુધી એણે પોતાનું આચરણ શરમને લીધે છોકરીથી છુપાવ્યું હતું, અને છોકરીને સન્માર્ગે રાખવા માટે એને જુદી રીતે ઉછેરવાનો પ્રયાસ કર્યો હતો. આ બધાને લીધે વિદ્યુતનું મન એની માને એકદમ ખરાબ ગણવાની પણ હિંમત કરી શકતું નહોતું. મા ઉપરનો એનો ભક્તિભાવ નષ્ટ થઈ ગયો હોવા છતાં પણ તેના પરની શ્રદ્ધા અને કૃતજ્ઞતા સાવ જતાં રહ્યાં નહોતાં.

શિશિરને કંઈ સમજ પડતી નહોતી, એટલે કેવી રીતે વિદ્યુતને દિલાસો આપવો તેનો તે નિર્ણય કરી શકતી નહોતી. તે માથું નીચું ઘાલી ચુપચુપ બેસી રહી હતી.

એકાએક બાજુના ઓરડામાંથી તેની આશ્રયદાતા મેમનો પગરવ સંભળાતાં, વિદ્યુતે આંખો લૂછી નાખી માનો કાગળ વાંચવા માંડ્યો: પત્ર આ પ્રમાણે હતો—

"જ્યારે તમે આ કાગળ વાંચશો ત્યારે હું આ લોકમાં નહિ હોઉં. એટલે મારી શરમની કહાણી તમને હું નિઃસંકોચ ભાવે કહી શકું છું. મારું કલંક હું મારા જ હાથે મરણ વડે ઢાંકીને જાઉં છું. મેં

ધાર્યું હતું કે મરણે તો મારા હૃદયમાં માળો બાંધ્યો છે, એટલે એક દિવસ ઓચિંતાનો મરણનો પડદો પડશે, અને હું આ કલંક-કાલિમા ગુપ્ત રાખીને અહીંથી જઈ શકીશ.—હું જેનાથી બીઉં છું અને શરમાઉં છું તે એકને છેતરીને હું જઈ શકીશ. વીસ વરસ લગી હું એને છેતરી પણ શકી હતી—પણ એક દિવસની જરાક જેટલી બેદરકારીથી આટલા બધા સમયની આટલી બધી સાવચેતીઓ નષ્ટભ્રષ્ટ થઈ ગઈ, છોકરીની આગળ માની મોટામાં મોટી શરમ ઉઘાડી પડી ગઈ. જે દિવસે છોકરીનો જનમ થયો તે જ દિવસે પહેલી મને મારા ચારિત્ર્યની શરમ આવી હતી—માની હીનતા છોકરીની આગળ પ્રગટ થવાની બીક તે જ દિવસે મારા મનમાં જાગી હતી. તે દિવસથી મને સમજાવા માંડયું હતું કે મારો કેવો અધઃપાત થયો છે, હું કેવી ધિક્કારપાત્ર છું, કેવી તિરસ્કારપાત્ર છું, કેવી ગંદી છું! તે જ દિવસથી મેં સંકલ્પ કર્યો કે હું જે લજ્જા, જે ઘૃણા, અને જે ધિક્કાર સહી રહી છું તેનો ભોગ મારી દીકરીને તો નહિ જ થવા દઉં. જેને હું પૂરા પ્રેમથી ચાહું છું અને જે સંપૂર્ણપણે મારી છે, એને હું મારી પાસેથી શુભ સિવાય બીજું કંઈ જ નહિ આપું જેમ જેમ દીકરી મોટી થતી ગઈ, તેમ તેમ મારા મનની લજ્જા અને ભય વધતાં ગયાં, અને સંકલ્પ વધારે ને વધારે દૃઢ બનતો ગયો. સાત વરસની બાળકીના અજ્ઞાનના ઓઠે મારો અનાચાર જેમ તેમ કરી છુપાવીને હું રહી હતી, પરંતુ મન કહ્યું કરતું નહોતું. એટલે બહુ બહુ વિચારો પછી છેવટે મેં એને છોકરીઓની બોર્ડિંગમાં દાખલ કરીને, મારા સ્પર્શથી દૂર રાખવા પ્રયત્ન કર્યો. બંગાળી છોકરીઓની બોર્ડિંગમાં સતીસાધ્વીની છોક-રીઓ સિવાય બીજીને દાખલ થવા મળતું નથી. તેથી ત્યાં મારી છોકરીને દાખલ થવા મળ્યું નહિ—એ લોકોએ છોકરીના વંશની સાધુતાનું પ્રમાણપત્ર માગ્યું. અનેક મોટા મોટા શ્રીમંતો અને જાણીતા માણસો મારી કૃપાના ભિખારીઓ હતા. તેમણે કહ્યું કે અમે

સર્ટિફિકેટ લખી આપીશું. પરંતુ એવું જૂઠાણું ચલાવવાનું મને ગમ્યું નહિ. જન્મના દોષે કરીને હું છોકરીને અપરાધણ માની શકતી નહોતી. કોઈ સ્ત્રી જો પાપના કાદવમાંથી નીકળીને પવિત્ર થવા માગતી હોય તો સમાજમાં એને એવી તક નહિ મળે, એણે તો નરકના તળિયે જઈને જ બેસવું પડવાનું. છોકરીઓની નિશાળમાં સાધુ અસાધુ સૌના છોકરા ભેગા ભણે છે, અને છોકરાઓની નિશાળમાં આ ભેદભાવ શા માટે? કારણકે તેઓ છોકરીઓ છે, સમાજમાં તેઓ પુરુષોના કરતાં ઊતરતી ગણાય છે; પુરુષો કર્તાહર્તા છે, ને સ્ત્રીઓ તેમની બાંદી જેવી છે! જો ખરાબ વાતાવરણથી વિદ્યાર્થીઓને દૂર રાખવાનો આમાં હેતુ હોય તો છોકરાઓને પણ એ જ નિયમ લાગુ પડવો જોઈએ. છેવટે મારે છોકરીને ખ્રિસ્તીઓની નિશાળમાં મૂકવી પડી. ત્યાં એ લોકોએ એનું મનુષ્ય તરીકેનું મૂલ્ય આંકી એને નિશાળમાં દાખલ કરી દીધી, એની નાતજાત કે જનમની પંચાતમાં કોઈ પડ્યું નહિ.

છોકરીને મારી પાસેથી હટાવી, પણ મેં પોતે એ શરમનો રાહ કેમ છોડી દીધો નહિ? કારણકે છોકરી માટે સારી રકમ ભેગી કરી જવાનો મને લોભ હતો. હું જાણતી હતી કે સંસારમાં એણે એકલપંડ ઊભી રહેવું પડશે, કોઈ એને સહાય કરનારું નહિ હોય; વળી, જો કદાચ એના જનમનું રહસ્ય ઉઘાડું પડી ગયું, તો તો એની સામું જોનારું યે કોઈ નહિ રહે. તેવે વખતે જો એની પાસે પૈસા નહિ હોય તો એનું અધઃપતન અનિવાર્ય બની જવાનું— પછી માને ગાલે ચાલીને એ માને શાપ દીધા કરવાની. ગરીબાઈનું દુઃખ એવું છે કે એ માણસની સારપને ભુલાવી દે છે. ગરીબાઈના દુઃખે જ મને આ રસ્તે વાળી હતી.

ભગવાને મને રૂપ ઘણું આપ્યું હતું, પણ નસીબમાં સુખ જરા પણ લખ્યું નહોતું. હું બિલકુલ કંગાળના ઘરમાં જન્મી હતી,

તેથી કેવળ રૂપના વાંકડામાં હું વેચાઈ નહોતી. બાપનાં ઘરબાર વેચીને જે મને લઇ ગયો, તે પણ મારા બાપાના જેવી જ હાલત ભોગવતો હતો. એટલે, મને એકલી છોડીને એણે વહેલો વહેલો પરલોકનો રસ્તો માપ્યો. જે રૂપને લગનના બજારમાં વર મળતો નહોતો, તે રૂપના હવે એટલા બધા પ્રશંસકો ઊભા થયા કે મારે ઘરમાં રહેવું ભારે થઇ પડયું. ગામના જમીનદારના મોટા છોકરાએ દાસી મારફત પોતાની વહુના પહેરવાના હીરામોતીના દાગીના અને પેટી ભરીને જરી તથા રેશમની સાડીઓ મને મોકલી આપી. એ સોનારૂપાના ખોટા મોહમાં પડી મેં મારી જાતને વેચી દીધી. ગામ છોડીને હું કલકત્તા આવી. કલકત્તામાં આવીને બાબુએ ઉસ્તાદ અને માસ્તર રાખી મને ગાનવાદન, નાચ, લેખનવાચન વગેરે શિખવાડયું. નશાના કેફમાં ત્રણ વરસ વીતી ગયાં. તે પછી બાબુએ મને એકલી અંતરિયાળ છોડી દીધી.

હવે મને સમજ પડી કે પ્રણયનાં મીઠાં મીઠાં વચનો બધાં ખોટાં હતાં—માત્ર દુકાનદારી સાચી હતી !

જૂઠાણાનો ખોટો ભપકો ઊડી ગયો. પરંતુ એ દુકાનદારીના મારગમાંથી મળેલું માણેક સાચું હતું ! મારા પ્રેમના સહરામાં એ રણદ્વીપ છે ! ખારા સમુદ્રમાં એ મીઠા પાણીની વીરડી છે ! એને મળવા માટે, એને બચાવવા માટે મારો ધીખતો ધંધો નષ્ટ કરી, મારે ખબરદાર રહેવું પડતું. રજાના દિવસે જ અમારી દુકાને ધામધૂમ હોય, પણ હું છોકરીની રાહ જોતી બેસી રહેતી. વખતે એ દિવસે છોકરીના દેખતાં કોઇ આવી ચડે એ બીકે મેં ઘર પણ બે જુદી જુદી જગાએ રાખ્યાં હતાં. એક વેપારની જગાએ, અને બીજું ત્યાંથી બહુ દૂર ગૃહસ્થોની કૂળીમાં.

આવી સંતાકૂકડી વીસ વરસ સુધી ચાલી. મેં તો ધાર્યું હતું કે શિશિરના હાથમાં વિદ્યુતને સોંપી દઇને આ સંતાકૂકડીનો અંત

લાવીશ પણ એ બન્યું નહિ. હવે બધી સંતાકૂકડી પૂરી કરીને, મોતનો પડદો પાડું છું.

વિદ્યુતને મળેલું શિક્ષણ જોતાં, એ એની માનો અપરાધ માફ કરી શકશે, એવા આશ્વાસન સાથે હું મરું છું. માની લજ્જા જ એને તમામ પ્રલોભન અને સ્ખલનપતનમાંથી બચાવી લેશે.

હું શિશિરની પણ ક્ષમા માગું છું. વિદ્યુતની માના અપરાધ માટે તે વિદ્યુતને સજા ન કરે તો સારું!

મારું સોનાબાઈવાળું ઘર, અને શ્યામબજારનું ઘર, તમામ સ્થાવરજંગમ મિલકત, અને શેરોનાં કાગળિયાં બધું વિદ્યુતનું છે. આ મારી કમાણી છે, આની ખાતર મારે આટલાં દુઃખ, અપમાન અને લજ્જા ભોગવવાં પડ્યાં છે.

ભગવાનનું નામ મેં કદી લીધું નથી. પણ મૃત્યુને ભેટતાં તેને પ્રણામ કરું છું. તેની પાસે ક્ષમા નથી માગતી, પણ તમામ દંડ માથા પર ઝીલી શકું એવું બળ માત્ર માગું છું. એ જ,

શ્રી ક્ષણપ્રભાદેવી.

કાગળ વાંચવો પૂરો કરી વિદ્યુતે હાથ લાંબો કરી એ શિશિરની સામે ધર્યો કાગળ લેવા હાથ લાંબો કરતાં શિશિરની નજર વિદ્યુતના મોં પર પડી—જોયું તો વિદ્યુતની આંખોમાંથી આંસુનો પ્રવાહ વહી રહ્યો હતો. શિશિરે નવાઈ પામી કાગળ વાંચવા માંડ્યો, વાંચતાં વાંચતાં તે, માથે વીજળી પડી હોય એવો સ્થિર થઈ ગયો. શિશિર વિદ્યુતની સામે નજર કરતાં પણ શરમાતો હતો. એ શરમના ભાર ઉપરથી વિદ્યુતના મનમાં કેવું ભીષણ વ્યથાનું તોફાન ચાલી રહ્યું હશે તેનું તે અનુમાન કરી શકતો હતો.

કેટલીયે વાર લગી ચૂપ રહ્યા પછી શિશિરે ધીરેથી, પણ નત શિરે જ કહ્યું: 'અત્યારે જરા ત્યાં જઈ આવવાની જરૂર છે!'

વિદ્યુતે ચમકી પડીને કહ્યું: 'શું કરવા? હું ત્યાંનો તમામ સંબંધ કાલે ખતમ કરી નાખીને આવી છું......!'

'તોયે......' બોલતાં બોલતાં શિશિર થંભી ગયો. તે બોલવા જતો હતો કે તોયે તે મા છે! પરંતુ એથી વિદ્યુતના મનને આઘાત લાગશે એમ સમજી તે થંભી ગયો, ને બોલ્યો: 'તોયે...એક વખત જઈને જરા તપાસ કરવી સારી. કહો તો હું એકલો જઈને તપાસ કરી આવું.!

વિદ્યુત કંઈ બોલી નહિ. શિશિર ધીરેથી ઊઠીને, વિદ્યુતની સામે જોયા વગર જ, ઘરમાંથી બહાર નીકળી ગયો.

: ૨૭ :

ક્ષણુપ્રભાએ આત્મહત્યા કરી અસહ્ય લજ્જાના પંજામાંથી પોતાનો છૂટકો કર્યો હતો. ક્ષણુપ્રભાની તમામ મિલકત હવે વિદ્યુતની હતી. પરંતુ શિશિરે જ્યારે વિદ્યુતને શ્યામ બજારવાળા ઘેરે જઈને રોકડ નાણું, શેરનાં કાગળિયાં વગેરે મિલકતનો કબજો લેવાનો આગ્રહ કર્યો, ત્યારે વિદ્યુત ઘૃણાના આવેગમાં બોલી ઊઠી: ' એ બધામાંથી હું એક પૈસોયે લેવાની નથી. મેમસાહેબે મને એક નોકરી શોધી આપી છે. હું કાલે જ શિલોંગ જાઉં છું ! '

શિશિર સન્માન અને વ્યથાભરી નજરે તેની સામે જોઈને બોલ્યો : 'ભણવાનું છોડી દેવું છે ?'

વિદ્યુતે દુઃખના ભારથી દબી જઈને કહ્યું: ' શું કરું ? '

' આ બધી મિલકત તું નહિ લે તો રફેદફે થઈ જશે ! '

' એ મિલકત મારી નથી, મને એ તરફ જરા પણ મમતા નથી, રફેદફે થઈ જશે તોયે મને કશું લાગવાનું નથી. '

શિશિરે કંઈક વિચાર કરીને કહ્યું: ' એના કરતાં તો એ મિલકત લઈને તું લોકહિતનાં કામોમાં દાન કરી દેને ! '

વિદ્યુતે શિશિરની સામે જોઈ, વિચાર કરી કહ્યુંઃ 'એ રસ્તો ઠીક છે. આ બધી મિલકત ગરીબ વિધવાઓના શિક્ષણ અને પોષણ માટે વાપરીએ, પણ આપણે ક્યાં એ બધી ઝંઝાટમાં પડીશું ? તમે એક દાનપત્ર કરાવી લાવો, કોઈ સંસ્થાને બધો ભાર સોંપી દઈ આપણે નિશ્ચિંત થઈએ.'

પ્રસિદ્ધ બાઈજી ક્ષણપ્રભાની આત્મહત્યાના સમાચાર આખા દેશમાં ફેલાઈ ગયા હતા. રજતે પોતાના છાપામાં છાપીને સૌને ખબર આપ્યા કે એ ક્ષણપ્રભા બાઈજીને ઘેર જાણીતા લેખક શિશિર ચક્રવર્તી નિયમિત જાઆવ કરતા હતા.

ક્ષણપ્રભાની લક્ષાધિક રૂપિયાની મિલકતનું વિધવાઓની સહાયાર્થે દાન થતાં, દેશનાં તમામ છાપાંનાં આ મહાદાનની પ્રશંસા થવા માંડી, અને સાથે સાથે વિદ્યુતનું નામ પણ જાહેર થવા માંડ્યું કે એણે પોતાના શરીર પરનું એકે એક ઘરેણું અને પોતાનાં તમામ કપડાં સુદ્ધાંતનું દાન કરી દાનના માહાત્મ્યમાં ઓર વધારો કર્યો છે. આ જાણી રજતે પોતાના 'નારદ' માં જાહેર કર્યું કે એ વિદ્યુત શિશિર ચક્રવર્તીનું પ્રેમપાત્ર છે. શિશિરમાં પોતાનામાં તો એક પૈસો કમાવાની તાકાત નથી, તેમ છતાં વિદ્યુત બાઈજીના શોખ પૂરા કરવાનો મોહ પૂરેપૂરો છે. શિશિર રજતની પાસેથી પાંચસો રૂપિયા ઊછીના લઈને વિદ્યુતને આપી આવ્યો છે. એનાં પ્રમાણ પણ અમારી પાસે છે.

પ્રખ્યાત માણસનાં સામે કાદવ ઊછળે ત્યારે સાધારણ લોકો બહુ ઉત્સુક અને ખુશખુશ થઈ જાય છે. પરનિંદાપરાયણ લોકોને ઉત્તમ ખોરાક મળતાં શિશિરના કલંકની વાત જગજાહેર થઈ ગઈ.

સંધ્યાએ મ્લાન મુખે રજતને કહ્યુંઃ 'શિશિર ઠાકુરપો વિષે તમે આવું જૂઠું શું કરવા લખો છો ?'

રજતે ગંભીર ભાવે કહ્યુંઃ 'શિશિરની સાથે પહેલી ઓળખાણ થઈ ત્યારથી જ હું જૂઠું ચલાવતો આવ્યો છું. તે વખતે હું ઊડતાં

બેસતાં જૂઠું બોલતો; તમે સૌ એ જાણતાં, છતાં કદી કોઈએ મારો તિરસ્કાર કર્યો નથી. અને આજે અચાનક આવો ધર્મભાવ તમારામાં ક્યાંથી ટપકી પડ્યો ? ઠીક, મેં શું જૂઠું લખ્યું એ તો કહો !'

'ઠાકુરપોએ તમારી પાસેથી રુપિયા લઈને વિદ્યુતને આપ્યા છે ?'

જવાબમાં કંઈ પણ બોલ્યા વગર રજતે મેજના ખાનામાંથી શિશિરની પેલી હેન્ડનોટ બહાર કાઢી સંધ્યાની સામે ફેંકી.

એ જોઈ સંધ્યાએ કહ્યું: 'ઠીક, રુપિયા લીધા છે એ વાત સાચી, પણ એ વિદ્યુતને જ આપ્યા છે એની શી સાબિતી ?'

"વિદ્યુતને જે રાતે પોતાની માના ધંધાની ખબર પડી, અને એ માને છોડીને જતી રહી, તે જ રાતે શિશિર અહીં રુપિયા લેવા આવ્યો હતો. તે વખતે વનમાલી ઘેર જતો હતો. જતાં જતાં તેણે જોયું તો આપણા ઘરના દરવાજાની બહાર વિદ્યુત ગાડીમાં બેઠી બેઠી શિશિરની રાહ જોતી હતી. શિશિરે અહીંથી રુપિયા લઈ જઈને વિદ્યુતના હાથમાં આપ્યા, એટલે વિદ્યુત ચાલી ગઈ !'

સંધ્યાએ નવાઈ પામી પૂછ્યું: 'એ જ દિવસે વિદ્યુતને એની માના ધંધાની ખબર પડી હતી એવી તમને શી રીતે ખબર પડી ?'

રજતે થોથવાતાં થોથવાતાં કહ્યું: 'જે દિવસે વિદ્યુત રુપિયા લઈ ગયો તેને બીજે જ દિવસે વિદ્યુતની માએ આત્મહત્યા કરી હતી એવું યાદ છે. શિશિર વિદ્યુતને આપવા વાસ્તે જ રુપિયા લેવા આવ્યો હતો, મને ખબર છે.'

'ઠીક, માની લો કે એટલા માટે આવ્યો હતો, તો એમાં એણે ખોટું શું કર્યું ? એ પરથી તમે એમના ચારિત્ર ઉપર દોષ કેમ મૂકો છો ? તમે જાણો જ છો કે શિશિર ઠાકુરપો વિદ્યુતને ઘેર જતા, તે વારે તેઓ વિદ્યુતની મા વિષે કશું જાણતા નહોતા, અને વિદ્યુતની સાથેનો એમનો સંબંધ એવો છે કે એમાં નિંદાને સ્થાન જ નથી.'

રજતે કહ્યું: 'એ વિષે તું પણ કંઈ ચોક્કસ કહી શકવાની નથી, અને હું પણ કંઈ ચોક્કસપણે માની શકવાનો નથી. વળી, મેં એને વિષે વધારે તો કશું લખ્યું નથી; માત્ર તેના ભક્ત વાચકોને એટલી ખબર આપી છે કે તમારા આ પ્યારા લેખક પ્રખ્યાત ક્ષણપ્રભા બાઇજીને ઘેર જાઆવ કરતા, અને હજી પણ તેઓ તેની દીકરીની સાથે સંબંધ રાખી રહ્યા છે, તથા પોતાની તાકાત ન હોય તો પણ દેવું કરીને એને રુપિયા આપે છે. આથી વધારે મેં શું લખ્યું છે કહે! અને આમાંનો એક અક્ષરે ખોટો છે?'

સંધ્યા ઉત્તેજિત થઇને બોલી ઊઠી: 'જૂઠું, જૂઠું, સાવ જૂઠું! તમે પહેલાં જે જૂઠું બોલતા તેની અંદર સત્ય છુપાયેલું હતું તેથી તે જૂઠાણું ગૌરવભર્યું લાગતું, પરંતુ આ સત્યની પાછળ તો ભયાનક જૂઠાણાનો ઇશારો રહેલો છે, તેથી તે ગંદુ અને ભીષણ લાગે છે. લોકો નિર્દોષ પવિત્ર શિશિર ઉપર ધિક્કાર વરસાવી રહ્યા છે, એથી શું તમારા મનને જરાયે આઘાત નથી લાગતો?'

રજતે તિરસ્કારપૂર્વક હસીને કહ્યું: 'જરાય નહિ! મને તો શિશિર માટે તને આટલો ઉત્સાહ કેમ છે એ જોઇ આઘાત થાય છે. ખરેખર, અજાણ્યા, અભદ્ર, ચારિત્ર્યહીન માણસને અંતઃપુરમાં દાખલ કરવામાં મેં ભૂલ કરી હતી.'

જતાં જતાં સંધ્યાએ ઊભી રહી ઉગ્ર સ્વરે બોલી નાખ્યું: 'હા, ભૂલ કરી હતી. તમારી વણમાગી દયાનું જો તેમના પર આક્રમણ ન થયું હોત તો આજે તેમને આ અપમાન અને લાંછના ભોગવવાં પડત નહિ!'

રજતના મોં ઉપર ક્રોધ, ઇર્ષ્યા, સંદેહ અને દુઃખનો અંધકાર ફરી વળ્યો. એવામાં સુનયનીએ ઘરમાં પ્રવેશ કર્યો. માને જોઇ રજતે માથું નીચું ઘાલ્યું.

સુનયનીએ કહ્યું: 'આવા માણસનું તું આવી રીતે અપમાન કરે છે, રજત ? તું કેવો મિત્ર ખોઈ રહ્યો છે એ પણ તને નથી સમજાતું શું ?'

રજત કંઇ પણ બોલ્યા વગર માથું નીચું ઘાલી બેસી રહ્યો, સુનયની દીર્ઘ નિ:શ્વાસ નાખી ઘરમાંથી બહાર નીકળી ગઇ.

સંધ્યાએ પોતાના ઓરડામાં જઇ શિશિરને નીચે પ્રમાણે કાગળ લખ્યો:

ઠાકુરપો,

લોકો ગમે તેમ કહે પણ હું જાણું છું કે આ બધા અપવાદો જૂઠા છે. જેને જે લખવું હોય તે લખે, પણ એની અશક્તિ એટલી બધી દેખાઇ આવે છે કે તમારી શક્તિ અને ખ્યાતિને કોઇ કેમે ખંડિત કરી શકવાનું નથી.

લિ૦ તમારી દુ:ખી ભાભી

રજતની અકારણ હિંસાના તોફાનથી શિશિરની છાતીમાં શૂળ ભોંકાતું હતું. આજ લગી રજતે તેને ગમે તેવાં કડવાં વેણ કહ્યાં, પણ તે બધું સહીને, સંધ્યા તથા સુનયનીને મળવાનું તેણે બંધ કર્યું નહોતું. પરંતુ હવે રજતે તેના ચારિત્ર્ય ઉપર આરોપ મૂકી તેમને મળવા જવાનો રસ્તો બિલકુલ બંધ કરી નાખ્યો હતો. વળી રજતની પાસે જ્યારે તે વિદ્યુત માટે રુપિયા ઉછીના લેવા ગયો હતો, ત્યારે તેની સાથે તેને થોડી તૂટક છૂટક વાતચીત થઇ હતી; તે વખતે તે વાતચીતનો મર્મ તેને સમજાયો નહોતો, પરંતુ હવે તે સમજાતાં તેને ખાતરી થઈ ગઈ કે રજતનું કેવું અધ:પતન થયું છે. જે વિદ્યુતને પોતે ઊંડી શ્રદ્ધાથી ચાહતો હતો, તે વિદ્યુતના મનને લજ્જા અને દુ:ખ દેનાર આ રજત છે એમ સમજી હવે તે તેને કોઇ હિસાબે ક્ષમા કરી શકતો નહોતો. રજતનાં સેંકડો ઋણની

કૃતજ્ઞતા આ ઘૃણાની આગળ દબાઈ જતી હતી. હવે એનો પ્રાણ મુંઝાવા માંડ્યો હતો, એવામાં અકસ્માત સંધ્યાનો કાગળ મળ્યો. સંધ્યાની ટૂંકી સાન્ત્વના-વાણી મળતાં તેને થયું કે મારા કારાગૃહનું બંધ બારણું ઊઘડી ગયું છે, ને બહારની મુક્ત હવાનો સંચાર થયો છે. એ હવાની સાથે બહારની ધરતીના વિરાટ વક્ષઃસ્થળની હૂંફ, સૂર્ય-ચંદ્ર-ગ્રહ-નક્ષત્રોના વિચિત્ર પ્રકાશનો પ્રવાહ, પંખીઓનું સંગીત અને પુષ્પોનો પરાગ વહી આવ્યો હતો! આ કાગળ મળતાં શિશિર પ્રસન્ન થઈ ગયો. તેને થયું, ભલે હું સુનયની કે સંધ્યાને મળવા ન જઈ શકું, પરંતુ એ લોકોના મનમાંથી મારું સ્થાન નીકળી ગયું નથી. મારે મન એ જબરું સાન્ત્વન છે, મહાન લાભ છે!

તે જ દિવસે તેને વિદ્યુતનો પણ કાગળ મળ્યો—

પરમ શ્રદ્ધાભાજન,

અમે તમારી નિંદા અને અપમાનનું કારણ બન્યાં છીએ એ દુઃખ મરણ કરતાંયે વધારે લાગે છે. ક્ષમા માગવાનો પણ મને અધિકાર નથી. કારણકે આ ઘટનામાં મારો કોઇ હાથ નથી. તમે ઘણું દુઃખ મૂગે મોઢે સહન કર્યું છે, એટલે આ દુઃખ પણ તમારી માણસાઈને સમુન્નત કરશે, કંઇ નુકસાન કરી શકશે નહિ.

તમે રજતની પાસેથી રુપિયા ઊછીના લાવીને મને આપો છો એવી ખબર હોત તો હું એ ન લેત.

લિ. સદાની કૃતજ્ઞ વિદ્યુત.

નોકરી લઈને ચાલી ગયા પછી વિદ્યુતે શિશિરને એક પણ કાગળ લખ્યો નહોતો. આજે તેનો કાગળ મળતાં શિશિરને અપાર આનંદ થયો. તેના ઉપર વિદ્યુતનો આ પહેલો જ કાગળ હતો. પોતાને જેના પર પ્રેમ હતો, અને જે પોતાના પર પ્રેમ રાખતાં હતાં તેવાં બંને જણના કાગળો આજે તેને મળ્યા હતા, પરંતુ તે

એમને કાગળ લખી શક્યો નહિ. કારણકે પોતાના જેવા કલંકિત માણસની સાથે સંબંધ રાખીને આ લોકો સમાજમાં નિંદાપાત્ર બને એ તેનાથી કેમ સહન થાય? સંધ્યા અને વિદ્યુતે હજી મારો ત્યાગ કર્યો નથી, એટલું જ્ઞાન જ શિશિરના જેવા સર્વસ્વહીનને મન મોટી પ્રાપ્તિ રૂપ હતું, એટલાથી જ તે સંતુષ્ટ અને તૃપ્ત હતો.

રજતનું દેવું કેવી રીતે વાળવું એ હવે શિશિરનો મોટો પ્રયાસ થઇ પડયો. તેની પરીક્ષા પાસે આવી હતી, એટલે હવે તેને બહુ લખવાનો વખત મળતો નહોતો. પહેલાંનું લખેલું અત્યારે છપાઇ રહ્યું હતું. અને તેના મહેનતાણામાંથી તેનું ખરચ ચાલતું હતું. એટલે દેવું વાળવા માટે પાંચસો રુપિયા લાવવા કયાંથી?

આ તરફ રજત 'નારદ'ના લેખકોને મહેનતાણામાં મોટી મોટી રકમો આપતો હતો. ખાસ કરીને શિશિરને ઉતારી પાડનારાઓને તે વધારે આપતો હતો. આથી ખગેન, વનમાલી, પૂર્ણ, હેમ વગેરે બે પૈસા પેદા કરી પોતાનો મોજશોખનો ખરચો કાઢતા હતા.

એક દિવસ રજતને એક લેખ મળ્યો. લેખમાં શિશિરના લેખોની સમાલોચના કરેલી હતી. સમાલોચકે લેખકને એક પણ ગાળ દીધા વગર, ચમત્કારિક ભાષામાં, જોરદાર દાખલાદલીલો આપીને, દેશવિદેશના બીજા લેખકોની સાથે તેની સરખામણી કરીને, તેના લેખની ભૂલો અને કલમની અપક્વતા બતાવી આપ્યાં હતાં. છેવટે ઉપસંહારમાં સમાલોચકે લખ્યું હતુ: 'દરેકે દરેક લેખક સ્રષ્ટા છે, તે કરતાં વધારે તો સમાલોચક છે. તેના મનની કલ્પનામાં જે ચિત્ર ફૂટી નીકળે છે તેને લેખ રૂપે ઉતારતી વખતે તેને સ્પષ્ટ ખ્યાલ હોય છે કે મારા મનના ચિત્રમાં જે સૌન્દર્ય છે, અને જે ઐશ્વર્ય છે તેનો સામો ભાગ પણ હું આમાં ઉતારી શક્યો નથી. આદર્શને

ન પહોંચી શકવાનું આ દુઃખ લેખકને પોતાની અશક્તિનું જેવું ભાન કરાવી દે છે તેવું બીજું કોઈ કરાવી શકતું નથી. એટલે, લેખક જો તે પોતાનો સમાલોચક બની જાય, તો એ જેમ પોતાની ભૂલો, ત્રુટિઓ અને અપૂર્ણતાઓને નિર્દયપણે પ્રગટ કરી શકે તેવી રીતે બીજું કોઈ નહિ કરી શકે શિશિર બાબુ જો પોતે પોતાના સમાલોચક બની શકે, તો ઉપર મેં જે કંઈ ભૂલો ત્રુટિઓ બતાવી છે તે બધી જ સાચી છે એવો તેમણે અવશ્ય સ્વીકાર કરવો પડશે. હું આશા રાખું છું કે આવું કહેવા માટે તેઓ કે તેમનો પક્ષ કરનારા વાચકો મારા ઉપર ગુસ્સે નહિ થાય.'

રજતે ખુશ થઈને જોયું તો લેખની નીચે લેખકનું નામ લખેલું હતું---શ્રીશચન્દ્ર શર્મા. સરનામું હતું: 'પ્રેસિડન્સી પોસ્ટમાસ્તરના હવાલામાં.'

આ લેખ વાંચી રજત ઠેકડો મારી ઊઠયો. આટલા દિવસ ગાળાગાળી કરીને જેને મહાત ન કરી શકાયો, તેને મહાત કરવાનું હવે રામબાણ હાથ લાગી ગયું હતું. રજતે તરત જ શ્રીશચંદ્ર શર્માને આ લેખના મહેનતાણાના પચાસ રુપિયા મનીઓર્ડરથી મોકલી દઈ કાગળ લખ્યો કે 'આવા બીજા લેખો મોકલો! શિશિરના લેખોની આવી જ સમાલોચના લખી મોકલો. રૂબરૂ મળવાની તસ્દી લેશો તો મને બહુ આનંદ થશે. અથવા, મને સ્થળસમય જણાવશો તો હું પોતે પણ આપને મળવા આવી જઈશ.'

પરંતુ કાગળના જવાબમાં શ્રીશચંદ્રનો કશો જ જવાબ આવ્યો નહિ.

શ્રીશચંદ્ર શર્માનો લેખ 'નારદ'માં પ્રગટ થતાં જ ફરી પાછા લોકો નવાઈ પામ્યા. તેમને થયું કે આટલા દિવસ આવો શક્તિશાળી સમાલોચક શ્રીશ ક્યાં છુપાઈ બેઠો હતો કે હવે એકદમ બહાર

નીકળીને સૌને ચમકાવે છે! સૌએ કબૂલ કરવું પડ્યું કે હા, આનું નામ સમાલોચના! શિશિરના વખાણનારાઓએ પણ કહેવું પડ્યું કે હા, લખ્યું તો બરાબર છે. પણ એણે માત્ર ખરાબ બાજુ જ જોઈ છે, સારી બાજુ જોઈ જ નથી. એ સમાલોચના રજત બાબુએ જ લખાવેલી છે.

'મુદ્રિકા' અને 'સંગ્રહ' આ સમાલોચનાનો સામો જવાબ આપી સમાલોચનાની સમાલોચના કરવા લાગ્યાં, અને શિશિરનું કલાકૌશલ્ય સાબિત કરવા કમર કસીને લાગી ગયાં.

એ જોઈ શિશિર મનમાં હસ્યો.

રજતને આ મહિને ફરી શ્રીશ શર્માનો બીજો લેખ મળ્યો. ફરી ટપાલમાં પચાસ રુપિયા, અને રૂબરૂ મળવાની આગ્રહભરી વિનતિ ગઈ.

જે બધાં માસિકો પહેલાં નામનાં જ હતાં, અને અનિયમિત પ્રગટ થતાં હતાં, તેમનો પણ હવે ઉત્સાહ વધી ગયો, અને શિશિરનાં પક્ષમાં કે એની સામા હવે તેઓ મેદાને પડ્યાં, લડાઈ ખરેખરી જામી.

ઘણા દિવસ પછી શિશિરને ફરી સંધ્યાનો કાગળ મળ્યો—

ઠાકુરપો,

તમારા જશની જ્યોતિથી ખેંચાઈને કંઈ કેટલાં પતંગિયાં પોતાની પાંખો બાળવા ઊડી આવે છે! એક નવું પતંગિયું આવ્યું છે—કોઈ શ્રીશ શર્મા છે. આગિયા તાગિયાની પેઠે તેને પોતાનો સ્વતંત્ર પ્રકાશ છે એની ના નહિ, પણ તે તમારી ઉજ્જ્વળતાને હરાવી શકે એમ નથી. જેમ વધારે માણસો તમારી સામા થાય છે, તેમ સાબિત થતું જાય છે કે તમે અસાધારણ શક્તિશાળી છો, આ બધા સામાન્યોના કરતાં ઘણા

ચડિયાતા છો. આજ લગી આટલા માણસો ધમપછાડા કરતા હતા પણ તે આર્તનાદ જેવું લાગતું હતું, હવે લાગે છે કે એક ખરેખરો જોદ્ધો રણક્ષેત્રમાં ઊતર્યો છે—એના હાથમાં શસ્ત્રાસ્ત્રો ચમકે છે! પરંતુ એને જોઈને દુઃખ પણ થાય છે અને નવાઈ પણ લાગે છે કે એ તમારા જ ભંડારમાંથી શસ્ત્રાસ્ત્રોની ચોરી કરી, તમારી સામે જ લડે છે!—તમારી ભાષા, તમારી જ દલીલો, તમારું જ અદ્‌ભુત પાંડિત્ય, આ ચોર કોણ જાણે ક્યાંથી અને કેવી રીતે ચોરી લાવ્યો! આ અસ્ત્રો શિખંડીની પાછળ બેઠેલા અર્જુનના ગાંડીવમાંથી નીકળતાં હોય એમ લાગે છે! દિલાસો માત્ર એ છે કે સામા પક્ષમાં લડનારા ભીષ્મ છે, અને આ બધા વ્યંઢળોને જોઈ તેઓ અસ્ત્રાઘાત નહિ કરે.

તમારી ભાભી

સંધ્યાનો કાગળ વાંચી શિશિર ખૂબ સુખ અને ઊંડો આનંદ અનુભવી હસ્યો. આ એક છોકરી તેના તરફ પોતાનો ભક્તિભાવ પ્રદર્શિત કરી, તેને સાન્ત્વન આપવા માટે હમેશાં તત્પર રહેતી હતી, અને એવી તક જ શોધ્યા કરતી હતી—આ સૌભાગ્યનો વિચાર કરતાં શિશિર પોતાનું દુઃખ ભૂલી ગયો. સંધ્યાના કાગળમાં ભીષ્માર્જુનના યુદ્ધની ઉપમા વાંચીને શિશિરને સૌથી વધારે હસવું આવ્યું. શિશિરને યાદ આવ્યું કે રજતની સાથે પહેલો મેળાપ થવાના દિવસે મેં ધાર્યું હતું કે રજત અર્જુનની પેઠે પાતાળ ફોડીને ભાગીરથીનો અમૃતફુવારો મારા મોં આગળ લાવી રહ્યો છે.—એ અમૃતફુવારો હજી સુકાયો નથી, સંધ્યા અને સુનયનીની સ્નેહધારા હજી પણ એવી ને એવી નિર્મળ છે, ને સતત વહી રહી છે. પરંતુ મારી તૃષા મટાડવા માટે જે બાણુ એક દિવસે ફેંક્યું હતું તે આજે મારું હૃદય વીંધી નાખવા માટે કેમ આટલું ઉન્મુખ બની ગયું છે? વિચાર કરતાં કરતાં તેને વિદ્યુત યાદ આવી. આ શીઘ્ર

શર્માના લેખો વાંચીને એ શું ધારતી હશે? પરંતુ વિદ્યુત શિશિરને કાગળ લખતી નહોતી, તેમ શિશિર પણ એને કાગળ લખી શકતો નહોતો.

દશ મહિનામાં શ્રીશ શર્માના દશ લેખો 'નારદ' માં છપાયા. તે પછી શ્રીશ શર્મા એકદમ બેપત્તા! કોણ જાણે ક્યાં ડૂબકી મારી ગયા! રજતે ઉપરા ઉપરી તગાદો કરવા માંડ્યો, પણ કોઇ લેખ મળ્યો નહિ; લખનાર કોણ છે, અને ક્યાં રહે છે તેનો પણ પત્તો લાગ્યો નહિ. પ્રેસિડન્સી પોસ્ટમાસ્તરને પૂછતાં માલમ પડ્યું કે તેને પણ તેના સરનામાની ખબર નહોતી, શ્રીશ શર્મા કોઇ કોઈ વખત આવીને પોસ્ટ ઓફિસમાંથી રુપિયા અને કાગળ લઈ જાય છે એટલું તેણે કહ્યું.

શ્રીશ શર્માના લેખો ન મળ્યા, એટલે ફરી રજતને શિશિરની સામે અસ્ત્ર ધારણ કરી યુદ્ધમાં ઊતરવું પડ્યું. તે મહિનાના 'નારદ' માં રજતે શિશિરને ઘણાં ઘણાં કડવાં વચનો લખ્યા પછી છેવટે લખ્યું: 'શિશિર જો આ મહિનામાં જ મારા પાંચસો રૂપિયા પાછા નહિ વાળે, તો હું એના પર ફરિયાદ કરીશ, અને એને જેલભેગો કરીશ.'

તે વાંચી શિશિરે હસતાં હસતાં કાલિદાસને 'નારદ' બતાવીને કહ્યું: 'રજતે મને વકીલ મારફત નોટિસ પણ મોકલી છે, કાલે મળી છે.'

કાલિદાસ ખિન્ન બની શિશિરના મોં સામે જોઈ રહ્યો, અને થોડીવાર પછી કપડાં પહેરી બહાર નીકળી ગયો.

તે જ દિવસે રજતને આ કાગળ મળ્યો—

'નારદ'ના સંપાદક મહાશય, શ્રીયુત રજતચંદ્ર રાયની સેવામાં,

સાદર નિવેદન, જે આપના અતિશય આગ્રહને લીધે, હું આવતી કાલે સાંજે આપને મળવા માટે આવીશ; શિશિરની સમાલોચના વધારે જોઈશે કે કેમ તે બાબતનો રુબરુ જ નિર્ણય કરી લેશું.

આપનો કૃતજ્ઞ
શ્રી શ્રીશચંદ્ર શર્મા

કાગળ મળતાં જ રજત ખુશ ખુશ થઈ ગયો. વખતસર હાજર રહેવા માટે તેણે ખગેન, હેમ, પૂર્ણ, વનમાલી વગેરેને ખબર આપી.

કાલિદાસે અંદર આવતાં જ કહ્યું: 'રજત, તું આવો નિર્દય અને નીચ હોઈશ એવી મને કદી ખબર નહોતી. શિશિરને તેં વકીલ મારફત નોટિસ આપી છે? તારે એને જેલમાં પુરાવવો છે! અમે શું શિશિરના મિત્રો નથી? લાવ, હું હેન્ડનોટ લખી આપું છું. તું શિશિરની હેન્ડનોટ મને પાછી આપ.'

રજત કદી મિજાજ બગાડતો નહિ. તેણે હસીને માથું ધુણાવી કહ્યું: 'મારાથી એવું જૂઠાણું કેમ ચલાવાય? તેં કંઈ મારી પાસેથી રુપિયા ઉછીના લીધા નથી, પછી તારી હેન્ડનોટ લેવાનું મારે શું કારણ?'

રજતની શઠતા જોઈ ગુસ્સે થઈ કાલિદાસે કહ્યું: 'તો ભલે. અમે શિશિરને પાંચસો રુપિયા ઉછીના લાવી આપીને, કાલે જ તારું દેવું ચૂકતે કરી નાખીએ છીએ.'

રજતે હસીને કહ્યું: 'ઉત્તમ! શિશિર ભમે તેની પાસેથી લાવે, પણ મને તો એની પાસેથી રુપિયા મળવા જોઈએ...અરે કાલિદાસ, કાલે શ્રીશ શર્મા મળવા આવે છે, તને પણ હું નિમંત્રણ આપું છું; આવજે, ઓળખાણ કરાવી આપીશ.'

કાલિદાસે ચિડાઈને કહ્યું ' અન્યાયનું આકર્ષણ કેવું ઉત્કટ હોય છે તેનું આ દૃષ્ટાંત છે. આવો મોટો શક્તિશાળી લેખક પણ તમે લોકોએ પેદા કરેલા ઇર્ષ્યા અને દ્વેષના વમળમાં ખેંચાઈ આવે છે, ને તમારા ભેગો ભળે છે! પરંતુ આ નવા યોદ્ધાને તમારી ટોળીમાં દાખલ કરવાથી તમને ફાયદો નથી થવાનો, રજત ! આ તો ભગવાનની શ્રેષ્ઠતા સહન ન થવાથી, સ્વર્ગનો ત્યાગ કરી, નરકમાં શેતાનની શ્રેષ્ઠતાનો સ્વીકાર કરવા જવા જેવું છે! તું શિશિરની શ્રેષ્ઠતાની ઇર્ષ્યા કરીને યુદ્ધમાં ઊતર્યો છે, અને હવે આ શ્રીશને સેનાપતિ બનાવી છેવટે એનો સાધારણ સિપાઇ બની બેઠો છે! બંનેમાં તારા લલાટે પરાજય તો પરાજય જ રહે છે!'

કાલિદાસની દલીલના જોરથી રજત એકદમ દબી ગયો, તે કંઈ બોલ્યો નહિ. આજ લગી જેનો તેને વિચાર પણ નહોતો આવ્યો, તે કાલિદાસ સુઝાડી ગયો! વાત ખરી હતી. દશ મહિના લગી તેણે શ્રીશના લેખો છાપ્યા હતા અને લોકોએ શ્રીશની જ વાહવા પોકારી હતી, તેથી ધન્યવાદ પણ તેને જ આપ્યો હતો. એ પૂજામાં રજતનું સ્થાન ક્યાં હતું? પોતે તો શ્રીશ શર્માની પૂજાનો કેવળ પુરોહિત હતો. પોતાના હાથમાં પ્રતિમાના પ્રાણપ્રતિષ્ઠાના મંત્રની ચોપડી હતી એ વાત ખરી. પરંતુ એ પ્રતિમા પુરોહિતના કરતાં ચડિયાતી હતી. એ વિષે શક નહોતો. રજતને મનમાં એ અજાણ્યા શ્રીશશર્માની ઉપર પણ ગુસ્સો ચડ્યો, તેનો સત્કાર કરવાનો તેનો બધો ઉત્સાહ એકદમ મરી ગયો.

રજતને ગંભીર, ખિન્ન અને મૂગો રહેલો જોઇ કાલિદાસ ખુશ થતો થતો ચાલ્યો ગયો. કાલિદાસ ઊમરો ઓળંગે એટલામાં એક નોકરે દોડતા આવી તેને કહ્યું: ' મા જરા તમને બોલાવે છે. '

કાલિદાસ પાછો ફરી સુનયનીની પાસે ગયો.

કાલિદાસની પૂંઠ પડી કે તરત મડદા જેવા બની ગયેલા રજતને ઉત્સાહમાં લાવવા માટે ખગેન મોટો અવાજ કરીને બોલી ઊઠ્યો.: 'શિશિર ચક્રવર્તીને આપણે કંઈ કંઇ બાબતમાં હરાવી નાખ્યો છે એ આપણી જબરી જીત છે. તેને આપણે ગાળો દઈને ભગાડ્યો છે, અને શ્રીશ શર્માએ એના લેખોનો તાણોવાણો જુદો કરી નાખ્યો છે; વળી એની પ્રેયસી વિદ્યુતે સગી આંખે જોયું પણ ખરું કે રજત રાય એની માની કમર પકડીને, હાથમાં દારૂનો ગિલાસ લઈ નાચ કરે છે!'

રજતે ખુશ થઈને કહ્યું: 'બેટી વિદ્યુત જરા છટકી ગઇ! ડોકરીએ ગાંડી બનીને શીશીઓ છૂટી મારવા માંડી, એટલે જોડાચાદર મેલીને આપણે ભાગવું પડ્યું. નહિતો એની છોકરીને હાથમાં લઈને શિશિરને પૂરેપૂરો કબજે કરત!'

કાલિદાસનો ક્રુદ્ધ સ્વર સાંભળીને સંધ્યા દોડી આવી હતી, અને બેઠકખંડના બાજુના ઓરડામાં ઊભી હતી. પતિનો પૂરો પરિચય પામતાં તે સ્તબ્ધ બની ગઈ. મારા પતિએ પાંચસો રુપિયા જેવી મામુલી રકમ માટે શિશિર ઉપર વકીલ મારફત નોટિસ મોકલી છે! શિશિર રુપિયા નહિ આપી શકે તો એણે જેલમાં જવું પડશે! શિશિરના જેવા ઉદાર મિત્રને કાઢી મૂકીને મારા પતિ ખગેન અને વનમાલીના જેવા હલકા લોકોના સંગમાં મજા માણે છે! એમના સંગમાં પડીને મારા પતિનું કેટલું અધ:પતન થયું છે! હવે એ દારૂ પીએ છે, અને નર્તકીને ઘેર જઇને ચાળા કરતાં પણ શરમાતા નથી! તેથી આજકાલ મને તેમનાં બહુ દર્શન થતાં નથી! તેથી આજકાલ તેઓ બહાર ભટક્યા કરે છે, મોડી રાતે ઘેર આવે છે, બહારના બેઠકખંડમાં જ રાત કાઢી નાખે છે, અને હું કંઈ પૂછું તો કહે છે કે છાપાની જંજાળ કંઈ જેવી તેવી છે!

ઘૃણા અને ધિક્કારથી સંધ્યાનું સમસ્ત અંતઃકરણ પિડાવા લાગ્યું. તે એકદમ દોડતી પોતાના ઓરડામાં જઈ પથારીમાં પછાડ ખાઈને પડી, અને ઓશિકામાં મોં છુપાવી ધ્રૂસકે ધ્રૂસકે રોવા લાગી.

અચાનક માથા પર કોઈનો સ્નેહાળ સ્પર્શ અનુભવતાં સંધ્યાએ માથું ઊંચું કરી જોયું તો સુનયની તેના માથા પર હાથ મૂકી ઊભી હતી, અને એની આંખોમાંથી પણ અશ્રુપ્રવાહ વહી રહ્યો હતો.

સુનયનીની આંખોમાં પાણી જોઈ સંધ્યાએ વધારે જોરથી રડવા માંડ્યું. સુનયનીએ કહ્યું: 'વહુમા, ગમે તો તું થોડા દિવસ તાલતલા જઈ આવ!'

સંધ્યાએ આંસુભર્યા મુખે કહ્યું: 'હું આજે જ જાઉં છું, મા!'

તાલતલામાં સંધ્યાના બાપનું ઘર હતું.

: ૨૮ :

સાંજ જેમ નજીક આવતી જતી હતી, તેમ રજતની છાતી વધારે ને વધારે જોસથી ધડકતી હતી. હમણાં શ્રીશ શર્મા આવશે. હમણાં આવશે એવા તેને ભણકારા વાગતા હતા. શ્રીશનું આગમન તેને ગમતું નહોતું તેથી જ તેનો ઉદ્વેગ આવો વધી ગયો હતો.

એવામાં ત્યાં હસતે મોઢે શિશિરે પ્રવેશ કર્યો. રજતના મોં પર પહેલાં કરતાં વધારે શ્યામતા ઢળી ગઈ. રજત અને તેના સાથીદારો આભા બની શિશિરના મોં સામે જોઈ રહ્યા—તેમને થયું, આટલે દિવસે વળી આ માણસ અહીં કેમ આવ્યો ? આ માણસને જેમ વધારે શરમાવીએ છીએ તેમ એ વધારે મોં સામે આવીને ઊભો રહે છે ! આ બેશરમને શું કોઈ રીતે નહિ શરમાવી શકાય ?

સૌને મૂગા જોઈ, શિશિરે હસતે મોઢે ગજવામાંથી નોટોની થપ્પી બહાર કાઢી, પાંચસો રુપિયા ગણીને રજતના હાથમાં મૂક્યા.

ધડાકામાં શિશિરે રજતનું દેવું ચૂકતે કરી નાખી તેને એકદમ હતાશ કરી નાખ્યો. રજતે આજલગી મનમાં એવી ગણતરીઓ કરી હતી કે શિશિર રુપિયા વાળી શકવાનો નથી, એટલે તેને કદાચ જેલમાં નહિ મોકલી શકાય તો પણ અદાલતમાં ઘસડીને તેને ઊંચો નીચો તો જરૂર કરી શકાશે. રજતે રુપિયા ગણી લઇ મેજના ખાનામાંથી શિશિરની હેન્ડનોટ બહાર કાઢી શિશિરના હાથમાં મૂકી.

શિશિરે હેન્ડનોટ વાળીને ખિસ્સામાં મૂકી. પછી ખિસ્સામાંથી કાગળોનો થોકડો અને મનીઓર્ડરની કૂપનો બહાર કાઢી તેણે હસતાં હસતાં કહ્યું: ' તમે શ્રીશ શર્માને મળવા માટે બહુ અધીરા થઇ ગયા છો, નહિ ? હા, હું જ છું એ શ્રીશ શર્મા ! એનો પુરાવો આ તમારા કાગળો અને મનીઓર્ડરની કૂપનો ! શ્રીશ શર્માના નામે મારા જ લેખોની સમાલોચના કરીને એમાંથી મળેલા રુપિયા વડે મારા માથા પર ચડેલા તારા અશેષ ઋણમાંથી મેં થોડુંક વાળી નાખ્યું છે.

નસીબ જોગે થયો હતો હું
બીજો ધૂમ્રલોચન !
મારા લેખની કરી હતી મેં
પોતે સમાલોચન ! '

આમ કહી શિશિર ખડખડ હસવા લાગ્યો.

આખા ઓરડામાં સ્તબ્ધતા છવાઈ ગઇ. ફરી ફરી શિશિરના હાથે આવો પરાજય ! રજતની જ પાસેથી પાંચસો રુપિયા મેળવીને એ રજતનું દેવું વાળી ગયો !

સૌને ચૂપ જોઈ શિશિર હસતો હસતો ત્યાંથી ચાલી ગયો.

શિશિરના ગયા પછી ખગેન બોલી ઊઠયો: ' ઓહ ! બંગાળી આટલો લુચ્ચો ! '

રજત કંઈ બોલ્યો નહિ.

મુકામે પાછા ફરતાં જ શિશિરે જોયું તો શિરીષ રાય અને કાલિદાસ ત્યાં બેઠા હતા. એને આવેલો જોતાં જ કાલિદાસે અને શિરીષે બંને જણે તેના હાથમાં એકેક મોટું પરબીડિયું મૂક્યું. શિશિરે જોયું તો કાલિદાસે આપેલો કાગળ સુનયનીનો હતો, અને શિરીષે આપેલો કાગળ સંધ્યાનો લખેલો હતો. સંધ્યાનો કાગળ શિરીષ કેવી રીતે લાવ્યો તે ન સમજી શકવાથી નવાઈ પામી શિશિરે કાગળ ખોલ્યા વગર જ પૂછ્યું: 'આ કાગળ તમને ક્યાંથી મળ્યો?'

શિરીષે હસીને કહ્યું: 'સંધ્યા સગપણમાં મારી પિતરાઈબહેન થાય છે. મેં એક વખત રજતના એક લેખની જરા ટીકા કરી, તેથી રજતે ગુસ્સે થઈ મારી સાથે ઝગડો કર્યો, અને ત્યારથી તેની સાથે મારો કશો સંબંધ નથી. હું 'મુદ્રિકા'નો સહાયક સંપાદક છું, એટલે રજત 'મુદ્રિકા'નો પણ દુશ્મન બન્યો. તેથી તેણે અમારા 'દોઢડાહ્યા મંડળ'નો ત્યાગ કરી પોતાનું જુદું મંડળ સ્થાપ્યું. આથી જ મેં આજ લગી તમને રજતના મિત્ર સમજીને મારી ઓળખાણ આપી નહોતી, અને સંધ્યાએ પણ આપી નહોતી. સંધ્યા કાલે અમારે ઘેર આવી છે, અને તેણે જ મને આ દૂતકાર્ય કરવા મોકલ્યો છે. હવે તો આપણે બધાયે એના પતિના શત્રુ છીએને!'

આમ કહી શિરીષે હસવા માંડ્યું. શિશિરે ગંભીર બની કાગળ વાંચવા માંડ્યો. સુનયનીનો કાગળ ઉઘાડતાં તેમાંથી ઘણી નોટો નીકળી પડી. કાગળમાં સુનયનીએ લખ્યું હતું:

'બાબા શિશિર,

ભાઈ ભાઈ લડે, પણ માને મન તો બંને ભાઈ સરખા. તેમ છતાં, માનું દિલ વધારે ખેંચાય જે ભાઈ વધારે સહન કરે,

અને બીજા ભાઈના સેંકડો અત્યાચારો સ્નેહથી માફ કરે તેની તરફ. સ્વાર્થની લડાઈમાં ભાઈ ભાઈને હેરાન કરે, પરંતુ તેનો આઘાત જોરથી માના હૃદયને લાગે છે. તારે રુપિયાની જરૂર પડી તો મને કેમ કહ્યું નહિ ? તેં મોટી ભૂલ કરી, બહુ ખોટું કર્યું, બાબા ! આ કાગળમાં પાંચસો રુપિયા મોકલું છું—નહિ લે તો મને બહુ દુઃખ થશે. તું દેવામાંથી મુક્ત થયો છે એવું જાણીશ ત્યારે મને સુખ થશે.

તારી મા

સંધ્યાનો કાગળ ઉઘાડતાં તેમાંથી પણ પાંચસો રુપિયાની નોટો નીકળી પડી. સંધ્યાએ લખ્યું હતું—

ઠાકુરપો,

પતિના અપરાધથી અપરાધણ બનેલી હું તમને મોં દેખાડતાં પણ શરમાઉં છું. અવનતિનો સ્વીકાર કરી ક્ષમા માગું એવો અવકાશ પણ તમે રાખ્યો નથી. કારણકે દોષ થયો ન થયો ત્યાં તો તમે એની ક્ષમા આપી દીધી છે. અપરાધ સ્થિર થઈ જ ન શકે એટલી ઝડપથી એની સાફસૂફી ! પણ મારા મનમાં જે ખેદ અને લજ્જા ગાઢ થઈ રહ્યાં છે, તેને પ્રાયશ્ચિતથી દૂર કરવાનો વખત તમારે આપવો પડશે. તમારું દેવું વાળવા રુપિયા મોકલું છું—તમારે તે લીધા વગર નથી ચાલવાનું. આ રુપિયા મારા પોતાના છે; મને પિયરમાંથી કોઈ કોઈ વખત કંઈ મળતું તે મેં ભેગું કર્યું હતું. બીજાના રુપિયા આપી તમારું અપમાન કરું એવી હું દુષ્ટ નથી.'

લિ૦ તમારી ભાભી

આ 'બીજો' એટલે રજત—એ સમજતાં શિશિરને વાર લાગી નહિ. શિશિરે દીર્ઘ નિઃશ્વાસ નાખી ખિન્ન પણ હસતે મોઢે

શિરીષ અને કાલીદાસને કહ્યું: ' હું રજતનું દેવું હમણાં જ ચૂકતે કરીને આવું છું. જુઓ આ હેન્ડનોટ!'

શિશિરે હેન્ડનોટ બહાર કાઢી, ગડી ઉઘાડી કાલિદાસ અને શિરીષની સામે ધરી કહ્યું: ' એ પાંચસો રુપિયા પણ રજતની જ પાસેથી મને મળ્યા 'હતા—શ્રીશ બાબુના નામે લેખો લખવાના!'

કાલિદાસ ખુશખુશ થઈ બોલી ઊઠ્યો: ' શ્રીશ શર્મા તું છે! મને થતું હતું કે આવો કલમબાજ બીજો કોણ પાક્યો?'

શિરીષે હસતાં હસતાં કહ્યું: ' ત્યારે તો રજતને તમે ખરો બનાવ્યો! માછલીના તેલમાં માછલી તળી!'

કાલિદાસ અને શિરીષને નોટો પાછી આપીને શિશિરે કહ્યું: ' તમે માને અને ભાભીને કહેજો કે તેમનો સ્નેહ હું માથે ચડાવું છું. પરંતુ મારે હમણાં પૈસાની જરૂર નથી, હું બાંકીપુરના 'બિહાર પેટ્રિયટ' અખબારનો સબ-ઍડિટર નીમાયો છું.'

એવામાં ટપાલીએ આવીને કહ્યું: ' શિશિર બાબુનું એક મનીઑર્ડર છે.'

શિશિરે નવાઈ પામી કહ્યું: ' મારું મનીઑર્ડર? કેટલા રુપિયાનું છે?'

' પાંચસો રુપિયાનું.' કહી પટાવાળાએ ફારમ સહી કરવા માટે શિશિરના હાથમાં મૂક્યું.

શિશિરે ફારમ લઈ ઉત્સુક કાલિદાસની તરફ ફરી, લજ્જા તથા આનંદપૂર્વક કહ્યું: ' વિદ્યુતે મોકલ્યા છે.'

શિશિરે સહી કરી કાગળ લઈ વિદ્યુતનો કાગળ વાંચ્યો—

પરમ શ્રદ્ધાભાજન,

નોકરી લીધી ત્યારથી હું તમને દેવામાંથી મુક્ત કરવા રુપિયા બચાવતી હતી. 'નારદ' વાંચતાં આ ભેગા કરેલા રુપિયા મોકલી આપું છું. તુચ્છ રુપિયા તો વાળી શકી. પણ કૃતજ્ઞતાનું ઋણ વાળવાની તાકાત આ નિર્બળમાં નથી.

વિદ્યુત

શિશિરના કાગળો વંચાઈ રહ્યા પછી કાલિદાસ અને શિરીષ ઊભા થઈને હસતા મુખે બોલ્યા: ' જઈએ, સૌને શુભ સમાચાર આપીએ. '

શિશિરે હસીને કહ્યું: ' તો બીજા પણ એક શુભ સમાચાર આપજો—હું વિદ્યુતને પરણું છું. હું પરમ દિવસે બાંકીપુર જાઉં છું. ત્યાં ઘર રાખી, જરૂરી સરસામાન ગોઠવી કરીને, આવતી પૂર્ણિમાએ વિદ્યુતને તેડવા શિલોંગ જવાનો છું. '

કાલિદાસ અને શિરીષ હસતા હસતા સુનયની અને સંધ્યાને શુભ સમાચાર આપવા ગયા.

શિશિર કાગળ લખવા બેઠો—

પ્રિયતમા,

તારા ' પરમ શ્રદ્ધાભાજન 'ને રુપિયા મળ્યા છે, પરંતુ એ તો માત્ર વ્યાજ છે, મુદ્દલ તો હજી મળવું બાકી છે. તેથી 'શ્રદ્ધાભાજન' આવતી પૂર્ણિમાએ મુદ્દલ વસુલ કરવા જાતે શિલોંગ પધારે છે.—' શ્રદ્ધાભાજન 'ને હવે ' પ્રિયતમ ' કહીને, ખત લખી આપી, તારે પ્રણયનું કરજ લેવું પડશે તે ખત રજીસ્ટર થશે પરિણય-કાર્યની ઑફિસમાં. તે પછી બાકી રહેતી રકમ માટે તને દેશનિકાલની સજા ફરમાવાશે—શિલોંગથી એકદમ બાંકીપુર. ત્યાં તારા કેદખાનામાં તારાં સુખસમવડના ચોકીદાર તરીકે રહેશે ' બિહાર પેટ્રિયટ 'નો સબ એડિટર—હું. તારો કોઈ વાંધો કે બહાનું સાંભળવામાં નહિ આવે. માટે

સરસામાન બાંધીને તૈયાર થઈ રહેજે. હું તને ગિરફતાર કરવા આવું છું.

લિ૦ તારા હાથનો ભિક્ષુ મહાજન શિશિર

કાગળ મળતાં વિદ્યુત પોતાની આંખોને અને બુદ્ધિને માની શકી નહિ. તેને થયું, ખરેખર હું જે વાંચું છું, અને એનો જે અર્થ કરું છું એ જ શિશિરે લખ્યું છે? આવા સુખસંગમની તો મેં આશા પણ નહોતી રાખી! એક દિવસ તેના મનમાં આવી દુરાશા સંધ્યાએ પેદા કરી હતી; પરંતુ પોતાના જન્મનો પરિચય થતાં તેણે એ બધું ભુંસાઈ ગયેલું માન્યું હતું. તેથી તેને ફરી એકાએક અકલ્પ્ય સુખનાં સ્વપ્નાં દેખાવા માંડયાં. એની આંખોને આકાશ-પાતાળ અસહ્ય સુખના નશામાં મસ્ત બની ડોલતાં દેખાવા લાગ્યાં. ચાંદાના સ્પર્શથી રજનીગંધા ફૂલ જેમ સુખની સુગંધથી આકાશ અને વાયુને ભરી દે, તેમ આ કાગળે વિદ્યુતના મનમાં અકથ્ય આનંદની રેલ આણી દીધી. તેનું હૃદય ઉષાની પેઠે સ્નિગ્ધ માધુર્યથી વિકસિત બનવા માંડ્યું,—અરુણના પ્રકાશસાગરમાં વિષાદનો અંધકાર ડુબવા માંડયો, સેંકડો પંખીઓના મધુર કલરવથી અને લાખો ફૂલોના પ્રાણમાં ભરેલા મધુગંધથી દિગ્વધુની તમામ ઈંદ્રિયો મૂઢ બની ગઈ. વિદ્યુતને થતું હતું કે મારા જ હૃદયનો આનંદઉલ્લાસ વિશ્વહૃદયમાં બેસીને મિલનરાગિણીના મનોમોહન સ્વરે બંસરી બજાવી રહ્યો છે; મારા જ સુખના થથરતા મદિર હિલ્લોલમય હાસ્યના સ્પર્શથી પવન આમ ક્ષણે ક્ષણે કંપી રહ્યો છે; મારા જ હાસ્યના ઉજાસથી પ્રભાત આજે આવું ઊજળું છે; મારું જ આનંદમય હૃદય આજે અંતરની શરમથી વ્યાકુળ બની ગુલાબ રૂપે ઝુલી રહ્યું છે. પરિપૂર્ણ આનંદના વસંતસમીરણથી આજે તેના અંતરમાં ફૂલ ફૂટ્યાં હતાં. આ આનંદ એવો ઉન્મત્ત હતો કે તે તેને પોતાના હૃદયના કુસુમ–કારાગૃહમાં રાખી શકતી નહોતી. આજે સ્વર્ગ અમૃતના નશામાં પાગલ બની તેના પગમાં આવી પડ્યું હોય એવું તેને લાગતું હતું!

: ૨૯ :

**આજે** શિશિર આવવાનો છે. આ સુખના આઘાતથી વિદ્યુતની છાતીમાં ધકધક અવાજ થતો હતો. હૃદયમાં લોહીની ભરતી ચડવાથી તેનું મોં લાલ લાલ થઈ જતું હતું. તેની દૃષ્ટિમાં ઉજ્જ્વળ સુખનું હાસ્ય ઝગમગતું હતું.

રાત પડી ગઈ હતી. આજે પૂર્ણિમા હતી. પૂર્ણિમાનો ચંદ્રમા ઝાડોની પાછળ છુપાઈને સુવર્ણરસનો ફુવારો દશે દિશામાં ઉડાવી રહ્યો હતો. વિદ્યુતના બંગલાના કમ્પાઉન્ડમાં વિવિધ રંગનાં ચંદ્રમલ્લિકાનાં ફૂલ, અપૂર્વ શોભા ધારણ કરી ખીલ્યાં હતાં, અને આંખોમાં રંગનાં અંજન આંજતાં હતાં; તેની ઉપર ચાંદનીના સુવર્ણરસનું પૂર ફરી વળ્યું—જાણે વિદ્યુતના પોતાના હૃદયનું પ્રતિબિંબ! બગીચાના એક ખૂણામાંથી વહી આવતી નાગેશ્વર ચંપાની સુગંધે પવનને મત્ત બનાવી દીધો હતો.

જેમ રાત વધતી જતી હતી તેમ વિદ્યુતની ચિંતા વધતી

જતી હતી. પળે પળે તે શિશિરના આવવાની રાહ જોતી હતી. પોતાના બંગલાની સામે થઈને કોઈ ગાડી કે માણસને જતાં જુએ તો એ ચમકી પડતી,—તેને થતું, એ શિશિર આવ્યો ! ઘડીએ ઘડીએ તેને શિશિરના આવવાના ભણકારા આવતા.

રાતના આઠ વાગ્યા. ચાંદનીનો પ્રકાશ પરસાળમાં આવીને પડયો. એક બપૈયો ચાંદનીના આનંદમાં મધુર અવાજ કરતો હતો. પણ હજી શિશિર આવ્યો નહિ. વિદ્યુત એક ખુરશી પરસાળમાં ખેંચી લાવી ચાંદનીમાં જઈને બેઠી. આનંદ અને ચાંદનીનો લેપ થતાં તેનું વિદ્યુતવરણું રૂપ અદ્‌ભુત દેખાવા લાગ્યું. આંખો મીંચીને એ સુખનાં શમણાં જોવા લાગી:—'શિશિર આવીને મને શું કહેશે ? તે આમ કહેશે તો એના જવાબમાં હું શું કહીશ ?' પણ તરત તેનું ચિત્ત ભયભીત બની જતું કે કદાચ એ નહિ આવે તો ? કાગળ લખ્યા પછી તેનું મન બદલાઈ ગયું હશે તો ?

અચાનક કોઈનો પગરવ સાંભળી, ચમકીને તેણે જોયું તો હસતો હસતો શિશિર આવતો હતો ! વિદ્યુત એકદમ ખુરશીમાંથી ઊભી થઈ ગઈ. તેના મોં પર લજ્જા અને સ્મિત ફરી વળ્યાં હતાં.

શિશિરે પરસાળમાં પગ દેતાં જ બંને હાથ વિદ્યુતની સામે લંબાવ્યા. એ બે હાથની હૂંફમાં કેદી બનવા વિદ્યુતના બંને હાથ તલપાપડ બની ગયા હતા; તો પણ વિદ્યુતે એમને કાબૂમાં રાખી કહ્યું: 'બેસો !'

શિશિરે હસીને કહ્યું: 'બેસો બેસો કાંઈ નહિ લાજ શરમ કે વિનય કશું માનવાનો નથી—મારું મુદ્દલ વસુલ કરવા અહીં સુધી આવ્યો છું. તને ગિરફતાર કર્યા વિના નથી રહેવાનો !'

વિદ્યુતે નીચું જોઈ મૃદુકંપિત સ્વરે કહ્યું: 'મારા સંસર્ગથી તમે નિર્મળ હોવા છતાં કલંકિત બન્યા છો, આખા દેશમાં તમારી

નિંદા પ્રસરી ગઈ છે. તમે મને છોડી દો! મારો જન્મ કલંકિત છે, હું અપવિત્ર છું!'

શિશિરે બંને હાથમાં વિદ્યુતના બંને હાથ પકડી તેને છાતી સરસી ખેંચી લઈને કહ્યું: 'તું પંકજ છે, તું નિર્મળ છે, તું અતિ પવિત્ર છે. હું જેવો વિશ્વવંચિત, બહુલાંછિત છું, તેવી તું પણ સાની પરિત્યક્ત છે! મારું દુઃખ તને સમજાશે, અને તારી વેદના મને સમજાશે—એટલે આપણો સંગમ સુખમય બનશે.

ખોટો છે સંસાર ને ખોટો સમાજ,
ખોટો એ જીવનનો મોટો અવાજ!
ઉતારી શકું જો મારો મનોભાર!
તો જગમાં કોઈને ન ક્ષતિ લગાર!

ચાલ, હવે કોઈ દલીલ સાંભળવાનો નથી. પેલા રસ્તાના નાકા પર જ ગાડી ઊભી રખાવીને આવ્યો છું.'

શું શું કહેવું, કેવી કેવી દલીલો કરીને શિશિરને સમજાવવો વગેરે બધું વિદ્યુતે મનમાં ગોઠવી રાખ્યું હતું, પરંતુ એમાંનું કશુંયે કામ લાગ્યું નહિ. સુખ, શ્રદ્ધા અને પ્રીતિથી ભરપૂર આંખે શિશિરની સામે જોઈ તે માત્ર આટલું બોલી: 'ખાવાનું બનાવી રાખ્યું છે, ખાઈ લો!'

શિશિરે વિદ્યુતના મોં પર ગાઢ ચુંબન કરી કહ્યું: 'ઓહ! જમવાને મને અમર કરવા વાસ્તે આ અમૃત સંચિત કરી રાખ્યું છે એ હું કેમ ભૂલી જાઉં છું! બે હોઠનો મધુર સંગમ, અને બે સ્મિતનાં લાલ વાસરશય્યા!'

વિદ્યુત પરિપૂર્ણ સુખમાં શિશિરની છાતીમાં મુખ છુપાવી રડી

પડી. તેને થયું: સૌથી તરછોડાયેલીના નસીબમાં આટલું સુખ! આટલું સૌભાગ્ય !

પૂનમનો ચંદ્રમા વૃક્ષઘટાની પાછળથી નિર્લજ્જની પેઠે ડોકિયાં કરીને ખૂબ હસતો હતો. અને બપૈયો એ હાસ્ય જોઈને ખુશ થઈ આકાશમાં આનંદ કલરવની જાળ ગૂંથતો હતો.

એવામાં બંગલાના દરવાજા બહારથી કોઈની બૂમ સંભળાઈ: ' શિશિર અહીં છે કે ?'

વિદ્યુત એકદમ શિશિરની છાતીએથી અળગી થઈ, ઊભી રહી.

શિશિરે નવાઈ પામી કહ્યું: ' કાલિદાસના જેવો અવાજ લાગ્યો !' ત્યાંતો ફરી બૂમ આવી: ' અરે શિશિર, મોઢે જવાબ પણ દેવાતો નથી ?'

શિશિર હસતે મોઢે સામો જઈને બોલ્યો: ' કોણ કાલિદાસ કે ? તું અહીં ક્યાંથી ? આવ આવ, અંદર આવ !'

કાલિદાસે શિશિરની સાથે આવતાં આવતાં કહ્યું: 'તમારી બંનેની ઉપર સમન બજાવવા માટે હું કાલનો અહીં આવીને બેઠો છું. ચાલ, પહેલાં તો તારી વહુની ઓળખાણ કરાવ !'

શિશિરે પરસાળમાં પગ દેતાં કહ્યું: ' આ કાલિદાસ ' એટલું કહેતાં જ બધી ઓળખાણ અપાઈ જશે. વિદ્યુત, આ મારો દોસ્ત કાલિદાસ ! અને કાલિદાસ, આ મારી પત્ની અને સહધર્મિણી વિદ્યુત !'

વિદ્યુતે લજ્જા પામી આનંદિત મુખે બે હાથ જોડી માથે

અડાડી, કાલિદાસને નમસ્કાર કર્યા—જાણે એક ફૂલ ભમરાના ભારથી નમી પડ્યું.

કાલિદાસે પોતાની ચાદર હેઠળથી નાની મોટી ત્રણ પેટીઓ બહાર કાઢી વિદ્યુતની સામે ધરી કહ્યું: ' તમારાં લગ્નની કંઇક ભેટ લઇને હું આવ્યો છું. '

વિદ્યુતે કંઈ પણ બોલ્યા વગર હસતાં હસતાં કાલિદાસના હાથમાંથી ત્રણે પેટીઓ લીધી. પછી ઘરની અંદર જઇને દીવાના અજવાળામાં કોણે તેને શું મોકલ્યું છે તે જોવા બેઠી.

શિશિરે કાલિદાસને કહ્યું: ' અંદર આવ ! '

પછી કાલિદાસને એક ખુરશીમાં બેસાડી કુતૂહલવશ થઈ શિશિરે વિદ્યુતના ખભા પરથી ઝૂકીને પેટીઓમાં શું છે તે જોવા માંડ્યું. એક ચંદનની ડબી ઉપર મોકલનારનું નામ લખેલું હતું ' સુનયની દેવી !' બીજી એક મોટી ચામડાની સૂટકેસ ઉપર લખેલું હતું: ' સંધ્યા દેવી ' અને એક નાની મખમલની પેટી ઉપર લખ્યું હતુ ' કાલિદાસ ઘોષ ' ! વિદ્યુતે આનંદથી હસતાં હસતાં પેટીઓ છોડવા માંડી.

શિશિરે હસીને કહ્યું: ' તું તો મને પરણવાની ના કહેતી હતી તો પછી એ બધું શું કરવા ખોલે છે ? પાછું આપી દે ! '

સુખની લજ્જાથી પરિપૂર્ણ થઈ વિદ્યુતે એકે એકે ભેટ ઉઘાડવા માંડી.

સુનયનીએ એક ઢાકાની કારીગરીવાળી ચાંદીની ડબીમાં એક સોનાની કંકાવટી, સોનાની ચાંદ્લાસળી, થોડો અળતો, અને તેની સાથે આશીર્વાદનો ટૂંકો કાગળ મોકલ્યો હતો.

કલ્યાણી,

આ સ્વામીસૌભાગ્યનાં ચિહ્નો તારા સૌન્દર્યને વધારે સુન્દર અને તારા ચારિત્ર્યને વધારે મધુર બનાવો ! તમારો બંનેનો આ આનંદ અક્ષય હો !'

લિ૦ તમારી હમેશની શુભેચ્છક મા
શ્રી સુનયની દેવી.

સંધ્યાએ જરીની ફૂલવેલવાળી લાલચટક બનારસી સાડી, એની સાથે બરાબર મેળ ખાય તેવું બ્લાઉઝ, બે હીરાની બંગડીઓ, એક મોતીની માળા, બે હીરાનાં લવિંગિયાં, અને બે મીનાકારીના નંગવાળા બ્રોચ મોકલ્યા હતા. તેની સાથે એક કાગળ હતો.

બહેન વિદ્યુત,

તમને મોં દેખાડતાં પણ મને શરમ આવે છે. નહિતો તને હું મારા જ હાથે સજાવીને માંયરામાં બેસાડત. તમને બંનેને જે રત્ન મળ્યું છે તેના આનંદમાં તમે અમારા તમામ અપરાધો વાળી ઝૂડીને સાફ કરી નાખશો એવી મને ખાતરી હોઈ, મારા દિલના ઊંડા પ્રેમની આ સાધારણ ભેટ મોકલવાની હિંમત કરું છું. ઠાકુરપોને કહેજે કે મારા પ્રતિનિધિ તરીકે તેઓ તને આ બધું પહેરાવીને સજાવે !

લિ૦ તમારો બંનેનો આનંદ જોઈને આનંદિત બનેલી સંધ્યા

કાલિદાસની પેટીમાં શિશિરનાં જ લખેલાં પુસ્તકોની એક એક નકલ હતી.—તે નકલો ખૂબ સરસ રીતે મોરક્કો ચામડું અને વેલવેટ વાપરીને બંધાવેલી હતી અને તેની ઉપર સોનેરી અક્ષરે વિદ્યુતનું નામ લખેલું હતું.

શિશિરે આનંદથી હસીને કહ્યું: ' મા, ભાભી અને કાલિદાસની શુભેચ્છાઓ આપણે જ્યાં જઈએ ત્યાં આપણી સાથે ને સાથે આવે છે. આપણી સંસારયાત્રાનું આ પાથેય છે, આપણા સંયમનું આ સૌભાગ્ય છે. '

વિદ્યુતે ઊભી થઈને શિશિર અને કાલિદાસની સામે જોયું—તે વખતે ફૂલપાંખડી પર શિશિરબિંદુ ચમકે તેમ તેની આંખોમાં અતિ આનંદનું સ્મિત ઝળહળતું હતું.

તે વખતે બહાર, ચાંદનીમાં તરબોળ સ્વચ્છ નીલાંબરમાંથી વિધાતાએ આશીર્વાદ આપવા હથેળી ઊંચી કરી હોય તેમ કેવળ આનંદ અને સૌન્દર્ય વેરાતું હતું.

સમાપ્ત